# છોટમ કૃત
# કીરતન માળા.



## ભાગ ૧-૨-૩



છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર મહાદેવ રામચંદ્રની પરવાનગીથી

છાપનાર,

બુકસેલર પ્રેમચંદ હઠીસીંગ.

ત્રાંબાકાંટા—મુંબઇ.

આવૃત્તિ બીજી. પ્રત ૧૦૦૦

આ પુસ્તક અમદાવાદ પાનકોરનાકા ચુડીઓળમાં આવેલા
મનહર પ્રીન્ટીંગ પ્રેસમાં
મોતીલાલ ગણપતરામ કંપાણીવાળાએ છાપ્યું.

કીમત ૦-૧૨-૦

# ॥ છોટમકૃત કીર્તન માળા ॥

## પ્રભાત રાગનાં કીર્તન ૬

### કીરતન ૧ લું.

જાગ્યરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને તેને જાણી;
નરદેહ નિરમીયો નીતિ સંભાળવા, આચરે અનીતિ તે અધમ પ્રાણી. ૧
વિશ્વકર્તા તણું દીસે ડાપણ ઘણું સુખકર સરજિયો સૂરજ જેણે;
તેજ ફેલે અતી વાયુ છાદનવતી, અંખ્ય સહુ દેખતી થાય એણે. જા. ૨
ધન્ય દયાળને ધરણી કેવી રચી, સિદ્ધ પક્ષુરથ યુક્તિ સારી;
ત્રિવિધ પ્રકાર વનમાંહી વનસ્પતી, અખિલ છે અમિત અનંદકારી. જા. ૩
પોષવા સર્વને નીર પેદા કર્યું, વ્યોમમાંહી રચી મેઘમાળા;
ચંદ્ર આકર્ષણે સિંધુ ભરતી ચડે, જાય એ જુક્તિથી વાણુવાળા. ૪
જ્યોતિષ ચક્ર તું જોને આકાશમાં, દીસતા દિવ્ય અનંત તારા;
એજ ઉપયોગી છે સરવ સંસારને, ધન્ય હે સૃષ્ટિ સરજનાર સારા. ૫
તાહરો દેહ તું જોને કેવો કર્યો, અદભુતતા ઘણી છેજ એમાં
સરવ વિષયો તણું જ્ઞાન બહુ થાય છે, તત્વ મોટું કર્યું ચિત્ત તેમાં. ૬
બુદ્ધિયે નિશ્ચય થાય બહુ વાતના, એ થકી અધીક ઉદયોગ સુજે,
એજ સરજનારને મુઢ સમરે નહી, મંદમતી મલિન પાખંડ પુંજે ૭
સરજનહારનું જ્ઞાન સોહામણું, સરવને સમજવા યોગ્ય સારૂ;
છોટમ સધ સંસારથી ઉદ્ધરે, વચન સુવિચારથી માને મારૂં. ૮

### કીરતન ૨ જું

એક આધાર રાખે નિરાધારનો, જેથી સંસાર તું પાર પડશે;

કલ્પિત વાતથી કાજ કાંઇ નવ સરે, તોય મથતાં કયમ તુપ જડશે.૧
સરવથી સિદ્ધ વહારથ મેળવી, કેળવી સ્થિરચર જાતિ કીધી;
અગણિત અંડ કરી અધ્ધર ધરિ રાખિયાં, મનુષ્યને સુંદર મુર્તી દીધી.૨
શક્તિ અનંત છે સરવ કરતા તણી, જોતાં અગાધ છે જ્ઞાન જેનું;
કવિજન શું કહે પાર કોઇ નવ લહે એમ અદભુતપણું છેજ એનું. ૩
એક એ તાત છે અખિલ સૃષ્ટિ તણો, તે તજી તુચ્છ તું શું ઉપાસે;
પાપના બંધ તે કેમ પ્રલે થશે, અંતકાળે કિહાં જીવ જાશે. એક૦ ૪
જીવતાં જાણય તું તાણય સરવે તજી, ભાવશું ભે ભજી બ્રહ્મ કરતા
છોટમ સત્ય જાણીને હૃદયે ધરો, ભક્તવત્સલ પ્રભુ સરવ ભરતા. ૫

## કીરતન ૩ જું.

ભેદ જાણ્યા વિના ભ્રાંતિ ભાગે નહી, શાંતિ આવ્યા વિના સુખ ન પામે;
જગતનું મુળ જાણીને અવ્યક્તમાં ભક્ત પ્રભુને ભજી ભય વિરામે ૧
હેતુમાં સરવ સંકેત સરૃષ્ટી તણો, એજ સરજનાર સુવિચાર શક્તિ,
અરૂપથી સ્વરૂપ બહુ થાય ન જણાય તે, કયાં રહીને કરે સરવ વ્યક્તિ.૨
દેહ જાતી ગણી કોણ સકશે ગણી, કથન કવિજન કરે કોય કલપી;
અણું તણી જાતિ અતિ જાણીયે શાવતી, જ્યાંલગી લહિ ગતિજલપી.૩
જીવનો ધરમ તે કરમ સાધના કરે, ભોગ સારૂ ફરે નિત્ય ભમતો;
સરવનો રાય કહેવાય છે માનવી, વિશ્વ કરતારને હોય ગમતો. ભેદ. ૪
વિહિત પ્રતિષિદ્ધ બે કરમ છે વેદમાં, ભેદ જાણી ભલું જેમ ભાવે;
પુણ્યને પાપનાં બીજ એ બે કહ્યાં, સુખને દુઃખ ફળ અંતે આવે. ૫
પુણ્યના ભાગિયા, સુધરમે લાગીયા; જાણીને જાગિયા પુરૂષ ડાયા;
પાપ પંથે પડ્યા દુઃખ કર્દમ કડ્યા નરકમાં નારકી પામિ કાયા. ૬
જીવના કરમની રીતિ એતો કહી, ભાવથી જો પરબ્રહ્મ ભેટે;
સરવ પ્રતિપાળ દયાળ ઇશ્વર તણી, ભક્તિથી સાધન સરવ હેઠે. ૭

ચરેઈ સહુ ધરમથી મન વચન કરમથી, જાણી જગદીશની ભકિત કરિયે;
સરવ સિદ્ધાંતનો સાર છોટમ કહે, તે થકી ભવજળ વસ્ત તરિયે. ૯

### કીરતન ૪ થું.

એક કરતાર આધાર સરવે તણો, એ નિરાધાર ઓંકાર આપે;
વિવિધ પ્રકારની વિશ્વ રચના રચે, સાંધી સબંધ માપે અમાપે. એ.૧
સ્થુળને સૂક્ષ્મની સાથ સંબંધ છે, વ્યક્ત અવ્યક્તનો સંગ સાધ્યો;
કાનને શબ્દની સાથ સબંધ છે, નેત્રને રૂપ સંબંધ બાંધ્યો. એક. ૨
જીભને રસ વિષે નાકને વાસમાં, ચરમને સ્પર્શશું પ્રીતિ તેવી;
એમ અપાર કૌશલ્ય અવિનાશનું, યોગ્ય રચના રચે એવી એવી. ૩
અગણિત અંડનોનાથ એ નીત્ય છે શક્તિને સિદ્ધી અનેક એમી;
છોટમ ભાવથી એ પ્રભુ ઓળખે, બ્રહ્મ સુખ ભોગ આવેજ તેમાં. એક.૪

### કીરતન ૫ મું.

જગત કરતારને જીવ ભુલી ગયા, વિષ્ણુની માયાએ સરવ વાહ્યા;
વ્યાસની વાણિનો સાર સમજ્યાનહી; વિષયિના કુંજ વીહારગાયા. ૧
કોઇ તો બ્રહ્મને નિરગુણ કહી ભજે, સુન્યવત શુષ્ક અકર્ત્ટ એવું;
ભ્રાંતીથી તેહ તો જગત ભાસ્યું કહે, જ્ઞાન પામી ગણે શુન્ય જેવું. ૨
છે છતી આંખ્યને અંધ જન થઇ ફરે, એમ તો એમની બુદ્ધિ બુડી;
બ્રહ્મ પોતે થતાં કોપ પ્રભુનો થયો. માયાએ તેમને નાંખ્યા ઝુડી. જગ. ૩
માયાને નિત્ય માને કોય માનવી, તો ન કહેવાય પ્રભૂ વિશ્વ કરતા;
આપ ઇચ્છા ધરી બ્રહ્મ સરજી સજે, એમ શ્રુતિમાં કહ્યો બ્રહ્મ ભરતા.૪
વિશ્વ જો નિત્ય તો બ્રહ્મ કરતા નહી, તો જન તેની ભક્તિ ન કરશે;
બ્રહ્મ ઉપાસના જીવ જો ના કરે, તો ભવસાગર કેમ તરશે. જગ. ૫
વેદનો અર્થ જો શુદ્ધ સમજાય તો, જ્ઞાન પામે જન તેજ સાચુ;
છોટમ વિશ્વ કરતાર જે ના કહે, તેનું સિદ્ધાંત તો હોય કાચું. જગ. ૬

## કીરતન ૬ ઠું.

અટપટો દેશ સરવેશ સરનારનો, દેવ અધી દેવ છે નામ જેનું;
શેષ શંકર અજ વિષ્ણુને ગણુપતી, પ્રકૃતિને પુરૂષ ધરે ધ્યાને તેનું. ૧
અગણિત અંડના અધીપ સુર જેટલા, તેટલા તે પ્રભુને આરાધે;
વેહને ગુરૂ થકી ગ્નાન પામે નર, તેહને તેહનો મરમ લાધે. ૨
નામ ને રૂપ ગુણુ જ્યાં લગી વિસ્તરયાં, ત્યાં લગી જાણુવી સરવ માયા.
માયાના ઉદરમાં સરવ આવી ગયું, દેવ દાનવ નર નાગરાયા. ૩
માતાનું પોષણુ પામી સરવે મચ્યા, તાતની વાત કોએ ન જાણી;
નાશીને મંદ અવિનાશિ માને સદા, નવ કરે બ્રહ્મની ભક્તિ પ્રાણી. ૪
બ્રહ્મ જે જાણુશે, તે સુખ માણુશે, ઉર વિષે આણુશે એક કરતા;
છોટમ મોક્ષ સુખ તેજ નર પામશે, મન વિષે બ્રહ્મનું ધ્યાન ધરતા. ૫

## નાથ કેશે ગજકો બંધ છોડાયો, એ રાગનાં કીરતન. ૧૪

### (એ ગોડી રાગમાં પણુ ગવાય છે.)

## કીરતન ૧ લું.

ભુલ્યમાં શું ફરે ભમતો નફ્ટ નર ભુલ્યમાં શું ફરે ભમતો;
વને ગ્નાન મારગ નથી ગમતો, નફ્ટ નર ભુલ્યમાં શું ફરે ભમતો. ટેક.
દીનદયાળે દેહ દીધો છે તે સુકૃત સોધન સારૂ;
અમૃત મુકી અસન કરે વિષનું તેમાં ભલું નથી તારૂં. નફ્ટ. ૧
નવરો થયો ત્યારે નિંદાને ચાડી કે ગંદાં ગપોડાં મારે;
એ જીભ તારી સરપ જીભ જેવી જો તું અનીતિ ઉચારે. નફ્ટ. ૨
દિવ્ય પિતાનાં કારજ દેખી આંખ્ય ન ખીલે તારી;
સૂર્ય પ્રકાશે ઉલકને ન સુઝે દેખે જે દોષા અંધારી. નફ્ટ. ૩
કાને સુણે નહી કરતાની કીરતી કે શાસ્ત્રના શબ્દ રસાળા;

ફોગટ વાત સુણે ફળ સુધી તે સુના સુઘરીના માળા. નરદે. ૪
હાથ વડે ન કર્યું પરમારથ અનરથ દિન ગયા આખા;
ભુજ તે ભુંજગફણા સમ જાણો કે સીમાળા કેદી શાખા. નરદે. ૫
પુણ્યને પંથે પગ નવ ચાલે ને પાપવિષે પળે પ્રાણી;
દગ્ધ વૃક્ષ સરખા દુનિઆમાં જન એવું મનમાં લ્યો જાણી. નરદે. ૬
આવું કહીને વેદ વદે છે તે ભ્રષ્ટ બુદ્ધિને ન ભાવે;
દુર્ગુણમાં જે દેહ ગમાવે તે પિંડ પરેતસમ કહાવે. નરદે. ૭
શુદ્ધ ધરમથી સજ્જન ચાલે ને તુછ અવિદ્યાને ત્યાગે;
છોટમ નીતિ ને ભક્તિ નરંતર તે પ્રભુને પ્રિય લાગે. નરદે. ૮

## કીરતન ૨ જું.

છે સુપનાની બાજી જગત સુખ છે સુપનાની બાજી;
રૂડુ જાણી થવું નહી રાજી જગત સુખ છે સુપનાની બાજી. ટેક.
જાગરૂતનું સુખ કે દુખ સઘળું સ્વપ્ન વિષે નથી રહેતું.
સ્વપ્નમાં સુખ દુખ જે જે થાય તે નિદ્રામાં કોઇ નથી લહેતું. જગ. ૧
મરણ અવસ્થા એજ પ્રમાણે જાણ વિના જડ થાશે;
નીતિ અનીતિ તણાં ફળ સઘળાં જીવની સાથે જાશે. જગ. ૨
મુરખ નર તે મરમ ન જાણે સમણાને સાચું જાણે;
સુત વિના દારા વઇભવ દેખી ગરવ અતિશે આણે. જગ. ૩
હાણ્ય જાણીને રોવા લાગે હોય લાભ તો હરખે,
ક્ષણભંગુર છે ખેલ ખલકનો પામર જીવ ન પરખે. જગ. ૪
સમ બુદ્ધિ રહે સઘળે ઠામે તે નર સાચા જ્ઞાની;
છોટમ સરવ હરિને સમર્પે તેને ચિંતા શાની. જગ. ૫

## કીર્તન ૩ જું.

જાયાતે જરૂર જવાના જગતમાં જાયા તે જરૂર જવાના

જેવા હોય વટોળિયા વાના જગતમાં આયા તે જરૂર જવાના. ટેક.
જળના બિંદુ જમાવી પ્રભુએ કીધી છે ઉત્તમ કાયા;
કરતાએ કાય સંકેત કરીને મુકી છે મોહ ને માયા. જગતમાં. ૧
ઇંદ્રજાળ જે ઇશ્વર કેરી અદ્ભુત અગણિત ભાતી;
આ થકી ઉપજે ને આમાં સમે છે જોતાં નથી તે જણાતી. જગતમાં. ૨
હું હું કરીને હેછે હુંકારો તે તન માને છે મારૂ;
દીપ જ્યોતિની પેરે બુઝાતાં આવી રહે છે અંધારૂ. જગતમાં. ૩
મરણ પછી જવું શરણ કોયને તે હશે કેવે રૂપે;
જીવ સ્વરૂપ જીવતાં ન જોયું તે પડિયા ભવકૂપે. જગતમાં. ૪
જ્યાં લગી સ્વાધીન શરીર તમારે કરી આપ્યું કરતારે;
ત્યાં લગી સજ્જન શાણા હોય તે વિમલ વિવેક વિચારે. જગતમાં. ૫
ભાગ્યવંત નર ઘડિયે ન ભુલે ભજશે પ્રભુને ભાવે;
કહે છોટમ તે કાળચક્રમાં ફરી ફરીને નહી આવે. જગતમાં. ૬

## કીર્તન ૪ થું.

ભ્રાંતિયે જીવ ભમે છે સમજ વિના ભ્રાંતિએ જીવ ભમે છે.
નથી દેવત તેને નમે છે સમજ વિના ભ્રાંતિયે જીવ ભમે છે. ટેક.
મુળ વિચાર કરે નહી મનમાં આપ ભુલાયું અજ્ઞાને;
દિગ્ભ્રમ થાય તે અવળું દેખે પુરવને પછમ માને. સમજ. ૧
અખિલ લોકનો કરતા ઇશ્વર કામ અલોકિક તેનું;
તેને તજીને અવર ઉપાસે તુચ્છ જાણપણ તેનું; સમજ. ૨
ભાસે ભુત જયમ ભોળા મનુષને જીવતા જનના જેવું;
દેવ દેવી કે જે જે દીસે તે સહુ જાણવું તેવું. સમજ. ૩
મનમાં રૂપ અનેક થાય છે તે સહુ જાણવી માયા;

તત્ત્વ વિચાર તપાસ કરે તો ભુસ્ય સરવથા ભાગે;
જન છોટમ જગદીશ ભજે તો મોહ નિશ્ચાથી જાગે. સમજ. ૫

## કીરતન ૫ મું.

શ્રીહરી સાથે એવો સંબંધ મારે શ્રીહરી સાથે એવો;
જયમ નેત્રને દિનકર જેવો સંબંધ મારે શ્રીહરી સાથે એવો. ટેક.
જે જે શબ્દ થાય જે ઠામે તે કણ ભેરીમાં વાગે;
તેનો સંબંધ છે તેથી સંગાથે સમઝે ને સારૂં લાગે. સંબંધ ૧
સરસ નરસ જે ગંધ હોય તે પવનનો પેરે રેલે આવે;
તેનો સંબંધ નાસિકાની સાથે હોય ભલો તે ભાવે. સબંધ. ૨
કંચનનો કસ જેવી કસોટી અડતામાં આપ જણાવે;
રસનાએ રસનો સંબંધ રહ્યો છે તે સ્વાદના ગુણને ગણાવે. સંબંધ. ૩
સંબંધ ચરમને સ્પર્શ સંગાથે તે જુગતે જથારથ જાણે;
એમ દેહમાં અદભુત રચના કરી કરતાર શયાણે. સંબંધ ૪
સકળ ઇંદ્રિયોની સ્નાયુઓ સઘળી સોંપી છે મનને હાથે;
માટે સંબંધ ઇંદ્રિયોને મનનો સરવ કામ કરે સાથે. સંબંધ ૫
મુળ પ્રકૃતિ દેહની સાથે એકમેક છે એવી;
છોટમ સરજનહાર સંગાથે તું કર પ્રીતી તેવી. સંબંધ. ૬

## કીરતન ૬ ઠું.

આયુષ એળે ગમાવે મુરખ શીદ આયુષ એળે ગમાવે;
ઘડી જાય તે પાછી ન આવે મુરખ શીદ આયુષ એળે ગમાવે. ટેક.
કરતાની જોડે કારીગરીરે કોએ એવી કયમ થાય;
શરીર કરી સોંપ્યું તને એની કિમત કેણે અપાય. મુરખ. ૧
એ ઉપકાર ભુલીને ભમતાં આચરે કરમ અનિત્ય;
જાતામાં જનમ અફળ ગયો પણ પ્રભુ શું ન કીધી પ્રીત્ય. મુરખ. ૨

કુડ કપટ ને છળમાં કળ્યોરે ના ગમ્યો સાચો સુસંગ;
મેલું મન કરીને પાપી રૂડો બગાડે રંગ. મુરખ. ૩
દામ દારાને દીકરારે ધામ ધરાનું ધ્યાન;
કુળ કુટુંબને નાત્યનું તારે અંગે ઘણું અભિમાન. મુરખ. ૪
સાર ઘણો છે મોતનોરે તેનો નથી તને ત્રાસ;
ઝડપ આવીને ઝાલશે ત્યારે કોઇ ન આવે પાસ. મુરખ. ૫
ચેતનહારા ચેતશે રે જ્ઞાની ગુણી ગંભીર;
બીજાં પશુ દોડે બાપડાંરે પીવા ઝાંઝવા કેરૂં નીર. મુરખ. ૬
આવરદા એનો ભલોરે ધન્ય તેનો અવતાર;
જન છોટમ કહે જગતમાં જેણે એક ભજ્યા કરતાર. મુરખ ૭

## કીરતન ૭ મું.

ચિત્તની વૃત્તી નીચી અજ્ઞાનીના ચિત્તની વૃત્તી નીચી;
જેની અંતર આંખ્યો મીચી અજ્ઞાનીના ચીત્તની વૃત્તી નીચી. ટેક.
જેવો સ્વભાવ પાણી તણોરે સંગ સમો રંગ થાય;
નળને જોગે ઉંચું ચડે પણ નીચુંને નીચું જાય. અજ્ઞાનીના. ૧
કરમ વાસનાના કીચમાંરે તૃષ્ણાનું તાણ્યું ડોળાય;
આપ ન સુઝે આપણું કયમ પરનો મેલ ધોવાય. અજ્ઞાનીના ૨
સતગુરૂ વચને જો ઠરેરે વાયુ આવે સુવિચાર;
પોત પ્રકાસે પોતાતણું તેનો અળગો થાય વિકાર. અજ્ઞાનીના. ૩
સતસંગ ગંગમાં ના ભળેરે માયામાં થઇરે મલીન;
મહિમા ન જાણે મુળગો જેવો ગંગાને કાંઠે જીન. અજ્ઞાનીના. ૪
[illegible] હોય;

## કીરતન ૮ મું.

એ મન નવ રહે ભમતું ભજન વિના એ મન નવ રહે ભમતું;
હિંડે મોહ માયામાં રમતું ભજન વિના એ મન નવ રહે ભમતું. ટેક
દોદશ હિંડે દોડતુંરે જેવું હરાયું ઢોર;
સદગુરુને સોંપ્યા વિના એને કોણ ઠરાવે ઠોર. ભજન. ૧
ચપળ ગતી એની ઘણીરે ક્ષણમાં ફરે સહુ લોક;
શુરવીર સમરથ ઘણા પણ મન આગળ સહુ ફોક. ભજન. ૨
રૂપ રંગ જેને નહીંરે જાતું ન આવતું જણાય;
અંગ આકાર વિના ફરે તેને કોય કયમ કરી સહાય. ભજન. ૩
મન મોજે ચૈતનનોરે જ્યાં ઉપજે ત્યાં સમાય;
છોટમ જો ભળે બ્રહ્મમાં ત્યારે તે ઠામે સ્થિર થાય. ભજન. ૪

## કીરતન ૯ મું.

સમજણ સાધન સાચું સરવ થકી સમજણ સાધન સાચું;
બિન સમજણ કરે તે કાચું સરવ થકી સમજણ સાધન સાચું. ટેક.
કાષ્ટને મથતાં અગ્ની પ્રગટે તાન પડે જો ટાઢો;
દુધમાં જામણ સમજીને નાખે તો દહિમાંથી માખણ કાઢો. ૧
રજ્જુને ઠામે ભુજંગ ભાસે તે સમજે સકળ ભય ભાગે;
સ્વપ્ન વિષે જે સિંહ ડરાવે તે ભય ન પામે જે જાગે. ૨
સુઝ સમજ એ અંતર ચક્ષુ તે ગુરૂ ગમે ઉઘડે જયારે;
આપણું આપને રૂપ પ્રભુનું જાણે જથારથ ત્યારે. ૩
સનમુખ વઇકુંઠ સમજે તેતે અણસમજુને આઘે;
કરમ કરે ને કાયાને કષ્ટે તેણે ભરમ નવ ભાગે. ૪
સાગર ગોપદ તુલ્ય છે તેને ગગન ગુંજાવત થાય;
... જો સમજ જાગે જો ગુરૂ હાથ સહાય. ૫

## કીરતન ૧૦ મું.

ગુરૂ વિણુ મરમ ન જાણે કોય જન ગુરૂ વિણુ મરમ ન જાણે;
બ્રહ્મ જાણવો કોણ ઠેકાણે કોય જન ગુરૂ વિન મરમ ન જાણે. ટેક.
બાવન અક્ષર માણુસ બોલે ફળ એ ભરી છે કોણે;
જીવ દેહમાં રહિને વદે પણ પ્રભુ રચના ન પ્રમાણે. કોય. ૧
ઓષધ સઘળાં ગાંધીના ઘરમાં તે વઇદ વિના મરે રોગે;
દાટેલું ધન પણ ગુરૂ વિન ઘરનું કેમ પડે ઉપભોગે. કોય. ૨
મહાસિંધુમાં નઉકા મૂકે મરમી પાર ઉતારે;
ભેદ લખ્યા વિન ભૂલો ભમે તે શ્રમ કરી સરવે હારે. કોય. ૩
અરક વિના સઘળે અંધારૂં પાસ પડ્યું ના સુઝે;
જન છોટમ ગુરૂ જ્ઞાન મળેતો પ્રકટ પ્રભુને બુઝે. કોય. ૪

## કીર્તન ૧૧ મું.

મનનો મરમ જે જાણે ચતુર નર મનનો મરમ જે જાણે;
ઠીક સમજીને રાખે ઠેકાણે ચતુર નર મનનો મરમ જે જાણે. ટેક.
જળ મધ્યે મછ જેમ રમે છે મગન થઇને મહાલે;
વિષય વારી મન મચ્છ સરીખું ચારે દિશાયે ચાલે. ચતુર નર. ૧
જેવું પંખી ઉડે આકાશે જ્યાં સુધી ગતિ જેની;
વાતાવરણથી વિશેષ જવાની આગળ ગતિ નથી એની. ચતુર નર. ૨
મનનાં રચેલાં જે જે પદારથ ત્યાં સુધી મન જાશે;
મનની પાર મુકુંદ બિરાજે ત્યાં જતાં લય થાશે. ચતુર નર. ૩
જ્ઞાનીનું મન જાય બ્રહ્મમાં વિષયીનું વિષયે ભમે છે;
ભક્ત તણું ભગવંત ભજનમાં રાત્ય દિવસ રસ લેછે. ચતુર નર. ૪
નીતિવાળા જનનું મન નિશ્ચલ નીતિ તજી નવ ડોલે;
ફાટેલા મનના જીવ ફુટાંણા બેડેલા સરખા બોલે. ચતુર નર. ૫

પંચ વિસયનો સકળ પસારો તે ઉપર મન દોડે;
છોટમ સહજ સ્વરૂપ વિચારે મનની અવિદ્યાને છોડે. ચતુર નર. ૬

## કીરતન ૧૨ મું.

કરય સત સંગતિ સાચી જીવડા તું કરય સત સંગતિ સાચી;
દુરજનની સંગતિ કાચી જીવડા તું કરય સત સંગતિ સાચી. ટેક.
સદગુણ સાગર અતિ નયનાગર બુદ્ધિ ઉજાગર જેની;
જ્ઞાન વિવેક ભકિત રસ ભરિયો તું પ્રીતિ કરય તેની. જીવ. ૧
કપટી કુટિલ કઠોર કુકર્મી કાગ સમા જે પ્રાણી;
એવા નરની સંગતિ કરતાં હોય ધરમની હાણી. જીવ. ૨
અતિ અગાધ ભવસાગર ભરિયો કોય તરે કયમ હાથે;
બુડતાં જનની બાંહે વળગે તે બુડે તે સાથે. જીવ. ૩
નીતિ નાવને સજજન મરમી તેને શરણે જાશે,
કહે છોટમ હરિ કરૂણા જેને તે પારંગત થાશે. જીવ. ૪

## કીરતન ૧૩ મું.

સુઝ વિના અંધાઈ સકલ ઘટ સુઝ વિના અંધાઈ;
તું તો રૂપ લહે નહી તારૂં સકલ ઘટ સુઝ વિના અંધાઈ. ટેક.
અરક તેજથી આંખો ઉઘડે દુનિયાંને તે દેખે;
સુઝ વિના સારૂં ને નરસું સહુ સરખું કરી લેખે. સકલ. ૧
અદકી ઓછી સુઝ સરવને આપી છે કીરતારે;
ઝાઝી સુજે સઘળે જીતે હોય ઓછી તે હારે. સકલ. ૨
સ્થાવર જંગમ જીવ સરવમાં સુઝ પદારથ મોટું;
ઉતમ સુજે અતિ સુખ પામે અધમ સહે દુ:ખ મોટું. સકલ. ૩
પરમ દયાળ પ્રભુની કરૂણા જેના ઉપર જેવી;
કહે છોટમ તેના ઉર માંહે સુઝ ઉપજે તેવી. સકલ. ૪

## કીરતન ૧૪ મું

જો ગુરૂ વચન વિચારી જીવડા તું જો ગુરૂ વચન વિચારી;
શઠ શું બેઠો છે હારી જીવડા તું જો ગુરૂ વચન વિચારી. ટેક.
હરદમ હરિનું નામ સમરતાં શું બેસે છે નાણું;
મોહ માન મછરમાં મુરખ ખોયું ઉતમ ટાણું. જીવ. ૧
હોંસે કુકરમ કરતો હીંડે નીતિ અનીતિ ન સુજે;
અધરો દંડ અખિલ કરતાનો તે તુજને નવ સુજે. જીવ. ૨
પઇસા રળતાં પાપ રળે છે ધન દાટે છે ધુળે;
પરલોક ભોગવવું પડશે રડી રડી ચડશો સુળે. જીવ. ૩
હજુએ દેહ હાથમાં તારે જો ચેતે તો સારૂં;
કહે છોટમ કરય દીપ ગ્નાનનો તો ટળશે અંધારૂં. જીવ. ૪

## કીરતન ૧૫ મું

જીવ સ્વતંત્ર ન કોઇ જગતમાં જીવ સ્વતંત્ર ન કોઇ;
પડ્યા કરમ તણે વશ સોઇ જગતમાં જીવ સ્વતંત્ર ન કોઇ. ટેક.
રાજ રાવણને આપ્યું ઇશે કૃપા કરીને જ્યારે;
પાપ કરમથી તરત ભુલિયો અંત થયો એકવારે. જગતમાં ૧
નહુશ નાક પતિનું પદ પામ્યો વરવાને ઇંદ્રાણી;
એક પલકમાં અજગર કીધો અવની ઉપર આણી. જગતમાં. ૨
આખી પૃથ્વી એક હાથમાં લેઇ ચાલ્યો પાતાળે;
કનક નયન દિતિનો સુત એવો કુટી નાંખ્યો કાળે. જગતમાં. ૩
મહા કષ્ટથી મરણ તણો ભય હિરણકશિપુએ મટાડયો;
કરમે રૂપ કારમું કીધું તતક્ષણ તેજે તાડયો. જગતમાં. ૪
એક નખે એક યોજન અવની ખણતા બહુ બળશાળી;
સાઠ હજાર સગર સુત એવા બળીયા નાંખ્યા બાળી. જગતમાં. ૫

અખિલ જગત અવલોકન કરતાં નહિ સ્વતંત્ર કોઇ પ્રાણી;
કહે છોટમ શ્રી બ્રહ્મની ભક્તિ એ નિરભય સુખ ખાણી. જગતમાં. ૬

તું તો હરિ ભજ વિલંબ ન કરરે, લાડકડા મનુંવા એરા. કી. ૪

## કીરતન ૧ લું.

તું તો પ્રભૂ પદપંકજ ભજરે, ભૂલેલા ભમરા;
બીજી તુચ્છ વાસના તજરે, ભૂલેલા ભમરા. ટેક.
વિશ્વ વાડી બહુ રંગનીરે, આવી તને અનુકુળ;
કાળ પાંખડે તું ભમે તને તેનું ન લાધ્યું મુળરે. ભૂલેલા. ૧
આંખ્ય અનોપમ તાહરીરે, ડોળા પચીસ હજાર;
ખટપદ ને બે પાંખડી સારી સુંઢ તારી અણીદારરે. ભૂલેલા. ૨
નવ તત્વે તું નીપનોરે, લેવા સરવનો સાર;
ભાક્ત મધુર રસ પરહરી સારા લાગ્યા વિષય વિકારરે. ભૂલેલા. ૩
ગુણ ગુણ કરી શું ગણગણેરે, લેને ગુણાતીત લક્ષ;
ગુણને તો કાળ ગળી જશે, જુઠો જાણજે ગુણનો પક્ષરે. ભૂલેલા. ૪
એક ઘડી આનંદમાંરે, જો ન ધરે હરિ ધ્યાન;
તે જન પામર જાણવા જેવા સુવર કાગ ને શ્વાનરે. ભૂલેલા. ૫
આખો દિવસ એ જે ખુવેરે ના કરે તત્વ વિચાર;
જ્ઞાન પ્રકાશ ગમે નહિ તેતો ઘુડ જેવા ગમારરે. ભૂલેલા. ૬
સત ગુરૂ સાચા શોધજેરે, ઓળખવા અવિનાશ;
છોટમ સરજનહારને એ તો પ્રગટ બતાવે પાસરે. ભૂલેલા. ૭

## કીરતન ૨ જું.

તું તો શુદ્ધ વિચારે વર્તરે. હરિજનના હંસા;
ગુરૂ માન સરોવર મળ્યરે, હરિજનના હંસા. ટેક.

કાગની સંગતી તેં કરીરે, આવો થયોછે રંગ;
મળ તજી મોતીને જો ભખે, તારૂ ઉજ્વળ થઇ જાય અંગરે હરિ. ૧
હંસલો હંસને શોધતોરે, લેવા પ્રભુનું જ્ઞાન;
સંસાર સર ઉપર ઘણા, દીઠા બગલાને ધારતા ધ્યાનરે. હરિ. ૨
ઉપર દીસે ઉજળારે, વિધ વિધ ધારે વેશ;
ભાવિક હંસ ભુલો પડયો, લીધો એ ગુરૂનો ઉપદેશરે; હરિ. ૩
કોટિક કલ્પ વીતી ગયારે; ભમતાં ભવની માંહિ;
કર્તાએ જો કરૂણા કરી, મળ્યા હંસરૂપે ગુરૂ તાંહિરે. હરિ. ૪
સોહં હંસ બતાવિયોરે, ચેતન સાગર તીર;
છોટમ અનુભવ મોતિયાં, ખાતાં થઇ ગયું શુદ્ધ શરીરરે. હરિ. ૫

### કીરતન ૩ જું.

તારૂ ખેતર હરણાં ખાય રે, જંજાળી જનુવા;
તે તો ફળવંત કયાંથી થાયરે, જંજાળી જનુવા. ટેક.
પાંચ હરણ પરિબળ ઘણાંરે' બીજા વળી દશ બાર;
ચોવીશ હરણીના સંગમાં રહ્યા, ત્રણ મોટા કળીઆરરે. જંજાળી. ૧
પેહેલી તો ખાધી શેલડીરે, વળી તે દાડમ દ્રાખ;
કેળ્યતણા કડકા કરયા પછી, રળવાની રહી રાખરે. જંજાળી. ૨
જો જાણે તો જાગજેરે, ધરમ ધનુષ કર ધારય;
ગોફણ લેજે જ્ઞાનની, ગુરૂબોધ બંદુકે મારયરે. જંજાળી. ૩
ધીરજ રાખીને ઘરથકીરે, ખેપથી ક્ષેત્ર સંભાળ્ય;
આપ ઉગારી આપણું કહે, છોટમ પ્રભુ ભણી વાળ્યરે. જંજાળી. ૪

### કીરતન ૪ થું.

તુંતો મન રૂપી મારગ વશ કરયરે, ગુણવંતા જ્ઞાની;
તેથી આત્મા કસ્તુરી ઉધરયરે, ગુણવંતા જ્ઞાની. ટેક.

એ મારગની નાભી વિષેરે, પ્રભુરૂ કસ્તુરી સાર,
વિશ્વમાં ફેરેછેરે વાસના, પણ એ નથી લેનો લગારરે. ગુણુવંતા. ૧
દ્વાદશ સોધે દ્વાડતોરે, વિષયારણ્ય મોઝાર;
તેને વશ કરવા તને દીધાં, શ્રી ગુરૂએ હથીઆરરે. ગુણુવંતા. ૨
સાતે સ્વરથી સોહામણુરે, જનમાં અનાહત જંત્ર;
ઉત્તમ નાદ એમાં વસે એ છે, મારગ આકર્ષણ મંત્રરે. ગુણુવંતા. ૩
નાદે મોહયો મરગલોરે, આવીને આધીન થાય;
ભાન ભુલે ભમવા તણું, જેથી જરી આગો નવ જાયરે. ગુણુવંતા. ૪
મન મરઘ વશ જ્યારે બનેરે, ત્યારે પ્રભુ વશ થાય;
પાપ તાપ ત્યારે ટળે કહે છોટમ સ્વામીયો થાયરે. ગુણુવંતા. ૫

## તેંતો ઘરમાં ઘર કીધું વાલમ વરણાગીયારે. એ રાગનાં કી. ૨

### કીરતન ૧ લું.

તું તો ન્યારો રહીને ખેલેછે નારાયણુા રે તું તો;
તારી ઇચ્છા તેહજ માયા તેમાં સઘળા ભેદ સમાયા;
તું નિર્ગુણ પણ ગુણ તુજમાં દીસે ઘણુારે. તુંતો ન્યારો ૧
પાણી પવનનો પિંડ બનાવે તેમાં ચૈતન્ય તારૂં આવે;
તુજ ડહાપણુ જોતાંમાં કાંઇ નહી મણારે. તુંતો ન્યરો ૨
નટ જયમ પટને ઓથે રહેછે સકળ પુતળાં નાચ કરે છે;
ત્યમ તારા કરમાં સરવેના તાતણારે. તુંતો ન્યારો ૩
એક ટળે સહુ જગત હલાવે ચમક દ્રષ્ટી જ્યમ લોહ ચલાવે;
ઇચ્છા જ્ઞાન ક્રિયાદિક ગુણુ તારા સોહામણારે.
તું ખેલે છે બાજી તારી જાણી ન શકે બુદ્ધિ મારી;
છોટમ તુજને જોતાં ભાગે ભરમણાંરે. તુંતો ન્યારો. ૫

## કીરતન ૨ જું.

કાયા છે તો નિશદિન કરય સમરણ કીરતારનુંરે. કાયા છે— ટેક
જતન કર્યું જઠરાગ્નિ જેણે તારો દેહ રચ્યો છે તેણે;
એણે કામ કર્યું છે અતિ ઉપકારનુંરે. કાયા છે તો. ૧
પ્રસવ થતાં પેહેલું પય કીધું માતા સ્તનમાં રચી દીધું;
તેણે કારજ સીધ્ધુ તારા આહારનુંરે. કાયા છે તો ૨
દાંત દીધા છે ચરવણ ચરવા, અન્ન સરજીયું ઉદર ભરવા
કર કીધા કારજ કરવા વ્યવહારનું રે. કાયા છે તો. ૩
કાન નેત્ર કીધાં છે કેવાં, અંગ અમુલ્યક સરવે એવાં;
વળી મોટું મન કીધું વિવિધ વિચારનું રે. કાયા છે તો. ૪
એ ઉપકાર અપાર વિસારી, તું અવળો ચાલે અવિચારી;
મચ્છરમાં કરય દુખ છે જમના મારનું રે. કાયા છે તો. ૫
સુર દુર્લભ માનુષ તનુ પામી, લંપટ ન થવું લુણ હરામી;
છોટમ શરણ ગ્રહીએ સરજનહારનું રે. કાયા છે તો. ૬

## પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાશે. એ રાગનાં કી. ૨

## કીરતન ૧ લું.

એ પ્રભુના પદના રે અધીકારી, જેની સરવે રીતી સારી. એ પ્રભુ. ટેક
શુભ ઇચ્છાએ સઘળે વરતે મન ઇંદ્રીને કાયા;
નીતિ નીપુણ સુજન આ જગમાં ધન્ય જનનિયે જાયા. એ પ્રભુ. ૧
ઇશ્વરની આગ્નાથી ઉલટાં કરમ નથી આચરતા;
મહેશને જે માઠું લાગે તે ભયથી રહે ડરતા. એ પ્રભુ. ૨
નેત્ર કર્ણ ને હાથ ચરણ એ સરજ્યાં સરજનહારે;
સજ્જન સુધરમ સાધન સાધી આત્માને ઉધારે. એ પ્રભુ. ૩
સારા ગુણથી જે સુધરેલા સજ્જન કરે સંગે;

પ્રભુના જન્મ તેને પ્રિય લાગે આનુંદ અંગ ઉમંગે. એ પ્રભુ. ૪
નિંદિત કામ ગમે નહી તેને નિરખી આઘા નાસે;
દુર્જન દુષ્ટ ઘાતકી પાપી પળ ન રહે તે પાસે. એ પ્રભુ ૬
મુરખ સાથે મન ના મેળે મહા બ્રહ્મને માને;
કુડ કપટ ને કથની કોઈની તે નવ ભાવે કાને. એ પ્રભુ. ૬
નિયમ નિરંતર સત સંગતિનો ચિતથી ચતુર ન ચુકે;
વિશ્વ તણા કરતારની ભક્તિ તન મનથી નવ મુકે. એ પ્રભુ. ૭
વિદ્યા વિનય વિવેક વિચારે અનુભવ અર્ક પ્રકાશે;
અંતરમાં જે ચોર અવિદ્યા તરત તેહથી નાસે. એ પ્રભુ ૮
પ્રકટયું જ્ઞાન પદારથ જેણે જડને ચૈતન્ય જોયું;
ઇશ્વરનું ઓળખાણ પડ્યું ને ધ્યાને પતક ધોયું. એ પ્રભુ. ૯
વેમ જાળ્યની મટી વેદના ઠરિયું મન નિજ ઠામે;
કહે છોટમ નિપજે નર એવા તે પ્રભુ પદને પામે. એ પ્રભુ. ૧૦

## કીરતન ૨ જું.

પ્રભુ તને પ્રસન્ન તે એમ થાએ, જોતું સાચો મારગસાચે પ્રભુ તને. ટેક.
એક ટેક ગુરૂ વચન પાળીને સેવા સમરણ કરીએ,
ગુણવંતા થઇ હરિ ગુણ ગાતાં કોય થકી નવ ડરીએ. પ્રભુ. ૧
કુલ કુટુંબને સગાં સહોદર સરવે સ્વારથ સારૂ,
અંત સમે કોઇ કામ ન આવે ભજન કરે તે વારૂ. પ્રભુ. ૨
ઉપર શુદ્ધિ થાય સ્નાનથી મન શુદ્ધ થાયે જ્ઞાને,
બાહ્યભ્યંતર રહે નિરમલો કરતા પ્રભુને ધ્યાને. પ્રભુ. ૩
ભુખ્યા જનને ભોજન દેવું તરસ્યા જનને પાણી,
કોઇ પ્રાણીને દુઃખ ન દેવું અંશ પ્રભુના જાણી. પ્રભુ. ૪

સાચા સ્નેહી હોય હરીના તેને સગે રહિયે
ચરપંચી પાખંડી જનમાં કહે છોટમ નવ જઇએ. પ્રભુ. ૫

## રાતલડી કેની સંગે જાગ્યા. એ રાગનાં કી. १०

### કીરતન १ લું.

દયાનિધી દુસ્તર માયા તારી, કઠણ છે કાળ ભયંકર ભારી. દયા. ટેક
જીવને જોડે છે મમતા ઘાણી, અજ્ઞાનના પટાએ આંખ્ય બંધાણી;
વહે પણ ના લહે લાભ કે હાણી. દયાનિધી. १
મનોરથ તિલનું ઉમેરણ થાતુ, નથી કાંઇ તે તલે તેલ જણાતું;
ઝંખનામાં લોભે રહે મન ધાતુ. દયાનિધી. ૨
જીરણ છે જંત્ર મહા કોઇ મોટો વહન કરે વષભ દેતો ફરે દોરો,
ખરેખરો દિસે વસ્તુ ગતે ખોટો. દયાનિધી. ૩
સંસારીને ત્રષ્ણા સંસારીને જેવી, ત્યાગી કરે સિદ્ધિની લાલચ તેવી
આશા વશ દિસે છે દેવને દેવી. દયાનિધી. ૪
પડેલા પ્રાણી માયાને પેટે, છુટીને કોય થતા નથી છેટે;
વિના હરિ શરણ મરણ કોણ મેટે. દયાનિધી. ૫
ઉષ્ણતા અગ્નિથી ના હોય અલગી, જુઓ એમ જીવને માયા વલગી;
ઉન્હી હોય રાખ ઉઠે તોય સલગી. દયાનિધી. ૬
તમારી ભક્તિ વસે ઉર જેને ત્રિગુણમય માયા નડે નહિ તેને.
અહોનિશ છોટમ ઇચ્છે એને. દયાનીધી ૭

### કીરતન ૨ જુ

જીવડા સમજી વર્તે તો સારૂં તેથી સહુ કારજ થાશે તારૂં ટેક
સિંધુ જલ વૃષ્ટિ રૂપે થઇ વરસે, પીધું જે પરવતે તે પછી ઝરશે;
નદી નદ સાગરમાંહી સંચરશે. જીવડા० १

પારથી પુરૂષ પ્રેરે છે વાણી, બુદ્ધિ પતિ ઘાટ ઘડેછે જાણી;
અક્ષર વદે જીભ નાદ માંહિ આણી. જીવડા૦ ૨
એમ પદ પ્રિછી પછી પદ ગાજે, મહારસ મગ્ન થઈ મકલાજે;
કહ્યું મેં તો તારા અર્થને કાજે. જીવડા૦ ૩
ગાય ઘણા અર્થ કોય ઉર આણે, રીઝે હરી જ્ઞાની પુરૂષને ગાણે.
વિષયના જીવતો વિષય વખાણે. જીવડા૦ ૪
શબ્દ જે દેહથકી નીકળે છે, અક્ષર જઇ આકાશ માંહી ભળે છે;
છોટમ કણ વાવેલો ટોચ ફળે છે. જીવડા૦ ૫

## કીરતન ૩ જુ

સર્વમાં સોહં રામ રમેછે, પ્રગટ થઇ પાછુ પોતામાં સમે છે. ટેક
શક્તિ ઓંકાર સ્વરૂપે એની, ત્રિગુણ થઇ ચોવીશ રૂપે તેની;
જગતની રચના કરેલી જેની સર્વમાં૦ ૧
પ્રથમ મહાતત્વનો સર્ગ બનાવ્યો, ઓંકાર તેના થકી ઉપજાવ્યો;
દ્રવ્ય ને જ્ઞાન ક્રિયામય કહાવ્યો સર્વમાં૦ ૨
દ્રવ્ય પંચ ભુતને માત્રયો જાણો ક્રિયાં થકી ઇંદ્રી દશે પરમાણો;
દેવ મન જ્ઞાન શક્તિ ઉર આણો. સર્વમાં૦ ૩
છઠો અજ્ઞાન સર્ગ ઉપજાવ્યો સર્વ ભેળી સુંદર દેહ બનાવ્યો,
તેમાં જીવ અંશ બ્રહ્મનો આવ્યો. સર્વમાં.૦ ૪
અજ્ઞાને આપ ગયો છે ભુલી, માયા મદ મોહે રહ્યો છે ફુલી;
ગયો છે જ્ઞાન પોતાનું ડુલી. સર્વમાં૦ ૫
મળે કોય સદ્ગુરૂ સાચા જયારે, કેહ અભિમાન તજાવે ત્યારે;
તત્વમસિ લક્ષ્ય બતાવી તારે. સર્વમાં૦ ૬
કૃપાનિધિ ગુરૂની કૃપા હોય જેને, શબ્દાતીત સ્વરૂપ જણાશે તેને;
છોટમ કહે આવાગમન નહિ એને. સર્વમાં૦ ૭

## કીરતન ૪ થું.

વંઠેલા જીવ થયા વ્યભિચારી, પામર નર હોય તે ભજે પરનારી;વંઠેલાટેક.
જારના કર્મ કરેછે જાણી. થાય તપ તેજ બુદ્ધિબળ હાણી,
પડે છે નર્ક વિષે તે પ્રાણી. વંઠેલા જીવ થયા૦ ૧
કર્યાં હોય કોટિક તીરથ કોએ, જાય ફળ પરનારીને જોએ;
ઉજ્વલ નવ થાય કાજળ જળ ધોએ. વંઠેલા૦ ૨
કરે પરનારીની સંગતિ જ્યારે, કોટિ પૂજા નિષ્ફળ થાય છે ત્યારે;
શ્રુતિ સ્મૃતિ એમ સદાય ઉચારે. વંઠેલા ૩
શું ડ મકલાય નરકને ભાળી નીચ પરવારીને નિહાળી;
કરેલાં સુકર્મ નાંખે તે ટાળી. વંઠેલા૦ ૪
જારમાં સાર નથી કાંઇ જડતો, પ્રગટ નર દીસે નરકમાં પડતો;
જાય જમ કિંકરને કર ચડતો વંઠેલા૦ ૫
લોકમાં લાજ ઘટે છે તેની, જારમાં બુદ્ધિ રમે છે જેની;
ફજેતી થાય અતિશે એની વંઠેલા૦ ૬
રઝળીયા રણુમાંહિ રાવણુ જેવા, તુચ્છ બનીજાય છે સઘળા તેવા;
આતાશે અધર્મ ગણાયા એવા વંઠેલા૦ ૭
શાણા નર હોય તે સમજી લે છે, સદા પરનારીથી અળગા રહે છે;
છોટમ સહુ મુનિજન એમ વદે છે. વંઠેલા૦ ૮

## કીરતન ૫ મું.

દોષના કોશ ભયે વ્યભિચારી જરા નથી જોતા વિવેક વિચારી. ટેક
માનેછે લક્ષ્મી દેવીને માતા, દેછે તેને જાર કર્મમાં જાતા;
કોપે પછી વિષ્ણું શંકર ને વિધાતા દોષ૦ ૧
જાય જમકિંકરને કર જ્યારે, લોહની નારી તપાવે ત્યારે;
કરાવે સગ માર બહુ મારે. દોષ૦ ૨

દુષ્ટ નર ત્રાસ તેનો નવ આણે. ગુરૂનાં વચન અસત્ય પ્રમાણે;
તેને જમદૂત વૈતરણીમાં તાણે. દોષ૦ ૩
વચન જે વેદ તણા નવ માને, કહો તે મૂઢ ગણે પછી કોને;
પશુથી અધર્મ લખાયા પાને. દોષ૦ ૪
પરણેલી હોય પ્રેમદા સારી, તોય પરનારી ભજે વ્યભિચારી;
અરે શઠ શી ગતી થાશે તારી. દોષ૦ ૫
પરણતાં કીધી પ્રતિજ્ઞા કેવી, માનુ પરનારી માતા જેવી;
વદેલી વાચા વૃથા કરી એવી. દોષ ૬
હોય ધન ધામ ત્રિયાને ત્યાગી, વેષ ધરી થયો ભલો વિતરાગી;
ભમે પર ભમિ સંગે અભાગી. દોષ૦ ૭
ઉત્તમ નર દેહ અમુલક ધારી, હાથે કરી તે નવ જાશો હારી;
છોટમ ભજ બ્રહ્મ સદા સુખકારી. દોષ૦ ૮

કીરતન ૬ ઠું

પાપીનં પુણ્ય કર્મ નથી ફળતુ, બળેલું બીજ ઉગે નહી વળતું. પાપી ટેક
ચિત્ત ફરે ચપળ વિષયરસ ચાખી, અહોનિશ ભટકે છે ઉમર આખી;
પ્રભુ પદ માંહે શ્રદ્ધ નહી રાખી. પાપીને૦ ૧
અહં કૃતી આપ શરીરની આણે, અન્યથી ઉત્તમ આપ વખાણે;
મરે ત્યાં સુધી ઘણો મત તાણે. પાપીને૦ ૨
બુદ્ધિ તો નિશ્ચય સાધે નરતો, દોષથી દિલમાં જરા નથી ડરતો;
ભંડારો પાપ તણા રહે ભરતો. પાપીને૦ ૩
મનોરથ મનથકી ઉપજે એવા, પ્રપંચે પરધનને હરી લેવા,
સુજે નહી સારા પુરૂષની સેવા. પાપીને૦ ૪
નેત્ર સહુ ભુંડી દ્રષ્ટિયે ભાળે. તેથી તપ તીરથ પુણ્ય પ્રજાળે;
પ્રભુનું તેજ બધે નવ ન્યાળે. પાપીને૦ ૫

કાને પર નિંદા ભલેરી ભાવે, પ્રભુના ગુણ સુણતાં ઊંઘ આવે;
કુબુદ્ધિ ચોર પ્રભુના કહાવે. પાપીને૦ ૬
જીભે વદે જુઠ અન્યાયને ચાડી, પુણ્યનો મારગ નાંખે ઉખાડી;
મારે વિષ વેલી સર્વને વરાડી. પાપી૦ ૭
હાથે તો કામ હરામ કરે છે, ચોરી લાંચ હિસ્સામાં આગે ધરે છે;
વળી ઘણાં અધમ કરમ આચરે છે. પાપીને૦ ૮
ચરણતો ઝાઝા કુસંગે ચાલે, મમત કરી વડતાં મગનમાં મ્હાલે;
પુણ્યને પંથે જરા નવ હાલે. પાપીને૦ ૯
પાપથી પુરણ ભરયો ખળ દેહ, માળા ગ્રહી માન મૂકાવ્યાં તેહ;
છોટમ હોય સાચો મનુષ જન જેહ. પાપીને૦ ૧૦

## કીરતન ૭ મું.

સુજનમાં દોષ દુષ્ટ જન દેખે. આપથી ઓછા અન્યને લેખે; સુજન. ટેક.
શ્વાનને સરખુ છે સારૂં ને નરતું, ભસે તેની પાછળ ચોમેર ફરતું;
હેમની કિંમત તે નથી કરતું. સુજનમાં૦ ૧
અર્ક ક્ષુદ્ર આગળ કોય વખાણે, તરત તે જુઠું કહે તે ટાણે;
અધમ નર સુજનમાં દૂષણ આણે. સુજનમાં૦ ૨
કોકીલાને કાગ કહે સહુ એવી, નથી એની વાણી અમારા જેવી;
સુજનને દુષ્ટની રીતી તેવી. સુજનમાં૦ ૩
વનસ્પતી ખીલે વૃષા રૂતુ પેખી, જવાસો જાય બળી તે દેખી;
એવી હોય દુષ્ટની જાત અદેખી. સુજનમાં૦ ૪
અધમનાં લક્ષણ સઘળાં એવાં, મુખક અને સર્વ વીંછીના જેવાં;
છોટમ કહે એ થકી કહિએ કેવાં. સુજનમાં૦ ૫

## કીરતન ૮ મું.

અરે જીવ શી ગતિ થાશે તારી, જુઠામાં જન્મ ગયો સહુ હારી. અરે૦

ચોરી જારી હિંસાના કામ કરે છે, પાપના ભાર અપાર ભરે છે;
વદનમાંથી વિષ જેવાં વચન ઝરે છે. અરે૦ ૧
વિષ્ણુ તજી વેશ્યા ભજે છે રૂપાળી, ખુચટ તારાં સુકૃત નાંખેછે બાળી;
કાળજામાં ભાત પડે છે કાળી. અરે૦ ૨
વ્યસનમાં વણુશી ગયો વ્યભીચારી, મૂઢ થઇ મલિન વાસના તારી;
થયો તું નરક તણો અધિકારી. અરે૦ ૩
ગ્યાન તો અવળું સમજી લીધું, નાસ્તિક થઇ કર્મ અઘટતું કીધું;
અમૃત રસ ઢોળી હળાહળ પીધું. અરે૦ ૪
વિષય રસ માંહી રહ્યો તું બુડી કરેછે કરણી નિરંતર કુડી;
ઓચિંતો જાશે અચાનક ઉડી. અરે૦ ૫
જ્યારે જમ કિંકરને કર ચઢશે, પછી તેને માર ધડાધડ પડશે;
શાંક થઇ જીવ નિરંતર રડશે. અરે૦ ૬
ન્યાયાધિશ ધર્મરાય છે એવો, તેને શિર દંડ દુષ્ટને દેવો.
કઠણ છે ઉત્તર એને દેવો. અરે૦ ૭
આસ્તિક થઇ આચરશે ગુરૂ સેવા, તજીને દુર્ગુણ દુષણ જેવા;
છોટમ જન નિપજે જનક શુક જેવા. અરે૦ ૮

## કીરતન ૯ મું.

કેફ કરી મુઢ બગાડે કાયા, દુર રહે એવું જાણી જન ડાયા, ટેક.
પિયે મધુપાન નીચ જે નરતો, ફજેતી થાય રહે જો ફરતો;
એવાનો જીવ નથી ઉધરતો. કેફ૦ ૧
કેફ તો આસુરી જીવ કરે છે, બુદ્ધિ ધન કીરતીને કાંતી હરે છે;
ધીરજ ને ધર્મનો નાશ કરેછે. કેફ૦ ૨
કેફીની વાત કોય ના માને, ચોરી જારી જૂઠ કપટ કરે છાને;
ભરોસો તેનો પડે નહિ કાને. કેફ૦ ૩

કેફી નર થાયજ સઘળા ક્રોધી, વિશેષે હોય સુજનના વિરોધી;
કેફીના એ ગુણ જોયા શોધી. કેફ૦ ૪
ચડે કેફ ત્યારે ફરેછે બકતો, સારૂં તે પુણ્ય કરી નથી શકતો;
ઘણા દિન દેહ તેનો નથી ટકતો. કેફ૦ ૫
અમૂલ્ય દેહ બગાડે આપે, પડેછે નરક વિશે બહુ પાપે;
મરે છે કેફી સદાય સંતાપે. કેફ૦ ૬
કેફથી ભોગી બને છે રોગી, જોગથી ભ્રષ્ટ થાય છે જોગી;
સદા શઠ થાય છે ત્યાગી સંજોગી. કેફ૦ ૭
પુરાતન પાપ હોય છે જ્યારે, વ્યસનમાં જીવ વંઠે છે ત્યારે;
છોટમ મળે સદગુરૂ તેને સુધારે. કેફ૦ ૮

## કીરતન ૧૦ મું.

જીવડા જોને તું આપ વિચારી, ભુલ્યો શઠ શી ગતી થાશે તારી; જીવ. ટેક.
ગર્ભમાં થઇને ફરે છે ગેલો, પાપનાં કર્મ કરે છે પેહેલો;
મોહ મદમાંહિ થયો મન મેલો, જીવ૦ ૧
ધર્મને પંથે નથી પગ ધરતો, અનિતી અન્યના અધર્મ આચરતો;
ધણીના ભય થકી શે નથી ડરતો. જીવ૦ ૨
ફોગટ સુખમાંહી ફરે ફુલ્યો, ભાગ્યહીણા પ્રભુને શું ભુલ્યો.
દેહરૂપી રત્ન અમૂલખ ડુલ્યો જીવ૦ ૩
કાળની ફોજ સદાય ફરે છે; પળે પળે આયુષ તારૂ હરે છે;
દોષના કોષ ભરી મળે છે. જીવ૦ ૪
છકેલા જોશે સર્વને છોડી, જોતાં જમ નાંખશે મુંડી મરોડી;
રૂડા તન કેરી થાશે રાખોડી. જીવ૦ ૫
વાવેલાં તો સર્વે વેગરવાં પડશે, કઉચ વાવે કદળી તે ક્યાંથી નીવડશે;
ઝેરમાંથી અમૃત તે કયમ જડશે જીવ૦ ૬

સુર્ય સુત રાજા જીવને માથે, મુવા પછી જાય પાપી તારે હાથે;
કઠણ છે જીતી જવું તેની સાથે જીવ૦ ૭
પાધરા ચલો પાપ ન કરસો, ઇશ્વરની આજ્ઞાઓ જો અનુસરશો;
છોટમ પ્રભુ શરણુ ગયે ભવ તરશો જીવ૦ ૮

## જાની જીવોરે ગોપીચંદની. એ રાગનાં કી૦ ૮

## કીર્તન ૧ લુ.

જગમાં તેં જનમીને શું કર્યું ઓળખ્યો નહિ અવિનાશજી;
જુઠામાં ખોયું તેં જીવડા, પડયો કાળને પાશજી જગમાં૦ ૧
દાન દયા સત્ય સીલતા, એવું ના આવ્યું ઉરજી;
જગ કરતાને જાણ્યા નહી; કામ કીધાં તે કૂરજી જગમાં૦ ૨
ધંધો કરી ધન મેળવ્યું, બાંધ્યા મોટા માળજી;
પ્રભુ ન ભજ્યારે પાપીયે, કાલે ઝડપશે કાળજી જગમાં૦ ૩
વેહેવાર વટના વરા કર્યા, મમતા બાંધીને મંદજી;
ગર્વથી પુણ્ય અફળ ગયું, ગાયા નહિરે ગોવિંદજી જગમાં૦ ૪
સાચાને જુઠોરે પાડવા, લીધી લોકોની લાંચજી;
મહિશ મારકણાશો મસ્ત છે, નથી ઇશ્વરની આંચજી જગમાં૦ ૫
કીટ જેવારે વૃષા કાળના, ઉપજે તેમ અલપાયજી;
એમ બ્રહ્મને ભજ્યા વીના, જમને ઘેર જીવ જાયજી; જગમાં૦ ૬
ધિક ધિક તારા ધર્મને, મનમાં પાપનાં મૂળજી;
શુદ્ધ વિચાર ન આવિયો ધર્મ માન્યો તે ધુળજી જગમાં૦ ૭
સારૂં આચરવું ન સુઝિયું, કરતાં કુડી કુલ રીત્યજી;
છોટમ પ્રભુ એક સત્ય છે, બીજુ સરવ અનિત્યજી. જગમાં૦ ૮

## કીરતન ૨ જું.

મોટમ મુકોરે મન થકી, મુળ *ભિમાનજી;

સમરથ સરજનહાર છે, ધરવું તેહનું ધ્યાનજી. મોટમ૦ ૧
કોય મોટા કારભારથી, કોયને જર તણું જોરજી;
અધરમે ધન કરયુ એકઠું, અંતે ઇશ્વરના ચોરજી. મો૦ ૨
કોય મોટા કરામતે, બુદ્ધિબળ પરચંડજી;
ભજન વિના ભય નહિ ટળે, જડશે જમ કેરો દંડજી. મો૦ ૩
ફુલ્ય ન સાંખે ફુલની, તજે તરૂવર તેહજી;
માટે ન ફુલીશ માનવી, ખરશે ક્ષણ માંહિ દેહજી. મો૦ ૪
પરવશ સહુનારે પિંડ છે, જીવન ચપલ જરૂરજી;
ઝબકી જાયરે જેવી વીજળી, એવું જાણી લે ઉરજી. મો૦ ૫
મુંઢ જાણે મરવું નથી, મોટમ મનમાં અપારજી;
કાળ ભયંકર કઠણ છે, કરે છત્રીને છારજી. મો૦ ૬
નાનપણે ગૃહો નમ્રતા, ભાવ ભકતી ને જ્ઞાનજી;
જગત કરેલું જગદીશનું, મુખ સહુને સમાનજી. મો૦ ૭
ઇશ્વર જેણે ઓળખ્યા, તે નર મોટા મહંતજી;
બીજાં બચારાં એ શું બન્યું, રહ્યા અપરાધી જંતજી. મો૦ ૮
ભકિત થકી જે મોટા થયા, તેનું નવ ખંડે નામજી;
ભજ છોટમ ભગવંતને, મળશે મોટા ઠામજી. મો૦ ૯

કીરતન ૩ જું.

ભકિત મારગ સહુથી ભલો, ચાલો કોય ચતુરજી;
હરદમ હરિ નવ વિસરે, ભાવ રહે ભરપુરજી, ભક્તિ૦ ૧
ચાલ્ય ન ચુકેરે ચિતથી અચળ એવી છે ટેક જી;
નિમિશ ન ભુલેરે નાથને જેનો વિમલ વિવેક જી. ભક્તિ૦ ૨
સત્ય ધર્મ શીલ શોભતું નિર્મળ પુણ્યે પવિત્ર જી;
દ્વેપ નહિ કોય લોક શું, માને સર્વ મિત્ર જી. ભક્તિ૦ ૩

ધ્રુવ અંબરિષ પ્રલ્હાદને, જુઓ જનક વિદેહજી;
ચિત્રકેતુ ચંદ્રહાસ છે, ભળ્યા ભક્તિમાં તેહ જી. ભક્તિ૦ ૪
અમરક અર્જુન ને બળિ, વિભીષણ ને વીદુર જી;
ભીષ્મ પરીક્ષિત જુપતી, ઉધ્ધવ ને અક્રુરજી. ભક્તિ૦ ૫
રાજ રીતમાં સહુ રહ્યા, કહાવ્યા મોટા મહંત જી.
ધર્મ પાળ્યો ધરણી વિષે, સર્વ શિરોમણી સંતજી; ભક્તિ૦ ૬
ઈશ્વર લીધા ઓળખી, સાચા સરજનહારજી;
અન્યનો જે કરે આશરો, ભક્તિ તે વ્યભિચારજી. ભક્તિ. ૭
અનન્યપણે રે ઉપાસના, એક દેવ અખંડજી;
બીજાં સાધન સહુ પાંગળાં પૃથ્વીમાંહિ પાખંડજી. ભક્તિ. ૮
એવી ભક્તિનો આદર કરો, મોંઘો નર તન જાય જી;
અફળ ગયા તે અભાગિયા, જમને હાથે પિડાયજી. ભક્તિ. ૯
સાચી ભક્તિ સુવિચારથી, કરી જાણે જો કોયજી;
કહે છોટમ પ્રભુ પામશે, મહા મુક્ત તે હોય જી. ભક્તિ. ૧૦

## કીર્તન ૪ થું.

સાચા પ્રભુજીને સેવિયે, કલ્પિત ખોટા કરોડ જી;
જગત રચ્યું જેણે જુક્તિએ, જેની નહિ કોય જોડજી. સાચા૦ ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, હરિ હાજરા હજુરજી;
સમીપ રહી સહુ સાચવે, દુરીજન જાણે દુર જી.
રચના તિહાં રચનાર એ, કાર્ય તિહાં કરનાર જી;
રક્ષ્ય તિહાં રક્ષક સદા, સૃષ્ટિ તિહાં સૃજનાર જી. સાચ૦ ૩
વિશ્વાસ ત્યાં વિશ્વંભર સદા, એવું કહે મુની કોય જી.
પોષક સર્વ પ્રજા તણો, સહુને જાણે છે સોય જી. સાચા૦ ૪
નિયમ બાંધ્યો જેણે સર્વનો, નિશ્ચે નિયંતા એક જી;

તૃણુ નવ હાલે હુકમ વિના, એવા નથીરે અનેક જી. સાચા૦ ૫
અદ્‌ભુત સામર્થ્ય એહમાં, કળા કોટિ અનંત જી;
અગણિત અંડ ઉત્પન્ન કરે આણે ક્ષણમાંહિ અંત જી. સાચા૦ ૬
સ્વર્ગ વૈકુંઠ ગોલોક છે, અક્ષર ધામની આદ્ય જી;
દેહ ધારી ત્યાં દેવ છે, ભિન્ન પંથના વાદ જી. સાચા૦ ૭
વચન વિચારોને વેદનાં, સચ્ચિદાનંદ કંદ જી;
છોટમ તે પ્રભુ સર્વનો, ગુણાતીત ગોવીંદજી. સાચા૦ ૮

## કીર્તન ૫ મું.

શું સમજ્યો શઠ ગુરૂ થકી, ન થયું બ્રહ્મનું જ્ઞાન જી;
મમતા માંહિ મળી રહયો, અતિતનું અભિમાન જી. શું૦ ૧
સ્થુળ સુક્ષ્મને કારણુ તણો, ન લહયો મુળ વિચાર જી;
હું હું કરેછે તે શું હશે, શોધી ના લહયો સાર જી. શું૦ ૨
ક્ષરને આરાધે ખરે ખરો, અક્ષર પદનો અજાણુ જી;
ચર્મના રૂપને ચિંતવે, વૃથા વહી જાય પ્રાણુ જી. શું૦ ૩
સરજે પાળે ને સંહારે, એવો કર્તા અરૂપ જી;
લક્ષ્ય ન લાધ્યો રે તે તને, ભટકે ભવ કુપ જી. શું૦ ૪
નામ જપે છે જીભ્યા વડે, નથી નામીની જાણ્ય જી;
ધામ તો કલ્પેલાં સાંભળ્યાં, અંતે ગ્રહે કરે હાણુજી. શું૦ ૫
જીવતાં જનારથ ના લહ્યું, મુવે માને તે મોક્ષ જી;
વાતે વવાયોરે બાપડો, પ્રભુ જાણે પરોક્ષ જી. શું૦ ૬
અનુભવી ગુરૂ જો આવી મળે, આપે તત્વ વિચાર જી;
છોટમ સદચિદ રૂપને, જીવત જુવે નિરધારજી. શું૦ ૭

## કીરતન ૬ ઠું

કેહઅર આદ્ય આરાધીયે, જેનો પ્રબળ પ્રતાપ જી;

અખલ વિરાજે એ શુન્યમાં આવરણુ રહિત અપાપ જી. અક્ષર૦ ૧
સુર્ય તણી સતા થકી, ઉપજે અભ્ર અપાર જી;
એમ સકળ ઓંકારથી, થયો અંડ આકાર જી. અક્ષર૦ ૨
રૂપ બંધાય અરૂપનાં, તેમાં અવનવા રંગ જી;
અલગો ઉપાધીથી અકે છે, એવો કર્તા અસંગ જી. અક્ષર૦ ૩
દેહ ધારી દુનીયાં વિશે, નીરબળ બળીયા જે થાય જી;
વાદળ જેવાં વપુ સહુ રાખ્ય તે નર ખાયજી. અક્ષર૦ ૪
નિરબળ બળીયાને નમે, કહે તેને કર્તારજી;
મર્મ ન જાણે એ મુળગો, ભુલે ભરમે સંસાર જી. અક્ષર૦ ૫
અનુભવ ઉપજે ઉર વિષે, ગુરૂ જ્ઞાન વિચારજી;
છોટમ એ પદ ઓળખે, પામે ભવ જળ પારજી. અક્ષર૦ ૬

## કીરતન ૭ મું.

જ્ઞાન ન ઉપજે ગુરૂ વિના, કોટિ સુણતાં કથાયજી;
પારસ લખિયો પુરાણુમાં; સુણતાં સાનું ન થાયજી. જ્ઞાન૦ ૧
અંજન વિદ્યાની ઓષધી, આગળ કથી ગયા કોય જી;
પાઠ કરે પુરા પ્રેમથી, નિર્મળ નેત્ર ન હોય જી. જ્ઞાન૦ ૨
કલ્પતરૂ ને ચિંતામણી, મોટા સુણિયો મહિમાય જી;
દારિદ્ર નવ જાય દીઠા વીના, જપતાં જુગ વહિ જાયજી. જ્ઞાન૦ ૩
મસ્તકના મુખ આગળે, પઢિએ અમૃત પુરાણુ જી;
જરિયે ન થાયેરે જીવતું, જોજ્યો વિચારીને જાણુ જી. જ્ઞાન૦ ૪
પોષણુ આપે પળે પળે, ભેળો રહિ ભગવાન જી;
એ પ્રભુને જો ઓળખે, જાતે હોય ગુણુવાનજી. જ્ઞાન૦ ૫
જુની કથાઓ જે જગતમાં, તેનો સમજવો સારજી;
મહંત પુરૂષ મળ્યા જેહને, પામ્યા તે નર પાર જી. જ્ઞાન૦ ૬

સાત દહાડા શુકદેવની, કથા સુણે સહુ કોય જી;
પરીક્ષિત મોક્ષ પામી ગયો, સરજ્યો લક્ષારથ સોય જી. ગ્યાન૦ ૭
માનો કહ્યું જો માનવો, દેવ બુદ્ધિના દક્ષ જી;
છોટમ પ્રભુ પદ પામવા, લેજો ગ્યાનીનો લક્ષજી. ગ્યાન૦ ૮

## કીરતન ૮ મું.

શતરૂ સબળ છે શરીરમાં, મોટા મનના વિકાર જી;
ધર્મ રૂપી ધન એ હરે, વિના વસ્તુ વિચારજી. શ૦ ૧
દ્વાદશ તિલક અંગે કરે, હરિ મળવા હથિયારજી;
મોહે મચરડીને મારીયા, તરી ન શકયા સંસારજી. શ૦ ૨
શંખ ચક્ર ગદા પદમનાં, ધારે અંકિત અંગ જી;
કામે ને ક્રોધે તે કુટિયા, કરયો કરમે કુસંગજી. શ૦ ૩
ભેખ ધર્યે ભય ના ટળે, શતરૂ ઘેરે શરીર જી;
પરપંચ મુકી પ્રભુ ભજે, એવા કોયક વીર જી. શ૦ ૪
ધીરજ ધનુષ કરમાં ધરે, સુરત બાણુ સંધાણુ જી;
કંપીને શતરૂ કોરે રહે, પામે પદ નિરવાણુજી. શ૦ ૫
સત્ય નામે સમશેરને, હરદમ જો ગ્રહે હાથ;
છોટમ પાપના પરભવેરે, રમે બ્રહ્મની સાથજી. શ૦ ૬

## હો મનુવા શ્રી હરિ શરણે રહેજો. એ રાગનાં કી૦ ૩

## કીરતન ૧ લું.

હો મનુવા ભજન ભરોંસે રહેજો,
અવર ઉપાસન પરહરી, ગુરૂ ગ્યાન હ્રદયમાં ગ્રહેજો, હો મનુવા ટેક.
વિચારે વપુ વ્યવહારમાં રે, સુરત પરાની પાર;
[illegible] મનવા૦ ૧

ચકોર દેખે ચંદ્રને રે, ચિત્ત ન ચોરે લગાર;
અમૃત આવે ચાંચમાં, તેથી બળતા ભખે અંગાર. મનુવા૦ ૨
એંબુજ અર્કને જોઇનેરે, ખીલે સરોવર માંય;
સમરથની સુરતા થકી, જળ પત્ર ન પરસે કાંય. મનુવા૦ ૩
કુંજડી પ્રસવે ઈંડલાં; જનની વિદેશે જાય;
સુરતે સેવાયે સેહેજમાં; તેની પ્રીયે પરંદા થાય. મનુવા૦ ૪
સાગર કેરી છીપનીરે, સુરત સ્વાતિ ધન સંગ;
આતુર થઇ ગ્રુહે અધરથી, તેમાં ઉપજે મોતીનાં નંગ. મનુવા૦ ૫
નરમાદા મોતી તણીરે, સાચો સ્નેહ કહેવાય;
નરને વિદેશે વાપરે પણ, માદાથી અલગ ન થાય. મનુવા૦ ૬
એમ સુરત સુજનાર શું રે, રસ બસ થઇ રહે લીન;
પલક ન જાય પિઉ વિના, જેવો મહાજળ કેરો મીન. મનુવા૦ ૭
લક્ષ લાગ્યો નવ વીસરે રે, હરદમ હાલ હમેશ,
જન છોટમ ધન્ય તેહને, જેનો એવો ભકિતનો દેશ. હો મનવા૦ ૮

કીરતન ૨ જું.

હો મન ભમરા ભજન તજી શું ભમે છે,
પ્રભુ પદ પંકજ પરહરી, તને ભંગુર ભોગ ગમે છે. હો મન. ટેક
વિશ્વવાડી કરતારની રે, કલ્પિત કારમું કામ;
ઉપજ્યા પછી લય થાય છે, તેનું ન જડે રૂપકે નામ. હો મન. ૧
બરાસની મરતી બનીરે, અભ્ર ધહેશનો રંગ;
જોતાં જોતાંમાં જાયછે, તેમાં નહિ કોય કોયનો સંગ. હો મન. ૨
આપણી આંખ્યો આગળેરે, શુરા શુજાણ શ્રીમંત;
મરદ ઉડી ગયા ગરદમાં, જે બહુ જોધા બળવંત. હો મન. ૩
ભુમી ઉપર થયા ભુપતિરે, જગત હુકમમાં હજાર;

વૈળવ વાળા વિશ્વમાં તે વહી ગયા વેહેતે પુર. હો મન. ૪
ગજ ઘોડા રથ સાનેઆરે, ધામ ધરા પરિવાર;
પળ એકમાં મુકે પડતું એવો; મૃત્યુનો મોટો માર. હો મન. ૫
ધન મદ જોબન કેફમાંરે, ગર્વ કરે તે ગમાર;
પુષ્પની શજ્જાએ પોઢતાં, એવા છત્રપતી થઇ ગયા છાર. હો મન. ૬
સહુના શિદ ઉપર ફરેરે, કાળનં ચક્ર કરાળ;
અંધ ન લહે અજ્ઞાનમાં, જેની ફડકે ત્રિલોકને ફાળ. હો મન. ૭
જાવું સરવને જરૂર છે રે, સમરને સરજનહાર;
જો દીવસે ઘર ના જડ્યું, તેને આગળ છે અંધકાર. હો મન. ૮
છોટમ એવું જાણીનેરે, ભજ સમરથ ભગવંત;
પ્રભુ ના ભજ્યા તે પ્રલે ગયા, જેશા સોમાસાના જંત. હો મન. ૯

## કીરતન ૩ જું.

હો જીવડા તું જગતપતી સેને જાણી,
સર્વ દેહમાં સરસ જે, નર દેહ દીધો તને પ્રાણી. જીવડા. ટેક.
નર ખરથી શાનો ભલો રે, જો ન ભજ્યો કરતાર;
ચાર તો સરખાં સર્વને, ભય નિદ્રા અનંગ આહાર. જીવડા. ૧
માનવ મોટો માનિયેરે, જો કરે સાચો શોધ;
તત્વ વિચાર રહે સદા, જેની બુદ્ધિમાં નિર્મળ બોધ. જીવડા. ૨
નિર્મળતાએ નિહાયેરે, સમરથ સરજનહાર;
સ્થાવર જંગમ જે રચે એવો અખિલ અંડ આધાર. જીવડા. ૩
અદ્ભુતતા એમાં ઘણીરે, કોય ન પામે પાર;
કલપિત મતને પરવરી, કરો છોટમ એમ વિચાર. હો જીવડા. ૪



## ભુલ્યો મન ભમરા તું ક્યાં ભમ્યો. એ રાગનાં કી૦ ૩

### કીરતન ૧ લું.

ધર્મ વિચારો રે ઘર થકી, તજી કપટ તમામ;
પડતાં ધારે જે પાપમાં, ધર્મ તેનું છે નામ. ધર્મ. ૧
કર્તાએ સૃષ્ટી પ્રથમ કરી, રચી સ્થિર ચર જાય;
મોટો બનાવ્યોરે માનવી, વિશ્વમાં જે વિખ્યાત. ધર્મ. ૨
નાયક નરને સમજીયો, આપ્યું જ્ઞાન વિશેષ;
વાણી આપી શબ્દ બોલવા, દીધો હિત ઉપદેશ. ધર્મ. ૩
ચરણ આપ્યા દેવે ચાલવા, ગ્રહેવાને હાથ.
ધણિયે તો રાખવા ધારણે, સોંપ્યો ધર્મ તે સાથ ધર્મ. ૪
હિતનાં વચન આદિ દેવનાં, તેનું નામ છે વેદ;
અવળે ચાલે છે અધર્મ બને, અંતે થાય ઉછેદ. ધર્મ. ૫
સત્ય દયા તપ શૌચ છે, પગ ધર્મના ચાર;
જેના હૃદયમાં એ રહ્યા, ઉત્તમ તેનો આચાર. ધર્મ. ૬
ચાર ચરણ છે અધર્મના વેમ મદ ને કુસંગ;
અમૃત પેસે જો અંગમાં, કરે ધર્મનો ભંગ. ધર્મ. ૭
સત્ય વસે જો શરીરમાં, સુઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કીરતાર, ધર્મ. ૮
શશિ વિના જેવી શર્વરી, વિના દીપક ધામ;
સત્ય વિના એમ જાણવો, નરદેહ ન કામ. ધર્મ. ૯
સત્ય વાળો નર સર્વને, લાગે વાહલો વિશેષ;
પ્રીતિ પ્રતીતિ કરે સહુ, શોભાવે નિજ દેશ. ધર્મ. ૧૦
અતિ મહિમા સારી આબરૂ, પામે સાચા સુજાણ.

જશ બહુ વાધે જગતમાં, કરે વિશ્વ વખાણ. ધર્મ. ૧૧
રાખે ભરૂસો ભૂપતી, ભારે સોંપે ભંડાર;
સાચાને મળવો સેલ છે, પ્રભુ સરજનહાર. ધર્મ. ૧૨
સાચ વસે જો શરીરમાં, પ્રાણી હોય પવિત્ર;
સદ્‌ગુણ સઘળા સાચમાં, માને માનવ મિત્ર. ધર્મ. ૧૩
જીવ ઉપર દયા જેહને, ટાળે દીનનાં દુઃખ;
તન ધન ને વાણી વડે, આપે સર્વને સુખ. ધર્મ. ૧૪
ઇચ્છે ભલું અંતર વિષે, કરવા સહુનું કલ્યાણ;
અવગુણ ના ધરે ઉર વિષે; દયા તેજ પ્રમાણ. ધર્મ. ૧૫
દેહ ધરી દુનિયા વિષે, ઇછે પર ઉપકાર;
સફળ જનમ તે જન તણો, તેના સફળ વિચાર ધર્મ. ૧૬
જપ તપ સાધને શું થયું, દયા જો નવ હોય;
દાનવ જેવો દેવને, પ્રિય લાગે ન કોય. ધર્મ. ૧૭
પંથ પ્રપંચી તેહનો, દયા જેમાં ન લેશ;
દંભી ફરે દુનિયા વિષે, કરે જીવને કલેશ. ધર્મ. ૧૮
નિર્બળ દેખી ઘણા નડે, એવા અધમ અપાર;
નરકે પડે નર તે સદા, મારે જમડાઓ માર. ધર્મ. ૧૯
કષ્ટ સહે ધર્મ પાળતાં, તપ તેનું છે નામ;
બીજાતો દંભ અનેક છે; તેણે સુધરે ન કામ. ધર્મ. ૨૦
તપ કરી તન દૃઢ જે કરે, જીતે ઈંદ્રીને પ્રાણ;
મન વશ રાખે પોતા તણું, હોય ચતુર સુજાણ. ધર્મ. ૨૧
સુખ દુઃખ સમ કરીને ગણે, સમ હરખને શોક;
ધીરજ ધર્મ ચુકે નહિ, એવા નર કોઇ. ધર્મ. ૨૨
શૌચ ક્રિયા સઘળી કરી, રાખે શુદ્ધ શરીર;

મેલ ધુવે પછી મન તણો, જ્ઞાન નીરથી વીર. ધર્મ. ૨૩
એવો ધર્મ ઉરમાં ધરે, પ્રાણી તેહ પવિત્ર;
સફળ જીવન આ જગતમાં, ચારૂ તેનાં ચરિત્ર. ધર્મ. ૨૪
વેદ વચન થકી ધર્મને, પંથે ચાલવે જેહ;
જેઠારામ પ્રભુને જે ભજે, તરે ભવજળ તેહ. ધર્મ. ૨૫

## કીરતન ૨ જું.

શું કર્યું જનમી સંસારમાં, ખોયો દુર્લભ દેહ;
મોટું સુખ જેથી મળે, તે તો ના થયું તેહ. શું કર્યું. ૧
સ્વર્ગનાં દ્વાર ઉઘાડવા, સાધી ના શક્યા ધરમ;
નાખે અંતે લઇ નરકમાં, કીધાં એવાં તેં કરમ શું કર્યું. ૨
મૂળ ઉછેદે મોહનાં, એવા ગુરૂ તણું જ્ઞાન;
ઉરમાં ન આવ્યું અભાગ્યથી, ન ધર્યું બ્રહ્મનું ધ્યાન. શું કર્યું. ૩
તપમાં તો ઘડિયે તપ્યો નહી, તપ્યો, ત્રિવિધ તાપ;
પુણ્યનાં સાધન ના કર્યાં, કર્યાં પુરણ પાપ. શું કર્યું. ૪
દાન ન દીધાં દીનને, દીધાં દુર્બળ ને દુઃખ;
કોટિ જન્મ ભજી કામના, તોહે ભાગી નં ભૂખ. શું કર્યું. ૫
ભંગુર ભોગ કાજે ભમ્યો, થયો કાળનો ભોગ;
અક્ષય સુખ આપી શકે, એવો ન સાધ્યો જોગ. શું કર્યું. ૬
તન મન ધનથી દુષ્કૃત કર્યાં, સુકૃત ના સર્યું કાય;
મરણ પછી મારૂં શૂં થશે, એવું નાવ્યું મન માંય. શું કર્યું. ૭
તૃષ્ણા તો જીર્ણ થઇ નહિ, થયું જીર્ણ શરીર;
શ્વાસનું સત્ય ઝરી ગયું, જેવું કુંભનું નીર. શું કર્યું. ૮
કાળ તો કાય ગયો નહીં. ગયો આપે બહુ વાર;

અપરાધ કીધા અનેકના, મળ્યો જમરાજાનો માર. શું કર્યું. ૯
વચન ન પાળ્યાં વેદનાં, ગુરૂ આજ્ઞા આધીન;
વનિતાને વશ થઇ વરતિયો, મન વચન મલીન; શું કર્યું. ૧૦
કષ્ટ સહ્યાં કોટિ ભાતનાં, સહ્યાં શીતને તાપ;
પરમનો શ્રમ તો સહ્યો નહિ, ભૂલ્યો અજ્પનો જાપ. શું કર્યું. ૧૧
નિષ્ફળ કરમ કરી મુવો, ફળ ના મળ્યું કાંય;
ચપળ આયુષ તો ચાલી ગયું, જેવી વાદળની છાંય. શું કર્યું. ૧૨
એક સો વર્ષનું આયખું, વિધિયે કર્યું નિર્વાણ;
અરધું ગમાવ્યું તેં ઊંઘમાં, વેઠ્યો ફોકટ પ્રાણ. શું કર્યું. ૧૩
બાર વર્ષ ગયાં બાલ્યમાં, વૃદ્ધતા આંહિ વીસ;
શેષ ગયા સંતાપમાં, ઉદ્યમમાં અહોનીશ. શું કર્યું. ૧૪
વારે વારે વાળ્યો ગયો, કર્તા કરમના ભોગ;
છોટમ સમઝી હવે કરો, પ્રભુ મળવાનો જોગ. શું કર્યું. ૧૫

### કીરતન ૩ જું.

નારીથી દૂર ફરે નાસતા, જુઓ અબળાનું જોર;
અતુલિત બળિયો એમાં વસે, દોય કંદર્પ ચોર. નારી. ૧
વસ્ત્ર વના કરયા કોયને, નાગા ફરતા નિઃશંક;
કોયને ટોપીને ચીંથરાં, અરધાં ઉઘાડાં અંગ. નારી. ૨
રાખ ચોળી ફરે રાનમાં, મોટા માથાના કેશ;
કોયક કીધા મુંડિયા, જેવો વિધવાનો વેશ. નારી. ૩
ગેરૂએ રંગેલી ગોદડી, ઓઢે અંચલા અંગ;
વસ્તી થકી રહે વેગળા, તજી તરૂણીનો સંગ. નારી. ૪
ભીખ માગીને ઉદર ભરે, કરે ફળનો આહાર;
ઇશ્વર એક આરાધવા, છોડી દીધો સંસાર. નારી. ૫

ભોગ તજ્યા જોગ સાધવા, વળી ભોગ સહાય;
તે નર ભ્રમર જાણવા, ઉભે ભ્રષ્ટ તે થાય. નારી. ૬
જોગ લીધોને જતી થયા, ઇચ્છે દારાને દામ;
તે નર અધવચથી પડ્યા, મળ્યો નરકનો ઠામ. નારી. ૭
પુરણ પુણ્ય હોય પાછલાં, સાધી જાણે તે જોગ;
ઓછા માણસના અંગથી, ન ટળે મનસા રોગ. નારી. ૮
નારી સહિ કોઇ નર ભલા, કરે ધરમ ને ધ્યાન;
પાપ પુંજને પરહરી, આરાધે ભગવાન. નારી. ૯
જનક સરીખા જગતમાં, રૂષિ મુનિ જન જેહ;
સંસારમાં સરસા રહી, પામ્યા પ્રભુ પદ તેહ. નારી. ૧૦
સદગુરૂ સાચા જેહને, હોય ધરમ સહાય;
છોટમ એવા સંતને, મોહ મનમાં ન થાય. નારી. ૧૧

જે પ્રેમઅંશ અવતરે પ્રેમરસ તેના ઉરમાં ઠરે. એ રાગ. ફી. ૫

કીરતન ૧ લું.

પુરા અંશ પ્રભુના હશે, જ્ઞાન તો તેના ઘટમાં જશે. ટેક.
રાજ ચિન્હ હોય જેને અંગે, તે કરિણીને મન વસે;
હજાર જણની મધ્ય હાથણી, કળસ ઢોળવા જશે. જ્ઞાન. ૧
સરખો સુરજ સગળે છે પણ, નેત્ર જોયો જશે;
પ્રાય પંખીનું બચ્ચું હોય તો, તેજ પાંખ પામશે જ્ઞાન. ૨
સિંહ તણું પયમાન કરે જો, પુત્ર સિંહનો હશે;
જરે નહી બીજી જાતિને, કોય પ્રકારે કશે. જ્ઞાન. ૩
પાવક દેખી ડરતા પ્રાણી, સર્વે કોરે ખસે;
ધગધગતા અંગારા હોય પણ ચકોર ખાવા ધસે. જ્ઞાન. ૪

કહે છોટમ અનુભવિ જન એકજ, કોટિ મનુષમાં વસે;
સુરજ જેવો સુરજ નહિ પણ દીવે દીવો થસે. જ્ઞાન. ૫

કીરતન ૨ જું.

જે કોય હોય હરીના દાસ, તેના ઘટમાં હરિનો વાસ. ટેક.
ગુરૂની દષ્ટે જુવે હરીને, જે પોતાની પાસ;
મન વશ કરમે હરિમા વરતે, આઠ પોહોર અભ્યાસ. જે કોય. ૧
ગદ ગદ કંઠે ગાય હરી ગુણ, પ્રગટે પ્રેમ પ્રકાશ;
ચઊદ લોકમાં ચિત્ત ન ગોઠે, કરે ન કોઇની આશ. જે કોય. ૨
જેવું લોહ ધરે પાવકમાં, લોહમાં પાવક વાસ;
એમ અહોનિશ રહે મળીને, હરિમાં હરિના દાસ. જે કોય. ૩
હરિ હરિ રટણ નિરંતર તેને, સમરણ સાસ ઉસાસ;
છોટમ હરિથી ન પડે અળગો, જેમ પુષ્પમાં વાસ. જે કોય. ૪

કીરતન ૩ જું.

પ્રભૂ તજી પાપ મારગે ચડે, તેને નેષ્ટ પનોતી નડે. ટેક.
સઘળા ગ્રહ તેને સંતાપે. પુરણે પીડા પડે;
ભૂત પ્રેત વેતાળ વીરગણ, અધમ શાકણી અડે. તેહને. ૧
પ્રભુના ભજન વિના મહા પાતક તે નાશે શા વડે;
જમ કિંકર તે પાપી જનશું, વેર કરીને વડે. તેહને ૨
કરૂણા સિંધુ કરતા ભુલી, અવર ઠામ આથડે;
સુપનામાં તેને સુખ ન મળે, રાંક થઇ તે રડે. તેહને ૩
જમના દુતો તેના તનની, છાલ ઉખાડી છડે;
પ્રભુના ભજન વિના પ્રાણીનો, ઘાટ ઘણા થઇ ઘડે, તેહને ૪
સાસ ઉસાસે પ્રભુને સમરે, અનહદ નોબત ગડે,
જન છોટમ કહે સહુ જખ મારે, બ્રહ્મ વિષે જો ભડે. તેહને ૫

## કીરતન ૪ થું.

રે શું સમજ્યો વૈષ્ણવ થઇ, અવીદ્યા જો અળગી નવ ગઇ; ટેક
ગ્નાન વિરાગ ગમે નહિ ગાતાં, રાસ કથાના રસીયા;
કામ ક્રોધ મદ લોભ ગર્વ છળ, અંતરથી નવ ખસિયા. રે શું ૧
તન મન ધન દારા ઘર તારૂ, બ્રહ્મ સમર્પણ કીધું;
પાપ કર્મ તો પામર જીવડે, પોતે માંથે લીધું. રે શું ૨
હિંગ તજે પણ હરામ ન તજે, નિરખે કોઇ પરનારી;
લસણ તજે પણ લાંચ ખાય છે, ન તજે ચોરી જારી. રે શું ૩
જરને લોભે જુઠા સોગન, ખાતાં પણ નથી બિતા;
જુઠી સાક્ષી જાય પુરવા, ઝટ ઉપાડે ગીતા. રે શું ૪
છાપ તિલક તાણીને અંગે, મંડળીયોમાં મહાલે;
ગુપ્ત ઘાત અંતરમાં રાખી, ઘણાકનાં ઘર ઘાલે. રે શું ૫
એકાદશીનું વ્રત આચરે, ફરાળ સારૂ ફાકે;
ઉપર ચોખા અંતર મેલા, પરધન હરવા તાકે. રે શું ૬
એક પ્રભુને ઉરમાં ધારી, પરમારથ આચરવું;
નીતીનો મારગ ઝાલીને, બાળી ડગલું ભરવું. રે શું ૭
એમ વિચારી જે જન ચાલે, ધર્મ તેહના સાચો,
કહે છોટમ પ્રપંચી મારગ, જાણો સર્વ કાચો. રે શું ૮

## કીરતન ૫ મું.

કુમતી તે કયમ ટળે, જીવની કુમતી તે કયમ ટળે. ટેક.
પાપ કરે પામર બહુ પેરે, પશુ બરાબર પળે;
પર નિંદા પરપંચ અવિદ્યા રાત દિવસ એ રળે. જીવની ૧
સત્ય મારગે જે જન ચાલે, તેને જોઇને બળે;
સજ્જન મુકી નરતા નરના, ટોળામાં જઇ ભળે. જીવની ૨

સદગુરૂની કિમત નહી તેને, છટકેલા ગુરૂ છળે;
ભ્રાંતિ વેમની વાતો સુણતાં, અવળે મારગ વળે. જીવની ૩
વાક્ય જાળમાં વીંટાયા તે, અજ્ઞાતે આફળે;
જગત ચરાચર જેણે સરજ્યું, તે કરતા નવ કળે. જીવની ૪
મહા વાક્ય ઉપદેશ ન માને, જે બુડયા ભવ જળે;
અનુભવ નાવ વિના કહે છોટમ, કયમ તરશે નિજ બળે. જીવની ૫

## બનજા હરીદાસા હરીદાસા. એ રાગનાં કી. ૪.

### કીરતન ૧ લું.

અવગુણે આળસમાં આળસમાં, ખાશો ખોટ પડી પરવશમાં. ટેક.
સરજનહારે સુરજ સરજ્યો, સહુના ઉધમ સારૂં;
આંખ્ય મીચીને દિવસે ઊંઘે, તેને છે અંધારૂં. અવ૦ ૧
ભણ્યો હોય તે સઘળું ભુલે, વેપારી તે ડુલે;
ખેતી કરતાં આળસ રાખે, તે ખેતરમાં શું લે. અવ૦ ૨
રાજભ્રષ્ટ હોય તે રાજાનું પરજા પીડા પામે;
શસ્ત્ર ધરી આળસમાં રહે તે, ના જીતે સંગ્રામે. અવ૦ ૩
સાધનવાળા સિદ્ધ ન થાય, જોગ ન પામે જોગી;
શારીર વિધા સીખ્યા હોય પણ, વેદ મરે છે રોગી. અવ૦ ૪
એવા અવગુણ અનેક એમાં, કહેતાં પાર ન આવે;
જન છોટમ કહે આળસ મુકી, બ્રહ્મ ભજીલો ભાવે. અવ૦ ૫

### કીરતન ૨ જું.

સજ્જન સાંભળજો સાંભળજો, સદગુરૂ વચને વળજો. ટેક.
જગકરતાને ઓળખવાને, અનુમાન છે એનું;
અવયવ સહિત વિચિત્ર સચેતન, વિશ્વ રચેલું જેનું. સજ્જન ૧

સદ ચિદ આનંદ ઓત સબ્દથી, રૂપ નીરૂપણ થાય;
તત્વમસિએ વાક્ય વિચારે, તો ઇશ્વર ઓળખાય. સજ્જન ૨
કર્તા ભર્તા હર્તા ઇશ્વર, નહિ સમર્થ કોઇ એવો;
દેવ સકળ એના ચાકર છે, નહિ કોઇ એના જેવો. સજ્જન ૩
જડ માયાને ચેતન જીવો ઇચ્છાથી ઉપજાવે
શક્તિવંતો દેવ સનાતન, ભક્તોને મન ભાવે. સજ્જન ૪
અણુ રૂપે છે જીવ દેહમાં, તેને અંશ કહે છે,
યોગી તત્વ તણા આ લયમાં, રાતો માતો રહે છે. સજ્જન ૫
અહં દેહ એવી મતિ થઇને, આપ અને પતિ ભુલ્યો,
ધન જોબન તન સત્ય જાણીને, સદા રહે છે ફુલ્યો. સજ્જન ૬
દેહ ભિન્ન જો આપ જાણિને, જગકર્તાને જાણે;
કહે છોટમ તે ગુરૂ કરૂણાથી, જીવ ઠરે ઠેકાણે. સજ્જન ૭

## કીરતન ૩ જું.

જીવડા જો જાગી જો જાગી, તારો અવસર જાય અભાગી. ટેક.
ચક્ર કરાળ કાળનું જોને, સહુને શિર છે ભમતું;
જન્મ્યા તેને ઝડપી લે છે, દેહ ધારીને દમતું. જીવડા. ૧
નિષ્ફળ કર્મ નિરંતર કરતાં, ખોયું ઉત્તમ ટાણું;
ઇશ્વરને ઓળખી નવ લીધા, પાથરતાં વાયું વાહાણું. જીવડા. ૨
બાળ કુમાર જવાની બગડી, વૃદ્ધપણું વણસાડ્યું;
ચિદાનંદનું ચિંતવન તેતો, અંતરમાં નવ આવ્યું. જીવડા. ૩
સદ આચરણ પ્રભુની સેવા, આદર ન કરયો એવો;
ધિક ધિક નરનો દેહ ધરયો પણ, જીવ જનાવર જેવો. જીવડા. ૪
નાશવંત સંસારીક સુખને, સત્ય લહીને સુતો;

પલક એકમાં કાળ પકડશે, હુતો થશે નહુતો. જીવડા. ૫
જો ચેતે તો ચેતી લેજે, ભલા સમયમાં ભાઇ;
કહે છોટમ શુદ્ધ ભાવ ધરીને, લેજે હરિગુણ ગાઇ. જીવડા. ૬

## કીરતન ૪ થું.

સમરણ સોહંક્ષ સોહંકા, જ્યાં બજે અનાહત ડંકા. ટેક.
આસન બાંધી સુરતી સાંધી, ચતુર દલે ચિત લાયા;
મુળાધાર પૃથ્વી રંગ પીળા, દેવ ગણપતી રાયા. સમરણ. ૧
અક્ષર ચાર વિચારો ઇનમે, વંશષંસ વરણા;
ખટસે જાપ અજંપા જપકે. ઉનકુ અર્પણ કરણા. સમરણ. ૨
ઉતપત દ્વારા ખટદલ સારા, સ્વેત રંગ જબ જાન્યા;
ચતુરાનનકી જ્યોત જગાઇ, ખટ હજાર દિયા દાના. સમજણ. ૩
ખટ દલમે ખટ અક્ષર દેખો, બંભંમકા બાસા;
સે રંલકુ લખો લક્ષસે, ખેલ બન્યા હે ખાસા. સમરણ. ૪
નાભિસરોજા દસ દલ ખોજા, તેજ તત્વકા તાપા;
લાલ રંગમેં લક્ષ્મી નાયક, ખટ હજાર જહાં જાપા. સમરણ. ૫
ડંઢંણ તાંહાં અક્ષર દરશા, તંથં દંધ વાસા;
નંપર્ફકું ફિરપર પેખ્યા, કટયા કર્મકા પાસા. સમરણ. ૬
હ્રદે વિચારા દ્વાદશ આરા, શિવ શક્તીકા ઠારા;
નીલરંગ મારૂતકા માંહી, ઝગમગ જ્યોતિ ઉજારા. સમરણ. ૭
ખટ હજાર તાંહાં જાપ અરપના, કંખંગંઘં વરણા;
નંચંછંજં જાંહાં નિવાસા, ઝંઞંટંઠં ઠરણા. સમરણ. ૮
કંઠે કંજા ષોડશરંજા, પત્ર કલા પરમાના;
શામરંગ આકાશ તત્વકા, જીવ જ્યોતિકા ધ્યાના. સમરણ. ૯

સહજ જાપ તાંહાં જપો અજંપા, ષોડશ વર્ણ વિચારા;
અ આં ઇઇ ઉઊ ઋૠ, લૃ લૄ એ ઐ સારા. સમરણ. ૧૦
ઓ ઔ અં અઃ ઉનકે મહિ, એ સ્વર ષટ દશ કહાવે;
ઉનકા ધ્યાન ધરે નર જોહી, સો ભવજલ નાવે. સમરણ. ૧૧
ભૃકુટી ચક્રે દવેદલ પત્રે વાકે નિર્મલ રંગા;
હં ક્ષં અક્ષર રહે નિરંતર, ચિદ શકતી કે સંગા. સમરણ. ૧૨
સહજ જાપ તાંહાં કરો નિવેદન, પરમ તૂરી પદ તાંહી;
બજે અનાહત નાદ નિરંતર, અમૃત બરસે જ્યાંહી. સમરણ. ૧૩
બ્રહ્મ રંધ્રંકા ભેદ અપારા, દલ હજાર તાંહાં દરસે,
સહજ જાપ તાંહાં જપો જુગતસે, પરમ જયોતિકું પરસે. સમરણ. ૧૪
સબ અક્ષર અવ્યક્ત રહે તાંહાં, અકલ અનોપમ રંગા;
કોટિક રવિ સસી તેજ કહાવે, પરમ પુરૂષ કે સંગા. સમરણ. ૧૫
ઉનકે આગે લક્ષ અલૌકિક, સદગુરૂ ભેદ બતાયા,
ભોટમ શ્રી ગુરૂ દેવ પ્રતાપે, અચલ અભય પદ પાયા. સમરણ. ૧૬

**હરી ભજન થકી છોટા હોયે તે સહુથી મોટા થાયે. રાગ કી. ૧૦**

## કીરતન ૧ લું.

હો જીવ અજાણ્યુ, જો આયુષ નદીના પુર જેવું જાય છે;
ગણુ ગણિત પ્રમાણુ, ઘડી દિવસ ને માસ વરસ વહિ જાય છે. ટેક.
પિંડ ચાલે છે જે પ્રાણુ વડે, તે ઝાઝે મુલે કહિ ન જડે
સીદ પથ્થર ટાંકે પારસ વડે. હો જીવ. ૧
તું ફોકટ શું હિંડે ફરતો, નિત્ય નિંદાને ચાડી કરતો,
તું દેવ થકી નહિ સેં ડરતો.
મળ્યો મનુષ દેહ તુજને મોટો, ખળતામાં જન્મ કર્યો ખોટો;

લાભ ખોયો ને લીધો ટોટો. હો. જીવ. ૩
તેં પૂઠ કરી પરમારથમાં, મહાલ્યો સુંદર શ્યામ બોધ સ્થાવરમાં;
આવો અવસર ખોયો અનરથમાં. હો. જીવ. ૪
જ્યારે કટક આવશે કાળતણું, તે ધડ ધડ ધેરિ ધણું;
માટે ઇશ્વર ભજને ક્ષણ ક્ષણ. હો. જીવ. ૫
તું બ્રહ્મ ગણે છે પોતાને, વળી નાસ્તિક થઇને ના માને;
ત્યારે સુખ દુ:ખ દંડ મળે કાન. હો. જીવ. ૬
મિથ્યા મુકી દે મત તારો, છે સમરથ ઇશ્વર સરજનારો;
ભજ છોટમ ભવ ભય હરનારો. હો. જીવ. ૭

કીરતન ૨ જું.

તારા તનમાં તપાસ ક્યાં છે અંતરજામી સરજનહારો;
થાય સીસ ઉસાસ, અવિનાશી અળગેરે કળ ભરનારો. ટેક.
તે પંચ તત્વની પારજ છે, એ અખિલ તત્વ આધાર જ છે;
એ સકળ શિરોમણી સારજ છે. તારા. ૧
સહુ જીવોને જીવન આપે, નિજ ભક્ત તણાં સંકટ કાપે;
જન્મદોષ મટે એને જાપે. તારા. ૨
અજ ભવ સહુ આશ કરે એની, શશી સુરજમાં સત્તા તેની;
જગ સરજે છે શકતી જેની. તારા. ૩
એ સમરથ સહુનો છે સ્વામી, ગુણજંતો દેવ ગગનગામી;
બહુનો પાલક છે બહુ નામી તારા. ૪
એ પ્રાણજીવન છે પ્રાણ પ્રતિ, ઓળખે જો હોય અગાધ મતી;
મુરખ નવ જાણે મરમ રતી. તારા. ૫
કરૂણાનિધિ દેવ કૃપા કરશે, તે સદગુરૂ શરણ ગ્રહી ઠરશે;
કહે છોટમ તો કારજ સરશે. તારા. ૬

## કીર્તન ૩ જું.

સતસંગ વિના, જીવ તણો નવ થાયે કાંઈ સુધારો;
જેમ નાવ વિના, મહા સમુદ્રનો કોય ન પામે આરો. ટેક.
જળને જેમ શરદ રૂતુ એવી, જળને મળ નસ્ત હરે તેવી;
સત સંગતિ છે નરને એવી. સત. ૧
ઘુગડાંને સાબુ સરસ અડે, મળ છાંડી ઉજળું તે નિવડે;
શઠ સુધરે એમ સુસંગ વડે. સત. ૨
જે હોય ગાંગડું કણુ જેવા, જળ વરસે ના પલળે સેવા;
તે કોરા રહે કંકર જેવા. સત. ૩
જેનું કોમળ મન કોમળ વાણી, સતસંગ કરે ઉલટ આણી;
કહે છોટમ તે સુધરે પ્રાણી. સત. ૪

## કીરતન ૪ થું.

ચિત ચતુર સુજાણ, નરજોણી તીરથરૂ તારા તનમાં;
માંહિ મંજન કરો, મનના મળ ધોવાશે શુદ્ધ ચૈતન્યમાં. ટેક.
ત્યાં ગંગા ને જમુના વહે છે, બે સ્વર મધ્યે સરસ્વતી રહે છે;
તેનો ભેદજ વીરલા જન લહે છે. ચિત. ૧
પૂરક કુંભક ને રેચકમાં, બ્રહ્મા વિષ્ણુ શિવ છે તેમાં;
પરાશક્તિ અર્ધ માત્રા એમાં. ચિત. ૨
માંહિ અક્ષર દેવ અનેક જ છે, અક્ષર વર્જિત પ્રભુ એક જ છે;
ગુરૂ ગમમાં વસ્તુ વિવેક જ છે. ચિત. ૩
ત્યાં ધન વિના વાદળ ગાજે છે, બહુ વાજાં વિધ વિધ વાજે છે;
ત્યાં રવિ વિના તેજ બિરાજે છે ચિત. ૪
એ તીરથમાં જે જન ન્હાયા, સહુમાં શાણા તે કહેવાયા;

રહી અંગ થકી અળગી માયા. ચિત. ૫
જેને ભાવ ભક્તિ ઉપજે સારી, તે એ તીરથના અધિકારી;
થાય નિરમળ ન્હાતાં નર નારી. ચિત. ૬
એ તીરથમાં વસિયા વાસે, તેને પરસતાં પાતક નાસે;
કહે છોટમ પ્રભુ મળશે પાસે. ચિત. ૭

## કીરતન ૫ મું.

હરિ ભજન વિના, રાંક થઇ સરો રે રાણા રાજા;
અહિં અમલ મળ્યો; સોજો આવે શું માનો છો તાજા. ટેક.
દુર્બળને ત્રાસ ઘણો ઘોછો, લોકોનું ધન લુંટી લ્યોછો;
ભોગ ભયદાયક શું ભોગવો છો. હરિ. ૧
અન્યાયે અવળા ચાલો છો, મન માને તેવું મહાલો છો;
સહુને કંટક સરખા સાલો છો. હરિ. ૨
કહ્યું વેદતણું તો નથી કરતા, પ્રભુ કોપ થવાથી નથી ડરતા;
ભંડાર ઘણા અર્થના ભરતા. હરિ. ૩
રઝળ્યાં શિર રાવણ જેવાનાં, ત્યમ રાજ રહ્યાં નહીં તેવાનાં;
મુળ ઉખડિયાં છે એવાનાં. હરિ. ૪
આ દુનિયામાં જે દુષ્ટ થયા, તે અવજસ લેઇને અધમ ગયા,
ભંડાર ભરેલા ધર્યા રહ્યા. હરિ. ૫
આ દુર્લભ નરનો દેહ ધરી, સમઝી ચાલ્યા સતસંગ કરી;
કહે છોટમ તે નર બેઠા ઠરી. હરિ. ૬

## કીરતન ૬ ઠું.

ખરી ખેપ કરી, ખેતી કરય ખાંતેરે વેદ વિધી વડે;
ફળ થાય ફરી, વાવ્યાથી વધતાંરે જો જુગતી જડે.

કુડાં કર્મ કંટકનું સુડ કરી, બલી વિદ્યા ખાતર રાખ્ય ભરી;
વિનયાદિ વૃષ્ટીરૂતુ આવે ખરી. ખરી. ૧
ધન સજ્જનના મુખની વાણી, મેઘા મહી પલળે તે પાણી;
ખુબ ખેડય કરો જુગતી જાણી. ખરી. ૨
સુભ બોધ સુધાન્ય સુખે વાવો, બળતા ખડ નિંદયે નિંદાવો;
ઊગે ન અવિદ્યા ઊગાવો. ખરી. ૩
કરો વાડય વિચાર વિચારી કશું, પેસે નહિ એમાં પાપ પશું.
સત સાચવ્ય આળસ ન કરય કશૂં. ખરી. ૪
સતસંગ સરવડાં સરસ પડે, નીતિથી ફળ નિશ્ચે નિવડે;
દુર્ગુણ પંખી નિત્ય ટોવો પડે. ખરી. ૫
ધરમ અર્થ કામને મોક્ષ ફળે, તરૂ સિંચાયાં સતસંગ જળે;
બળવંતા હાકયમ હરિને બળે. ખરી. ૬
ભક્તી કર પ્રભુનો જો ભરિયે, તો આપણ આનંદમાં ફરિયે;
કહે છોટમ ભવસાગર તરિયે. ખરી. ૭

## કીરતન ૭ મું.

બે પંખીડે, તન તરૂવર પર વાસ કરયો છે આવી;
રસ ગગન તણો ચુગે છે નિજ ચાંચ ભરી ભરી લાવી. ટેક.
જે વૃક્ષ તણા ફળનો ભોગી, તે થયો શરીરનો સંજોગી;
ભરમી રઝળે તે ભવ રોગી. બે પંખીડે. ૧
ફળ ચાખીને મતી હીણુ થયો, આતમ પરમાતમા ભુલી ગયો;
તેને જીવ જીવ જગમાંહિ કહ્યો. બે પંખીડે. ૨
જે ન્યારો તે નિરમળ કહાવ્યો, તેણે નિજાનંદ રસ બહુ ભાવ્યો;
તે માયા બંધનમાં નાવ્યો બે પંખીડે. ૩

એ બે પંખી ચાલે જોડે, એક એકને પલભર નવ છોડે,
તે પ્રીતિ પરસ્પર નવ તોડે. એ પંખીડે. ૪
એ પંખી જીવને ઇશ્વર છે, પિંડ બ્રહ્માંડ એ બેનાં ઘર છે;
જો સમજે તો સુખ સાગર છે. એ પંખીડે. ૫
એવું વેદ વેદાંત વખાણે છે, જેને ગુરૂ ગમ હોય તે જાણે છે;
કહે છોટમ તે સુખ માણે છે. એ પંખીડે. ૬

## કીરતન ૮ મું.

દેશી હંસો વાતલડી સાંભળજો આપણા દેશની,
જો આવો તો, પીડા સહુ મટશેરે બહુ પરદેશની ટેક
છે ગગનવિષે પ્રભુ વિશ્વપતી, સહુ સરજે તેજ અગાધ ગતી;
ઓળખે જન હોય વિશાળ મતિ. દેશી૦ ૧
નવ ભાસે રવિ શશિ અગ્નિ વડે, ગુરૂ ગમથી તેનો માર્ગ જડે;
ત્યાં પોંચે તે પાછો ન પડે. દેશી૦ ૨
ત્યાં જરા મરણ ભય શોક નથી, એમ વેદ વેદાંતે વાત કથી;
તેનો જાણે જન સિદ્દ મરો નથી. દેશી૦ ૩
તેને અવ્યવ કે આકાર નહી, છે ચેતન રૂપી દેવ સહી;
સહુને સંભાળે ગગન રહી. દેશી૦ ૪
એનું અહિં પોષણ આવે છે, માટે જગજીવન કહાવે છે;
એમાં યોગી મન લાવે છે. દેશી. ૫
તેને જાણે તેજ ખરા ડાયા, જગમાં વેત્તા જે કહેવાય;
કહે છોટમ ધન્ય ધરી કાયા. દેશી. ૬

## કીરતન ૯ મું.

પાપી નરને ઇશ્વરનું ચિંતન ઉરમાં નવ આવે;
ભાગ્યહીણાને, ભક્તવચ્છળ પ્રભુની ભક્તિ ના ભાવે. ટેક.

ધન એળે જાયે ધર્મ વિના, કરે કર્તા પ્રભુના કોટિ ગના;
મદ મોહ ભરેલા મુંઢમના. પાપી૦ ૧
પાપી સહુને પીડાકારી, શીખામણ કાંઇ ન ગમે સારી;
દુર્ગુણમય એ જન દેહ ધારી. પાપી૦ ૨
શુભ મારગ નવ સુઝે સારો, જુઠામાં જાયે જનમારો;
હત્યાનો મેશો હત્યારો. પાપી૦ ૩
નાસ્તિક થઇ સુધરમને નિંદે, અધરમમાં વરતે આનંદે;
ખુંતે અવસર ખળ ફોગટ ફંદે. પાપી૦ ૪
અધિકાર મળે અન્યાય કરે, તે દોષ થકી મનમાં ન ડરે;
બહુ પાપ તણા ભંડાર ભરે. પાપી૦ ૫
પાપી નર પશુવત પેટ ભરે, પણ સારાં સુકૃત તે ન કરે;
ધર્મ પંથ વિષે પગ આડો ધરે. પાપી૦ ૬
ખોટું ખડ ભાવે છે ખરને, એમ પાપ ગમે છે પામરને;
વિસારી દે વિશ્વંભરને. પાપી૦ ૭
એમ અવળો ચાલે અંધ પશુ, ધુત્તાને શબ્દે જાય ધશું;
સિદ છોટમ તેને કહિયે કશુ.

## કીરતન ૧૦ મું

સંસાર વિષે, પાપ પુણ્યનું પ્રકટ સ્વરૂપ જણાય છે;
મન માંહિવશી પોત પોતાને પંથે જીવ લઇ જાય છે. ટેક.
જ્યમ નીચે ઠામ નીર વળે, ત્યમ પાપી પાપ વિષેજ ભળે;
સત સંગતિમાં નવ હેત હળે. સંસાર. ૧
જ્યમ ઉર્ધ્વ ગતી છે તેજતણી, એમ પુણ્ય ખંચે પરબ્રહ્મ ભણી;
પ્રભૂ જનની સાથે પ્રિતિ ઘણી. સંસાર. ૨

પાપી સહુને પરિતાપ કરે, પરદુખ દેખી દિલમાંહિ ઠરે;
વિષધર જેવા ભવમાં વિચરે. સંસાર. ૩
પુણ્યવંતા પ્રાણી હોય એવા, ઇચ્છે સરવેને સુખ દેવા;
ઉત્તમ ગુણ અમૃતના જેવા. સંસાર. ૪
પાપી ધન મેળે પાપ કરી, અગણિત અઘના ભંડાર ભરી;
સહે નરક તણાં દુખ મરી મરી. સંસાર. ૫
સતસંગ થકી પાતક નાસે, જમના ગણ પ્રભુ ભજતાં ત્રાસે;
સારાસાર વિવેક સરસ ભાસે. સંસાર. ૬
હરિ કરૂણા હોય ઘણી જ્યારે, સત સંગ કરી કારજ સારે;
કહે છોટમ ભવજલથી તારે. સંસાર. ૭

## કાફી રાગનાં કીરતન. ૧૧

### કીરતન ૧ લું.

વાંકા શું ચાલોછોરે, કુબુદ્ધિ પડશો કંટકમાં;
સાચો મારગ મુકીરે, પડોછો શિદ સંકટમાં. ટેક.
નિયંતા પ્રભૂએ આ, વિશ્વ નિરમ્યું છે તેમાં, પુણ્ય પાપ બે પંથ;
પુણ્યમાં સુખ, અને પાપમાં દુખ, એમ સરજ્યું છે કરતા કંથ;
વેદમાં વખાણ્યુંરે, કહ્યું છે દર્શન ષટમાં. વાંકા. ૧
જાણી જોઇને જે કોઇ, પાવક ઝાલે તેનું, તન દાઝે તતકાળ;
એમ અઘટતું જે, આચરે પ્રાણી તેને, દેછે જગત સહુ ગાળ;
ચોરી જારી ચાડી રે, કરો રખે ઉલટમાં. વાંકા. ૨
હિંસા કરે છે તેને, કહે છે હત્યારો ને, કામીને આવે કલંક;
પરદુખ દાતાને, દુષ્ટજ કહે છે એમાં રાજા હો કે રંક,
પાપ કર્મ એવું રે, વિચારીને જુવો ઘટમાં. વાંકા. ૩

જ્ઞાન ધ્યાને સત, ઇશ્વર ભક્તી તેથી, હિત સહુનું હોય;
મન પવિત્ર, નિત્ય રાખે પોતાનું તેમાં કલેશ ન ઉપજે કોય;
પરપ્રાણીને સંહરે, પડે નહિ તેના પેટમાં. વાંક. ૪
અંતરજામી પ્રભુ, જેણે ન જાણ્યાને, પશુની પેઠે ભર્યું પેટ;
તન ધન મદ માંહે, મત્ત ફરે છે અને વહે છે સંસાર કેરી વેઠ;
છોટમ એવા પ્રાણી રે આવ્યા છે માયા ઓઝટમાં; વાંક. ૫

કીરતન ૨ જું.

ખોટું શું ખેલોછોરે, કોપ થશે કરતાનો;
નિયમ જેણે બાંધ્યોરે, નાશ કરે નરતાનો. ટેક.
ખોટું રે ખડ જ્યારે ઉગે ખેતરમાં તેને, ખોદી નાંખે છે તતખેવ;
સારાનું રક્ષણ, સારૂં કરે છે એવી, ધરથી ધણીને ટેવ;
જુઠું કરવું મુકોરે ભય રાખો ભરતાનો. ખોટું૦ ૧
કણ મધ્યેથી જેમ, કાંકરા કાઢેને, તૂપ મધ્યેથી જાય જાશ;
નઠારાંને સહુ, નાંખીજ દે છે, એવા છે અવિનાશ;
ખોટાને ખડે છે રે, હિસાબ એવો હરતાનો. ખોટું૦ ૨
સારે જગતમાં જેણે, આપણને સરજ્યા તેને, ગમે છે જ્ઞાન વિવેક,
જ્ઞાન ધ્યાને સત, ઇશ્વર ભક્તી એવી, જોઇએ મનુષ્યને ટેક;
શરણાગતને તારે રે, હિસાબ એવો હરતાનો. ખોટું૦ ૩
ચંચળ મન તેણે નિશ્ચળ કરવું ને, ધરવું પ્રભુનું ધ્યાન;
સારાને નરતાનો શોધ, કરેથી, નિપજે નિર્મળ જ્ઞાન,
છોટમ કરે કામે રે ફેર મટે ફરતાનો ખોટું૦ ૪

કીરતન ૩ જું.

કૃપા હોય હરીની રે, તેથી જન કારજ સરે;

આપબળ કરતાં રે, માયા આવી આડી ફરે. ટેક.
જપ તપ તીરથ, વ્રત જગતને, દાન પુણ્ય વૈરાગ;
પ્રભુ કૃપા વિન, વચ્ચેથી પાડવા, માયા ખોળે છે લાગ;
જોરે નહિ જનતું રે, વચ્ચે આવી વિઘ્ન કરે. કૃપા૦ ૧
નાકપતીનું પદ, લીધું નહુષે ઇંદ્રાણી વરવા કાજ;
ગર્વ વધ્યો ત્યારે, માયાએ તેને, કીધો ભૂજંગમ રાજ;
કૃપા વિના એવારે, ઉંચા ચડી નીચા ખરે. કૃપા૦ ૨
ઉત્તમ કર્મ અહોનિશ કરવાં ને ધરવું નહિ અભિમાન;
ઇશ્વર કરતા, આપણો જાણી, ધરવું નિરંતર ધ્યાન;
ભક્તિ તેની કરતાં રે, અવિચળ ઠામે ઠરે. કૃપા૦ ૩
દેહ ઇંદ્રિય મન, આપ્યાં પ્રભુએ, તન ધન કેરૂં જોર;
સુકૃત કરીને જો, હરિને ન સોંપે, તે થાય ધણીનો ચોર;
આપ અભિમાને રે પાપ કેરો ભાર ભરે. કૃપા૦ ૪
મારૂં મારૂં કરે, મછરના ભરમાં, તે કૃપા પ્રભુની ચહાય;
ઢુંગ કરી કરી, લોકને ધુતે, તેણે ઇશ્વર ક્યમ છેતરાય;
આતમ ભવ સિંધુરે, સાચ વિના કોય ન તરે. કૃપા૦ ૫

કીર્તન ૪ થું.

માયા રૂપી નગરીરે, કીધી છે કોય કારીગરે;
મને માની માહારીરે, મિથ્યા અભિમાન ધરે. ટેક.
એક રોમ તારા અંગમાં જીવડા, તારૂં કર્યું નવ થાય;
ધણી થઇને, ધંધો કરે પણ, કર્મ કરી બંધાય;
સિરપર સ્વામી રે, ડરતો નથી તેને ડરે. માયા૦ ૧
નવે દરવાજે, અમલ મનનો જાગૃત માંહિ જણાય;

સ્વપ્ન થયું ત્યારે, પરવશ પડિયો સુખ દુખ સહેતા જાય;
ભાન નથી રહેતુંરે, નિંદ્રા માંહે જ્યારે ઠરે.
આવું છતાં છતાં પણ, આપ ન સોધે તે, કરે ઘણો અહંકાર;
કુકરમ કરી કરી, કષ્ટજ સહે છે, મુવાપછી જમ માર;
વિચાર નથી કરતો રે હું તે કોણ કેનો ખરે. કાયા૦ ૩
પોતાના ડહાપણમાંહિ, પામર પૂરો ને પરધન હરવા પ્રવીણ;
તત્વ વિચાર તારા ઉરમાં ન આવે, મૂરખ તું મતિહીણ;
કહેણુ નવ માનેરે, કુટિલ મત આગળ કરે. કાયા૦ ૪
જેની સત્તાએ મન, મોજ માણેછે તેની, સત્તા ચઉદે લોક;
તે પ્રભુને નથી, પાસે ઓળખતો, પામેછે હરખને શોક;
વિસ્વરૂપી વાડીરે રચી છે એવી વિસ્વંભરે. કાયા૦ ૫
સુબાપણું જો મન, તુજને સોપ્યું ત્યારે, પ્રીતથે પ્રજાને પાળ;
તને ઠગે છે જે, સેવક તારા, તેને શોધીને ટાળ,
છોટમ સાધન કરીલેરે, તેથી ભવસિંધુ તરે. કાયા૦ ૬

### કીર્તન ૫ મું.

સમજ મન મારારે, કહું એક વાત ખરી,
નર દેહ જેવો રે, નહિ મળે ફરી ફરી.
કરતારે સઘળી, સૃષ્ટિ કરી છે તેમાં, જીવની જાતી અનેક,
દેહ મધ્યેથી, આત્મા ઓળખવો એ માણસમાં છે વિવેક,
આત્મા જેને દરસેરે, તેને દરસાય હરી, સમજ૦ ૧
પશુ પંખી કે બીજા, જે જે પ્રાણી તેમાં, નથા એવું ગ્યાન,
ઇંદ્રીના સુખ માંહે, બટકે અહોનિશ, પેટ ભર્યાનું ભાન,
અજાણુ જડ જંતુરે, જાયા તેવા જાય મરી. સમજ૦ ૨

ઊન લ્યાવે, દયા કરીને, દીધો જે નરનો દેહ,
પાપ કરમવડે, પેટ ભરીને, તુચ્છ ગમાવે તેહ,
રજ નથી રહેતો રે, હરિ સાથે હેત કરી. સમજ૦ ૩
ક્ષણભંગુર છે, ખેલ ખલકનો, તું, જો ને કરી લે વિચાર,
મિથ્યા ભટકવું મૂકીને મનમાં, સમરી લે સરજનહાર,
છોટમ એમ સમજીરે, ઘણા ઘણા ગયા તરી, સમજ૦ ૪

## કીરતન ૬ ઠું

આત્માને બંધન રે, પ્રબળ પ્રભૂ માયાનું;
જોર નવ ચાલે રે દેવ જેવા ડાયાનું, ટેક.
સ્વભાવ રૂપે, સહુના મનમાં, બેઠી માયા બળવંત;
એને ઓથે સહુ, આવરી મુક્યા, દેહ ધારી જોને જંત;
ચંદ્રને આચ્છાદન રે, જેવું રાહુ છાયાનું. આત્માને૦ ૧
તપ તીરથ કે, વ્રત કરે પણ મન થકી કપટ ન જાય;
ચંડાળ દુરગુણ. ચિત્તમાં પેઠા તે સ્નાનથી શુદ્ધ ન થાય;
મૂઢ માની લેછેરે, કલ્યાણ કર્યું કાયાનું. આત્માને૦ ૨
બંને મોક્ષ કેરૂ, કારણ મન એમ, કહે શ્રુતીને સંત;
તે મન જો નવ, તજે મલિનતા, તો ન ચઢે હરિ રંગ;
મોક્ષ હોય લાંધે રે વચન લેતો વાણાનું. આત્માને૦ ૩
આપ બળે તો, કોય ન છુટે, જો કરે કોટી ઉપાય;
નાવ વિનાતો નીર, સાગર કેરૂ, તરીને પાર ન જાય;
છોટમ સાચુ સરણું રે, અખિલ જગ રાયાનું. આત્માને૦ ૪

## કીરતન ૭ મું.

હરી હરી ભજને રે, હરઘડી હેતે કરી;

અપાર ભવ સાગર રે, તેને તું તો જાશે તરી. ટેક.
દેહ મધ્યે છે, દુરગુણ સઘળા, મોહ માયા હંકાર;
એ સહુ સત્રુ, આત્મા કેરા, આપે છે દુઃખ અપાર;
અવિદ્યાને સંગે રે, કોય નવ બેઠા ઠરી. હરી૦ ૧
મમત કરીને, મિથ્યા ગમાવે, ચિંતામણી નરદેહ;
પાપ કરમ તો ભોગવવાં પડશે, પછી પસ્તાશે તેહ;
વેદ એમ કહેછે રે માની લેને વાત ખરી. હરી૦ ૨
અલ્પ જીવવું ને આશાયો મોટી, સમઝી ન જોયા સદગ્રંથ;
વમળે પડેલું વહાણ કવાયું, પામે નહીં તે પંથ;
વૃથા એમ સઘળારે, ફરી ફરી જાય મરી. હરી૦ ૩
હરિને આધારે, રહેવું હમેશ તો સહુ સુધરે કામ;
અનેક વિઘનમાંથી ઇશ્વર રાખે, ફેડે રિપુનો ઠામ;
છોટમ એમ સમજી રે, રહેવું દ્રઢ ધીરજ ધરી. હરી૦ ૪

## કીરતન ૮ મું.

કાયા તારી કીધીરે કરતારે ભક્તિ કરવાને,
ઇંદ્રિયો સારી આપીરે, સુધર્મ આચરવાને. ટેક.
બાળપણથી તે તો, બુદ્ધિ બગડી ને, કર્યો ઘણેરો કુસંગ;
મન કંચન માંહી, વગળ મેળવીને, રૂડો બગાડ્યો રંગ;
અંગમાં અનીતી રે, ભરી તે પેટ ભરવાને. કાયા. ૧
દોષની દૃષ્ટિએ તું અન્યને દેખે, જીભે બોલે અતીશે જુઠ;
કામ હરામનાં હાથે કરે છે' પાપ કરતાં ન ભાળે પુઠ;
કુલે જે કુલે છે રે ખચિત તે તો ખરવાને. કાયા. ૨
આંખ્યો અનોપમ જોણે આપીને, બીજા અંગ કયાં છે અમુલ્ય;

એ ઉપકારીને, અધન જાણે, એવી ભારે છે ત્રુજમાં ભૂલ્ય;
ભૂલ્યાથી ભવ ભટકેરે, માયામાં ખુડી મરવાને. કાયા. ૩
આજ લગી તો એળે અવસર ખોયો, હવે રાખ્ય હઇયામાં હામ;
નીતિની રીતિ સજી, ભજીલે પ્રભુને, સર્વ સુધરશે કામ;
ઠામ સારો મળશે રે, છોટમ કહે ઠરવાને. કાયા. ૪

## કીરતન ૯ મું.

મુરખ મન મિથ્યારે ભ્રાતિમાં તું શાને ભમે,
ખચિત જોતાં ખોળી રે. હોય જેવું હરીને ગમે. ટેક.
ખાંતે કરીને કોય, ખેતી કરે છે તેને અંતરમાં ઘણી આશ;
સમુ પડે કે, કહી જાય સમુળુ, આવે ધાર્યું કે થાય ઉદાશ,
સોચ શાનો તેમાં રે, ગોવિંદને ગમે તે રમે. મુરખ. ૧
વહાણે બેસીને કોય, જાય વિદેશ માંહિ, ભરીને લાવે માલ;
લાભ મળે કે, દેવ કોપથી ખુડે, એવો કરતાનો અટપટો ખ્યાલ.
દુઃખ સુખ એનું રે, કોયને આવે કોયક સમે. મુરખ. ૨
જે જે કરમ તું જીવ કરે છે, તેમાં ઇશ્વર છુગી દાતાર,
ભલું થાય તે, ઇશ કૃપાએ પ્રાણી, ગર્વ કરે તે ગમાર,
અહંતા જેને આવેરે, તેને સહુ દોષ દમે. મુરખ. ૩
જાગતો ધણી, શિર ઉપર જાણી, સમદૃષ્ટિ સુજનને હોય,
દુર્જનને મદ, વાધે છે સુખમાં, દુખમાં દીન થઇ રોય,
તે માટે તપાસીરે ત્રિલોકમાં જો જો તમે. મુરખ. ૪
તૃષ્ણાને લોભ ઘણું, તાણે છે ત્રુજને, તેમાંથી ઉપજે તાપ,
ભોગને માટે બહુ ફરે ભટકતો, પુણ્ય ન જાણે કે પાપ,
દેવ ડેરે જાચેરે, કોય ન બોલે કયમે. મુરખ. ૫
અખિલ જગત કેરો; એક નિયંતા હવે કરીયે તેની સાથે હેત,

સારી શીખામણુ, સાચા ગુરૂની સાંભળી, ચેતી શકાય તો ચેત,
છોટમ કામ સુધરે રે નિરંતર પ્રભુને નમે. મુરખ. ૬

## કીરતન ૧૦ મું.

કારીગર કરતા રે, ગોઠવણુ કીધી ઘણી,
અપાર ડાંપણુ એનું રે, જુક્તિ જોતાં જંત્રા તણી. ટેક.
પાણી પવનને, પાવક જોગે રચ્યા, પિંડ અનેક પ્રકાર,
ચેતન રૂપે જીવ, હોય તો જોઈએ, એને ઉદકને આર,
વિચાર મન વાણીરે, ભિન્ન ભિન્ન ભાંતિ બની. કારીગર. ૧
કોય પગેને કોય, પાંખે ઉડે છે, કોય ચાલે પેટે વિન પાય;
કોયક જળમાં ને, કોયદ સ્થળમાં, સ્થાવર જંગમ થાય,
જણાય રંગ જુદારે, ગણુતિ નવ જાય ગણી. કારીગર. ૨
પંચ વિષય સહુ પ્રાણીમાં સરજ્યાં, ઇંદ્રી એકાદસ જોગ,
પોષણુ કરી નિજ, પિંડને પાળે, ભોગવે સુખ દુઃખ ભોગ,
સંજોગ નારી નરનો રે વધારે જાતી જણી જણી. કારીગર. ૩
અદ્રષ્ટ રહી રચે અંતરજામી વળી, સહુની રાખે સંભાળ,
મેઘ મોકલી મહીં મંડળ પોખે, જેમ માતા ઉછેરે બાળ,
કાળ કરે કોઇ દિન રે, ધારે તેવું રમે ધણી. કારીગર. ૪
જળચર થળચર, નભચર માંહે, માનવ મોટા ગણાય,
એવો પામીને, જે કોઇ ઇશ્વરને ન ભજે. તે પાપી પામર કહેવાય,
નરદેહ જેવો રે, ખોયો જેણે મોંઘો મણી, કારીગર. ૫
ઉત્તમ દેહ તેનો, જાણો આ જગમાં, જે ભાવે ભજે ભગવંત,
સારી વિદ્યાને સહુ, આચાર સારો તેતો શિરોમણી સંત,
છોટમ વૃતી જેનીરે, નિરંતર બ્રહ્મ ભણી. કારીગર૦ ૬

## કીરતન ૧૧ મું.

વિચાર કરી જોવું રે, વિશાળ બુદ્ધીવાળાને;
ભાવ ધરી ભજવું રે, કર્તાર કૃપાળાને. ટેક.
એક ઘડી પણ, આખા દિવસમાં કરવો, સજ્જન કેરો સંગ;
નીતિની રીતિ પ્રીતિ, કરીને પાળવી, ઉલટ ધરી ધરી અંગ,
ભંગ કરે ભ્રાંતિ રે, તોડે અજ્ઞાન તાળાને. વિચાર. ૧
દેહ દારા કે સુત, વનિતા દુખથી કરે છે મનમાં ક્લેશ,
ત્રિવિધ તાપ સમે, જેને રે શબ્દે, એ સુણવો ઉપદેશ,
લેષ નરહે સંશય રે, સમાવે ઝેર ઝાળાને. વિચાર. ૨
સંસાર માંહિ અતી, આશક્તિ છાંડિ રહેવું, પંકજ પાણી ન્યાય
સ્વપ્ન સમાન સુખ, દુઃખ સમજવું, થનાર હોય તે થાય,
કર જોડી કરગરવું રે, કરતાર દયાળાને. વિચાર. ૩
પૈસો મળે તો પુણ્ય, મારગે ખરચે જેથી, સહુ જનને સુખ થાય,
વિદ્યા વધે ને જીવ, રહે વિશ્રામે, કીર્તી ભલી કહેવાય,
પરોપકાર કરવો રે, નવાણુ ધર્મશાળાને. વિચાર. ૪
મંદ મતી તો મધ, માખીની પેરે મરે, મોહમાં રાખીને માન,
પાપ આચરતાં નવ, થાય ઓસારો નિર્લજ નર નાદાન,
ચતુર કોય ચેતરે, સમાવે ચિત્ત ચાળાને. વિચાર. ૫
નીતિ અનીતિનો, નિશ્ચય કરી બુદ્ધિ, ઠરાવી રહેવું ઠામ,
સર્વ સિદ્ધાંત કેરો, સાર સમજવો, લેવું પ્રભુનું નામ,
છોટમ નવ ભુલીશ રે બ્રહ્મ મંત્ર માળાને. વિચાર૦ ૬

## બેહાગ રાગનાં કી૦ ૨.

## કીર્તન ૧ લું.

જીવતા નર ભૂત, ભજન વિના, જીવતા નર ભૂત. ટેક.

કુંભમાં જાયને, થાય પાછા, દંડે મારે જમદુત;
ભવ મધ્યે ઘણું, ફરે ભટકતા, પીડે પ્રાણીને અનાહુત. ભજન૰ ૧
નિર્દય નિરંકુસ, અતિ નઠારા, કપટી કુટિલ કપુત,
ધર્મહીન, મલીન મુરખ, કામ ક્રોધ સંજુત. ભજન૰ ૨
સરજનહાર, અપાર સમરથ, નિર્મળ અકલ અચ્યુત,
તેને તજીને, અવર ઉપાસે, તે મિથ્યા કરે ધુત. ભજન૰ ૩
વ્યાપક ઇશ્વર રહ્યો સકળમાં, તત્વ વિષે અનુસ્યુત,
તેને તજીને ભાતિક ભજતાં, કાળે ગળ્યા કાલશ્રુત. ભજન૰ ૪
સદ્‌ગુરૂ સાચા, ક્હાડ શોધી, જો તું હોય સપુત,
તત્વ મસિનો, લક્ષ્ય લખાવે, છોટમ તે નિત્ય પુત. ભજન૰ ૫

કીરતન ૨ જું

ભક્તિહીણાનો ભાર ભૂમીપર, ભક્તિહીણાનો ભાર.
મનુષ દેહ તે, મિથ્યા તેનો જો ન ભજે કીર્તાર,
જે કુંડે અંગારો ઉપનો, તે જાર થઇ ગઇ છાર. ભૂમિપર૰ ૧
માત પિતા ગુરૂ, સંતની સેવા ના કરે પર ઉપકાર,
વિદ્યા વિનય વિવેક ન આવે, તે મતિ મંદ ગમાર, ભૂમિપર૰ ૨
અંતર કપટ અવિદ્યા ન તજે, ઉપર રાખે આચાર
દાન દયા ને સત્ય, શીલ ન સાધે, તે પશુનો અવતાર. ભૂમિપર૰ ૩
સરજનહારના ગુણ ન ઉચારે, ને બીજું બકે છે અપાર,
છોટમ તે નર, ખરથકી ખોટા નહિ અડવા અધિકાર. ભૂમિપર૰ ૪

સામેરી. મેવાડો અને પંચાણુ એ ત્રણ રાગમાં ગાવાનાં કી. ૬

કીરતન ૧ લું.

કિંચિત કુસંગે રે, બોધ બગડે ઘણો રે, પરતક્ષ તેનું છે પરમાણ;
મણ દુધ માંહેરે, છાંટો પડે છાશનોરે, વળતી તેનાં બીજાં થાય વખાણ. કી. ૧

અલ્પ અનાચારે રે, નળને કળી નડયો રે, દુતે દીધો પાંડવને વનવાસ;
અસાધુને સંગેરે, આવી પડે આપદારે, વિષ જેમ કરે વપુનો વિનાશ. કી. ૨
ગંગાજળના ઘટનેરે, મૂકે મંદિરા વિષેરે, પછી તેને કોય ન માને પવિત્ર;
પુશ્ચલીની સંગેરે, પળે જો પ્રતિવૃતારે, ચારૂ તેના કોય નગાય ચરિત્ર. કી. ૩
સારો હોવ સજ્જનરે, ચાલે સંગે ચોરનેરે, પાપીને પ્રસંગે પકડયો જાય;
ગાય સારી કોઇ દિનરે, હરાયા સાથે હળેરે, બચારીને ગળે ડેરો બંધાય. કી ૪
બ્રહ્મચારી જુઠેરે, ભેટે કોય ભામનીરે, નિયમ તેનો સઘળો નિષ્ફળ થાય;
સન્યાસીને સોનુંરે, અડેજ્યારે અંગમાંરે વૃથા વેશધારી સમો કહેવાયકી. ૫
વેરાગી વનિતામાંરે, જઇ ભેળો વસેરે, બાવાની તો બુદ્ધિનો થાય. બગાડ;
ભ્રષ્ટ થાય જોગીરે ભોગી ભેળો જો ભળેરે, ઝેરે જેમ જાય સમુળુ ઝાડ.કી. ૬
બુદ્ધિને બગાડેરે, નિંદા ચાલે લોકમાંરે, કહેવાય તેનું નામ કુસંગ;
અફીણ પીએ એદીરે, ઝોકાં ખાય જાગતાંરે,રહે નહિ સારો શ રનો રંગ.કી.૭
તે માટે તપાસીરે.તન મનથી તજોરે,ભજો એક ભક્ત વચ્છળ ભગવંત;
છોટમ સંગકરીયેરે, સાચા સુજનતણેરે, જેમળે જ્ઞાની ઘણાગુણુવંત કી.

કીરતન ૨ જું.

વાત સુણી લેજ્યોરે, એક વિવેકનીરે, સમજીને સાધન કરિયે સર્વ;
રામજમાન રૂડુરે, સારીથાય સંતતીરે,ઘણું ધનમળે નકરવો ગર્વ. વાત.
સારા નર કેરીરે, કરિયે સંગતીરે, અસાધુને સંગે હોય અકાજ;
જ્યારે સંગ કીધોરે, રૂડા રામચંદ્રનોરે,લંકા કેરૂપામ્યો વિભિષણરાજ. વાત.
દુઃખ ઘણાં દેખીરે, ડગિયે ન ધર્મથીરે, દુખે નથી ડગ્યો હરિચંદ્ર રાય.
સાચાનોછે સંગીરે પ્રેમી પરમાતમારે, સદા પ્રભુ સેવકજનનો સાહાય વાત.
ધન કેરે લોભેરે, સાચ ન ચુકવુંરે, સાચ થકી રીઝે સર્વ સુરેશ;
સાચ જરા ચુકેરે, લોભને કારણેરે, યુધિષ્ટિરે દીઠો નરકનો ક્લેશ. વાત.
ભાવે ભક્તિ કરિયેરે, માત પિતાતણીરે, કેઇ દિન કરાવીયે નહિ કોપ;

માતા કેરે શ્રાપેરે, નાશથયો નાગનોરે. નાગયજ્ઞમાંહિ થયો કુળ લોપ વાત.
સરવેથી નીચીરે જનમાં છે જાચનારે ભોટમ કેરૂ મોડે માન;
વિષ્ણુએવિચારીરે, જાચ્યોબળીરાયનેરે, ભાવેપામ્યાલઘુતાતે ભગવાન વાત.
કોમળને શીતળરે, વચન ઉચારવું રે, જે માંહિ જરાં ન હોય દૂષ;
દ્વેષ કરેરોષેરે, કુળ ખોયુંકોરવેરે, પાંડવ તોતેથકી પામ્યો કલેશ. વાત.
પોતે ગુણ પોતાનારે, વળી ન વખાણિયેરે, જે થકી નીચપણું કહેવાય;
પોતાને વખાણેરે, સદ્યપડયો સ્વર્ગથીરે, અપજસ પામ્યોવયાતી રાય. વા.
લોકાયત વાંદરે, પ્રભુને ન લોપિયેરે, નાસ્તિક થવું નહિ નિરધાર;
હિરણ્યકશિપુહાર્યોરે, લોપ કર્યો હરિતણોરે, સ્થંભમાંથી પ્રકટી માર્યો તેઠાર.૫
અધિકાર આવેરે, મોટું પદ જો મળેરે, પુજ્ય કેરૂંકરવું નહિ અપમાન;
રૂષિના અપમાનેરે, નહુષ અજગર થયોરે, ઈંદ્રપદ થકી પડયો નિધાન વા.
કોય આવીનેરે, આપણને કહેરે, આપણા જો હિત તણો ઉપદેશ;
માની લેવો મનમાંરે, અતિઆદરવડેરે, ન માન્યાથીકૌરવને થયો કલેશ. વા.
દોષ દુર કરિયેરે, મનને વશ કરીરે, અતિશે ન કરવું કાયા કષ્ટ;
કાયા કષ્ટે પામ્યોરે કુંભકર્ણ ઉંઘનેરે, સહુએ સમજી લેવું સ્પષ્ટ. વાત.
વિદ્યા વિનય સારૂરે, ગુરૂને આરાધિયેરે, રામચંદ્રે આરાધ્યા વિશ્વામિત્ર;
અસ્ત્ર સસ્ત્રઆપ્યાંરે રૂદયામાં, રીઝયારે, એથી અતી કર્યાં ઉદારચરિત્ર. વા.
સર્વે કળાઓરે, શ્રમ કરી શીખીએરે, કષ્ટ વેળાએ આવે કામ;
નાટક વિદ્યારે, શીખી હતી અર્જુનેરે, ધાર્યો વેશ વૈરાટ કેરે ધામ. વા.
એક બીજાનોરે, બાધ કરે નહિરે એવા જે ધરમ અર્થ ને કામ;
ત્રિવરગ એવુંરે, નામછે તેહનુંરે સાધી ગયા સગરાદિક બ્રહ્મ ધામ. વા.
એવા ગુણ ઉત્તમરે, ઉરમાંહિ રાખિયેરે, વારે વારે કરી ચીત્ત વિચાર;
ભાવે ભજો ભોટમરે, પૂરણ બ્રહ્મનેરે, સમરથ સહુનો સરજનહાર. વાત.

## કીરતન ૩ જુ

સમજીને જોતાંરે, સદા ગુરૂ જ્ઞાનમાંરે, અનુભવે અંતર દરસે આપ;
દૃઠ થઇ જોતાંરે. ત્રિકુટીયે ધ્યાનમાંરે, સેજે થાય સોહં સોહં જાપ. સ.
ઘણાં ઘણાં વાજાંરે, ગગનમાં ગરગડેરે, શંખ ધ્રુની શરણાયો સાદ;
સુરતની સીડીરે, ચતુર પુરૂષ ચડેરે, મૂરલીનો વાજે મનોહર નાદ. સ.
ઘન વિના ગાજેરે, વાદળ વિના વીજળીરે, અરણુવ ઉછળે આઠે પોર;
જળહળ દીસેરે, જ્યોતીઅતી નિર્મળીરે, રવિચંદ્ર ઠરી રહેએક ઠોર. સ.
જોગ કરી જોવોરે, ઓળખવા આપનેરે, નિજ રૂપ વિના સરવનો નાશ.
આપ વડે દીસેરે, સરવે અતી ભલુંરે, જાણોસહુ તત્વ તણો પ્રકાશ. સ.
કેવલ મધ્યેરે, જેમ દીપક બળેરે, હદનું તિમિર ટાળે તેહ;
અખિલ અંધારૂંરે, ત્રિભુવનનું ટળેર, સુરજને તેજે નહિ સંદેહ. સ. ૫
કર્તા ભર્તા હર્તારે, ઇશ્વર એકછેરે, તેને કાઇ જાણે સદગુરૂ બાળ;
અવર ઉપાસેરે, એવાતો અનેક છેરે, તેનોનહિ બ્રહ્મપ્રભુની ભાળ. સ.
કૂડાં કામ મુકીરે, ભજો કરતારનેરે, ભક્તિ ભાવે સેવો સારાં કર્મ,
સર્વે સમર્પોરે સરજનહારનેરે છોટમ ભક્ત તણો એ ધર્મ સ. ૭

## કીરતન ૪ થું.

છપી છપી છાનારે, કેમ રેશો કેશવારે, જાણ્યા છોજી જીવન જગદાધાર;
કરૂણાના સિંધુરે, વલ્લભ ભકતનારે, કરો કૃપા કરણીના કર્તાર. છ. ૧
જીવકેરા જીવનરે, પ્રાણ છોજી પ્રાણનારે. મનના તો સાક્ષી છો મહારાજ;
અવગુણી જાણીરે, રખે અળગા થતારે, અંતરજામી સુધારો કાજ. છ. ૨
અધમ ઉદ્ધારણરે, અશરણ શરણછો રે, ભકત વચ્છળ ભય ભંજનહાર;
પતિતને પાવનરે, કરતા પુર્ણ છોરે, દયાનિધી દેવ ગુણી દાતાર. છ. ૩
અરજ અમારીરે, પ્રભુ ઉરમાં ધરોરે, પળે પળે પ્રભુજી રહેજો પાસ;
વંદન તમારૂંરે, હજો મને મહાવજીરે, છોટમ સમરે શ્વાસો શ્વાસ. છ. ૪

## કીરતન ૫ મું.

અરજ અમારીરે, સાંભળવાને સામળારે, કરૂણાના સાગર ધરજો કાન;
સાધનતો સઘળાંરે, મુજથી સધે નહિરે, નથી થતાં તીરથ વ્રતકે દાન. અ. ૧
જોગને સમાધીરે, સાધી હુંતો ના શકું રે, ન કરૂં હું કાશી ને કેદાર;
વનમાં વસીનેરે, કષ્ટ કરૂં નહીરે, ન રહેવાય જળ ફળ પત્રાધાર. અ. ૨
સકળ સામગ્રીરે, સરજેલી તમ તણીરે, શું લેઈ સેવું શામ શરીર;
એમ જાણીનેરે, અરપુંછું એટલુંરે, નિરમળ મન સરૂપી નીર. અ. ૩
ચિતવન ચંદનરે, પ્રાત્રીતો પ્રેમનીરે, ધરાવુંછું ધ્યાન સરૂપી ધુપ;
ગ્યાન રૂપી દીવોરે, ઘટમાં પ્રકાશિયોરે, પ્રણુવનો જાપ થાયછે અનુપ. અ. ૪
માની એવું લેજોરે, અભેપદ આપજોરે, જન પ્રતિપાલક જગદાધાર;
ભક્તિતો તમારીરે, પ્રભુ ભલી અપજોરે, છોટમને સુખના દાતાર. અ. ૫

## કીરતન ૬ ઠું.

મનુવો મુસાફરરે, ફરે બહુ મારગેરે, ઠરી નવ બેસે પોતાને ઠામ;
દુરબળ થઇનેરે, ફરે બહુ દેશમાંરે, ગયો ભુલી મુળ પોતાનું ગામ. મ. ૧
વિષયમાં વલુંધોરે, લંપટ લાલચુરે, ઇંદ્રીય સારૂ અથડાય;
પ્રભુની સામગ્રીરે, માનેછે પોતા તણીરે, શિર લેછે શ્વાન શકટને ન્યાય. મ. ૨
પ્રવૃત્તીને સંગેરે, પડે ભવ પાસમાંરે, વારે વારે જાયછે જમને હાથ;
પ્રીતિ કરેછેરે, જુઠા પ્રપંચમાંરે, હેત ન ઉપજે હરિગુરૂ સાથ. મ. ૩
સાસ ઉસાશેરે, સમરણુ જે કરેરે, પવન ઠરેતો મન સ્થિર થાય;
છોટમ રહિયેરે, સેજ સ્વરૂપમાંરે, એ મન નિગ્રહનો ઉપાય. મ. ૪

### પ્રેમ મગનમાં રાજી પ્રભુજી મારો પ્રેમ મગનમાં રાજી.
### એ રાગનાં કી૦ ૩ કીરતન ૧ લું.

ભક્તી ભગવંતને વહાલી, સરવ થકી ભક્તી ભગવંતને વહાલી; ટેક.

ભક્તી વિના તો સર્વ ભાંડ કેરી સંખ્યા ખેલ દેખાડવાને ખાલી,
નિશ્ચય નિશાન વિના ચોટ નવ વાગે ગોળી ઉડી જાય હાલી. સ. ૧
નરને નારાયણ ભેળા રમેછે, ગુરૂ ગમથી જો ન્યાળી;
સાસ ઉસાસથી તેને સમરતાં, પાપને નાંખી પ્રજાળી. સ. ૨
ભક્તીનું રૂપ તેવું રૂપ છે બ્રહ્મનું, ભલી પેરે જુવો ભાળી;
શ્યામા ને શ્યામ બે સંગે રમે છે લેછે પરસ્પર તાળી.. સ. ૩
સરજનહારમાં સુરત રાખિયે, દેહાભિમાનને ટાળી;
જન છોટમ એમ ભજો પ્રભુને, વશ થાશે વનમાળી. સ. ૪

## કીરતન ૨ જાું.

જુઠામાં જન્મ ગમાયોરે, જીવડા તેં જુઠામાં જન્મ ગમાયો. ટેક.
કુડાં કર્મની કરણી કરીને, દુર્ગતિ દામ કમાયો;
જગત ચરાચર જેણે રચ્યું છે, તે પ્રભુ ગુણ ના ગાયો. જીવડા. ૧
વિષય વિકારમાં મન કર્યું મેલું, મોહ માયાએ વાળ્યો;
આનંદ કંદનું રૂપ હૃદેમાં, ધ્યાન કરીને ન ધાયો. જીવડા. ૨
મનુષ દેહ મહા મોંઘો સરવથી, પુરણ પુણ્યે પાયો;
એવો અધમ તે ખોયો ખોટામાં, કાળને હાથે ખપાયો. જીવડા. ૩
નીતિ ને જ્ઞાનની નિર્મળ ગંગમાં, સંત સંગે જે ન્હાયો;
કહે છોટમ જેણે પાતક ધોયાં, તે તો સર્વથકી ડાયો. જીવડા. ૪

## કીરતન ૩ જાું.

જીવતાં આપ ન જાણ્યું, મુરખ તેં જીવતાં આપ ન જાણ્યું. ટેક.
મુવા પછી તો થાશે અંધારૂં, પતિ પદ વહેશે અજાણ્યું,
ભવમાંહે તું રહેશે ભટકતો, શ્રુતિ મત તે ન પ્રમાણ્યું. મુરખ. ૧
હું હું કરે તે કોણ તું કેને, પ્રભુપદ તેં ન પિછાણ્યું;
અવિનાશી ઇશ્વરને ભુલી નાશી સુખ બહુ માણ્યું. મુરખ. ૨

વેદ ધર્મથી વિછડો પડિને, પંથિ માન વખાણ્યું;
કપટી ગુરૂની કરણી સુણીને, ખોટું મત તેં તાણ્યું. મુરખ. ૩
ચૈતન રૂપ તું પોતાનું ભુલ્યો, જડનું અહંપદ આણ્યું;
ગુરૂનું જ્ઞાન તારે હૃદયે ન આવ્યું, હરિ ધનને નવ નાણ્યું. મુરખ ૪
જે ચેત્યા તે ધરથી ગેત્યા, ગુરૂશ્રી શ્રુતિ મત જાણ્યું;
કહે છોટમ જગકર્તા જાણી, મહા મુક્તિ સુખ માણ્યું. મુરખ. ૫

## કોણ એ સમાના કામિની, એ રાગ તથા વેળાવળ રાગનાં કી. ૫

### કીરતન ૧ લું.

જોને જગત કરતારને, નથી એ પ્રભુ અળગો;
વેશો જોતાં વિશ્વનો, જઇ મુળને વળગો. જોને. ૧
ભાસ જેવો ભાનું તણો, ત્રણે લોકમાં પડિયો;
ચંદ્ર તારા ચળકી રહ્યા, દેખે સહુની આંખડિયો. જોને. ૨
વ્યાપક સઘળા વિશ્વમા, એ છે અંતરજામી;
જીવ સકળ રહે જીવતા, એની સત્તા પામી. જોને. ૩
ઇશ્વરની સત્તા વડે, વઃ વિધ વિધ વાણી,
ઑકાર રૂપે એ હરી, જપે જીવ તે જાણી. જોને. ૪
જળ જંતુ જળમાં ઘણાં, ઉપજે જળ જોગે;
તે જીવે તેના વડે, મરે તરત વિજોગે. જોને. ૫
એમ પ્રભુને આધરે. જીવે સહુ પ્રાણી;
ઉપજાવે આપે વળી, પળે પ્રિય જાણી. જોને. ૬
સુરતા સરજનહારની, સહુ ઠામે સરખી;
પરમ શક્તિ પ્રભુને વિષે, પ્રાણી જોને પરખી. જોને. ૭
ભુલી પ્રભુને જે ભમે, તે અધમ અભાગી;

જન છોટમ જગદીશને, ભજરે ભ્રમ ત્યાગી. જોને. ૫

કીરતન ૨ જું.

નથીરે અજાણ્યું નાથનું, જે છે અંતરજામી;
તું નથી લહેતો તેહને, એતો તુજમાં ખામી. નથી. ૧
વ્યાપક સઘળા વિશ્વમાં, જોને શક્તી છે જેની;
અણુએ અજાણ્યું નવ રહે, અદભુત ગતિ એની. નથી. ૨
વીજળી કેરા તારમાં, વાત જાય છે વહેલી;
જાણ શક્તિ જગદીશને, જણવે કરતા પહેલી. નથી. ૩
જીવનદોરી જીવની, જગદીશને હાથે;
પ્રાણી માત્રના પિંડની, જાણ્ય સઘળી સાથે. નથી. ૪
આપણે અંગે જે અડે, મન ઝટપટ જાણે;
સહુના મનનું શ્રીહરી, પરખે એજ પ્રમાણે. નથી. ૫
જ્ઞાન ઇંદ્રી અને મન વડે, કૃત્ય જેજે કરવું;
માઠું કરતાં મન વિષે, ઇશ્વરથી ડરવું. નથી. ૬
પ્રાણી તણા પુણ્ય પાપનું, જેના હાથમાં પાનું;
સાક્ષી સર્વે કર્મનો, તેથી કયમ રહે છાનું. નથી. ૭
હુકમ હરીનો શિર ધરી, કામ સઘળાં કરિયે;
છોટમ તેની કૃપા થકી, ભવસાગર તરિયે. નથી. ૮

કીરતન ૩ જું.

માનવ કોય માને નહીં, એવી વાત અનેરી;
હોય ગુરૂગમ જેહને, તે જો જો હેરી. માન. ૧
જળ વિના સિંધુ અગાધ છે, સઘળે તે ભરિયો;
પ્રૌઢ પવન મોજા વિના, દીસે અદભુત દરિયો. માન. ૨

એ દરિયાના બેટમાં, તરૂ એક વિજાંતી;
શાખાઓછે જુજવી, ફૂળની ભિન્ન ભાતી. માન. ૩
અદ્ભુત પંખી અરૂપિયા, એ વૃક્ષે વશિયા;
ભેળા રહિને ફળ ભખે, સહુ સ્વાદના રશિયા. માન. ૪
અકળ અનોપમ પાંખયો, કરે તરૂપર માળા;
રૂપ રંગ દીસે નહિ, કરે શબ્દ રસાળા. માન. ૫
પત્ર પુષ્પ ફૂળ સહુ ખરે, ન ખરે તરૂ આદી;
ભોટમ એવા વૃક્ષને, જાણે બ્રહ્મવાદી. માન. ૬

## કીરતન ૪ શું.

ઓ અણુસમજુ જંતુઓ, ભરમે ક્યાં ભટકો;
અવિનાશીને ઓળખો, શું નાશીમાં અટકો. ઓ૦ ૧
દિવ્ય પિતા જે આપણો, કરતા સુખકારી;
એ પ્રભૂ દીનદયાળને, ક્યમ મુકયો વિસારી. ઓ૦ ૨
દેહ અમુલક તાહરો, જોને પાણીનો કરીયો;
એવો કારીગર કોણ છે, ભલો પવનનો ભરિયો. ઓ૦ ૩
પંચ વિષય પ્રભુએ રચ્યા, છઠ્ઠી મન વસ્તી;
તેનો ભોગી આતમા, આંણ તેની ફરતી. ઓ૦ ૪
શબ્દ આવે છે બહારથી કર્ણભેરીમા વાગે;
એ કર્તાની અકળ કળા, ઉંઘેલા જાગે. ઓ૦ ૫
સ્પર્શ વિષય જાણે ત્વચા, તે અંગે તારે;
એ કરણી કરતારને તું, ક્યમ ન સંભારે. ઓ૦ ૬
નેત્ર કર્યા અતિ નિર્મળાં, રૂપ જોવાને જેણે;
તેના રક્ષણ કારણે, કરી પાંપેણયો તેણે ઓ. ૭

જીભમાંહે જુગતી ઘણી, કરી સરજન સારી;
સ્વાદ જણાવે સર્વના, બોલ બહાર આવે. ઓ૦ ૮
પ્રિમલ સર્વે પરખવા, કરી નાસા કેવી;
શ્વાસ ઉસાસની કળ ભરી, કાને આવડે એવી. ઓ૦ ૯
બુદ્ધિ રચી બહુ જાણવા, તેનું પરિબળ મોટુ;
શીખે કળાઓ તે વડે, ચાલે નહિ ખોટું. ઓ૦ ૧૦
એવું અચરજ અતિઘણું, સહુ દેહમાં કીધું;
ફટ ફટ મુર્ખા માનવો, તેનું નામ ન લીધું. ઓ૦ ૧૧
સુખદાતા સર્વેશ જે, કરૂણામય કહાવે;
કહે છોટમ માટે સહુ, ભજો પ્રભુને ભાવે. ઓ૦ ૧૨

કીરતન ૫ મું.

ઓ ભૂલેલા ભવિજનો સાચા પ્રભુ સંભારો;
હરત કુટિલ મારગ તજી, ઝાલો મારગ સારો. ઓ૦ ભૂ
અખિલ જગત કરતારની, જુગતી નવ જાણી;
વિષયી જનના વિહારની, બહુ વાતો વખાણી. ઓ. ભૂ. ૨
અગણિત અંડ જેણે રચી, નિરાધારજ રાખ્યાં;
તે પ્રભુને જાણ્યો નહી, આવેલાં ચાખ્યાં. ઓ. ભૂ. ૩
પવન તેજ પેદા કરયું, પૃથ્વી ને પાણી;
સકળ પદારથ સરજીયાં, એવી વેદની વાણી. ઓ. ભૂ. ૪
અદ્ભુત સંકેત કલ્પના, કૌશલપણું જેનું;
કોટી કવી ન કરી સકે. વડું વર્ણન તેનું. ઓ. ભૂ. ૫
જ્ઞાન અપાર જણાવિયું, સુજીને જન જાતી;
એક થકી અન્ય ઉપજે ભલી દેખાય ભાતી. ઓ ભૂ. ૬

એક એક જાતીમાં જુવો, સંકેત છે એવો;
અંડજ કેરા અંડથી, પ્રાણી નીપજે કેવો. ઓ. જુ. ૭
પાંચ ચરણ પરપિંડના, રંગ દેખાય ન્યારાં;
ચાલે તે ચેતન થઇ, ધન્ય જગ કરનારા. ઓ. જુ. ૮
સ્થિરચર જાતીમાં ગણી, અદભુતતા ભાસે;
યથાયોગ્ય કરતા કરે, તેવું કોણે થાસે. ઓ. જુ. ૯
રવિ શશિ જલધર સરજિયા, સહુને સુખ દેવા;
ભક્ષ્ય રચ્યાં જેણે ભૂમિમાં, કરો તેની સેવા. ઓ. જુ. ૧૦
રક્ષણ કરવા દેહનું, શક્તિ સહુને આપી;
દેવ દયાળ આકાશમાં, રહ્યા પૂરણ વ્યાપી. ઓ. જુ. ૧૧
કોટિક પાપ પ્રલય કરે, એવા નામનો નામી;
તે ઇશ્વરને ઓળખો, સચરાચર સ્વામી. ઓ. જુ. ૧૨
સદચિદ આનંદનો નિધી, અજ ને અવિનાશી;
જન છોટમ શુદ્ધ ભાવથી, થાઓ તેના ઉપાસી. ઓ. જુ. ૧૩

## ચાબખા રાગનાં કીર્તન. ૪

### કીતન ૧ લુ.

ખલકમાં ખોટા ગુરૂ ગુરૂ થઇ ફરે, અવિદ્યા સેવકની કયમ હરે. ટેક.
વેદ વિરૂદ્ધ વચના બોલે દોષ થકી નવ ડરે;
કલ્પિત કર્મ કરાવે સહુને, અવગુણ અહંકા ભરે. ખલક. ૧
તન મન ધન સેવકનાં હરવા, કપટ નિરંતર કરે;
ઉપનિષદનો અર્થ ન જાણે, મત તાણીને મરે. ખલક. ૨
ચોરી જારી જુઠય અનીતી, અધમ કર્મ આચરે;
પરમારથનો પંથ તજે તે, ભવજળમાં કયમ તરે. ખલક. ૩

કર્તા પ્રભુને કોય ન માને, ધ્યાન પ્રેતનું ધરે;
કહે છોટમ એવા ગુરૂ ભજતાં, અર્થ કશો ના સરે. ખલક. ૪

કીરતન ૨ જું.

ધરાપર ધર્મ ગુરૂ એવારે, કપટથી ફંદ રચે કેવારે. ટેક.
શ્રુતી તણો સિદ્ધાંત ન ભાખે, વિષય કથા વાંચે;
જાર ભાવમાં મગ્ન થઇને, પાપ કર્મ સાંચેરે. ધરા. ૧
મહારાજોમાં મુખ્ય મનાવા, ઢુંગ કરે મોટારે;
મંત્ર જંત્ર મોહન વિદ્યાના, ખેલ કરે ખોટારે. ધરા. ૨
કંઠી બાંધી કુકરમ તજવાં, એનું ના ભાખે;
પશુ સામા માનવને ધુતી, ફટ ફાંદે નાંખેરે. ધરા. ૩
શેવકને શિક્ષાની નીતી, કોય નથી કહેતા,
નિંદાખોરા કરી નઠારાં, મૂકેછે વેહેતારે. ધરા. ૪
સધન સેવકી સારી જોઇને, કર્મ કરે છાનું;
કહે છોટમ એવા ગુરૂઓથી, કાજ સરે કોનુંરે. ધરા. ૫

કીરતન ૩ જું.

પૃથ્વી પાખંડે બાધીરે, સત્યની શોધ નથી લાધીરે. ટેક.
મહા અભિમાન મટે નહિ મનથી, માને હું મોટો;
પરપંચે પરધન હરવાનો, ખેલ કરે ખેટોરે. પૃથ્વી. ૧
ધર્મ બ્રહ્મની વાત ન માને, ગુરૂ થઇને ગાજે;
ઓથે રહિને અનરથ કરતાં, લંપટ નવ લાજેરે. પૃથ્વી. ૨
પ્રભુનું નામ ધરીને કહે છે, હું ઇશ્વર આપે;
એક રોમ નિપજે નહિ એથી દુઃખ દેહના કાપે. પૃથ્વી. ૩
વેદ શાસ્ત્રની વાત ન જાણે, કેહે મોટા જ્ઞાની;
કહે છોટમ ઠગ ગુરૂથી થઇ છે, ધર્મ તણી હાનીરે. પૃથ્વી. ૪

## કીરતન ૪ થું.

કહ્યા છે ગુરૂ કરવા કેવારે, તરે ને તારે છે તેવા. ટેક.

તુચ્છ કર્મનો ત્યાગ કરાવે, તેમાં નહિ કાચું;
મનોવિકાર મટાડે શિષને, તત્વ કહી સાચું. કહ્યા. ૧

પર બ્રહ્મનો પંથ બતાવે, મહા દુર્ગુણ ટાળે;
સાચો બોધ શિષ્યને આપી, પ્રભુ સન્મુખ વાળે. કહ્યા. ૨

સત્ય દયા ને શીલ નિરંતર પ્રેમ થકી પાળે;
જમપૂરમાં જાનારા જનને, તે પાછા વાળેરે. કહ્યા. ૩

વેદ શાસ્ત્રનું જ્ઞાન શિષ્યને, કહે ઘણું સારૂં રે;
કહે છોટમ એવા ગુરૂ કરતાં, કામ સરે સારૂં રે. કહ્યા. ૪

## હલારી રાગનાં કી૦ ૪

## કીરતન ૧ લું.

એક ઘડી જો કોઇ, આખા દીવસમાંરે, કરશે સતસંગ જોને સારોજી;
ગુણનો નિધાન થઇ, તે નર ગાજશેરે, સાંભરશે સરજનહારો હો. ૧

સત્સંગ ન કરે તો, સુઝ ન આવેરે, ભ્રાંતી ને ભુલ્ય નવ ભાગેજી;
અનેક જનમનોજે, ઊંઘેલ પ્રાણીયોરે, સંતના શબ્દ સુણી જાગે હો. ૨

મોહ મદિરા કેરા, પાનથી પાપીરે, જીવે ખરા પણ સપના જેવાજી;
અંધ અચેત તણી, આંખ્ય ન ઉઘડેરે, આયુષ એળે ખોવે એવા હો. ૩

ઊંઘ અહાર ભય, મૈથુન ધર્મારે, એતો સરખાં છે નરને ખરમાજી;
ઇશ્વરનું જ્ઞાન હોય, સતસંગ કરતાંરે, અધિકવિચાર એછે નરમાં હો. ૪

પુરણ પુણ્યવાળા, અંશ ઇશ્વરનારે, તેને સત્સંગ કરવો સુઝે જી;
છોટમ સદગુર, શરણ ગ્રહીનેરે; પુરણ બ્રહ્મને તે બુઝે હો. એક. ૫

## કીરતન ૨ જું

બ્રહ્મ ઉપાસન તમે, કરો મારા દેશિયોરે, અન્ય ઉપાસે અળગા પડશોજી;

અન્ય ઊપાસન કાંઇ, કામ ન આવેરે, ચાકરના ચાકર થઇ રડવડશો હો. ૧
સરમાં મળેલું નીર, સાગરમાં ના મળેરે, સુરજને કિરણ સુકાશેજી;
નદીમાં મળેલું કોઇદિન, સાગરમાં જાશેરે, સાગરમાં પડિયું સાગર થાશે હો. ૨
ભુત ઉંપાસે તેતો, બ્રહ્મ ન પામેરે, દેવ ઉપાશે કલ્પે પામેજી;
બ્રહ્મ ઉપાસે તેતો બ્રહ્મને પામેરે, જન્મ મરણ દુખ વામે હો. બ્રહ્મ. ૩
ચાલે કુપંથે તેને, ગામ ન આવેરે, વાંકે પંથે તો કોઇ દિન આવેજી;
સરલ પંથે તો ગામ, સહજ આવેરે,સફળ શ્રમેતો સારૂંફાવે હો.બ્રહ્મ.૪
બ્રહ્મ ન જાણ્યું તેથી, બંધન પામ્યોરે, ભુત દેવો શું મુક્ત કરશેજી;
સરશેકારજ જોજન, સદગુરૂ સેવશેરે, બ્રહ્મભજવાથી ભવતરશે હો બ્રહ્મ.
વેદ ને શાસ્ત્ર સઘળાં, એવુંજ ભાખેરે, મુનિજન સહુ એમ કહે છેજી;
છોટમ દેધનો જે દેવ વિરાજેરે, તોતે અક્ષય સુખ દે છે હો. બ્રહ્મ.૬

## કીર્તન ૩ જું.

નિશ્ચે નિશાનપરે, મન રહે જેતું રે, અવર ઠામે તે નથી ભમતુંજી;
જીવ અનેકનું જે, જીવન ઓળખેરે, તેની સંગાથેરહે રમતું હો નિ. ૧
નાવના થંભપર, વાયસ બેઠોરે ઉડે ખરો પણ આવે ઠામેજી;
એમ આનંદ કેરો, અર્ણવ દેખીરે, મનતણી વાસના વિરામે હો. નિ. ૨
દાટેલું ધન જ્યારે, નજરેથી દેખેરે, વળતા તે ઠામ કયમ ભુલેજી;
દરિદ્રતા તો તેને, મનમાં ન આવેરે, પ્રેમ મગન થઇ ફુલે હો. નિ. ૩
સદગુરુના શબ્દ સુણી, અનુભવ જાગેરે, તેથી સંતોષ હો સારોજી;
છોટમ શાણા નર, લક્ષ્ય ન ચુકેરે,જેવો નાવિક ને ધ્રૂનો તારોહો. નિ. ૪

## કીરતન ૪ થું.

આરે જગતમાં કોઇ, હરિજન હોય તોરે આવો અમૃત રસ પીવાજી;
અમૃત પીએ તેને અનુભવ વાધેરે, ઘટમાં દેખાય ઘણા દીવાહો. આ.૧

કો કહે અમૃત, અર્ણવ માંહિ રહે છે રે, કો કહે ચંદ્રમા દ્રવે છેજી;
કો કહે કામિનીને, વદને વિરાજેરે, કોયક અહિમુખે કહે છે હો, આ.૨
કોય સ્વરગમાંહિ, અમૃત બતાવેરે, એમ અનેક તો વદે છે જી;
એતો અલપ મતિ, સમજે છે અવળુંરે, ખોટામાં સર્વે ખેદ છે હો. આ ૩
સાગરમાં હોય તોએ, નવ થાય ખરોરે, સ્વર્ગ પામેલો ન પડે પાછોજી;
ચંદ્રમાં હોય તોએ, ક્ષય નવ પામેરે, નારીનોનાથ નમરે આછોહો આ.૪
સર્પમાં હોય તો તે, વિષ નવ વ્યાપેરે, ચતુરો સહુ ચિત્તમાં વિચારોજી;
શબ્દ સાગરમાંહિ અમૃત શોધોરે, સંતો પીવાનો છે આરો હો. આ. ૫
સદગુર શબ્દ સુધા, પિયો જન પ્યારારે, રોમરોમમાં રંગ લાગેજી;
અંગે અંગે તે પ્રકટે, અખંડ ખુમારીરે, અજ્ઞાન ઉંઘમાંથી જાગેહો. આ. ૬
પૂરવ પુણ્ય જેને પુરવનાંરે, સદગુર મળે તેને આવીજી.
કો. કલ્યાણ ફળ, પામે પલકમાંરે, સુધાનો સાગર દે બનાવીહે આ.૭
તે રસ પીતાં તો, તન મન પાલટેરે, જીવ મટીને બ્રહ્મ થાયેજી;
ત્રણ ભુવનમાં તે જન તરેને તારેરે છોટમ તેના જશ ગાયે. હો. ૮

ફરનાં ફકીરી કયા દલગીરી સદા મગનમે રેહેનાજી. એરાગનાં કી ૪

કીરતન ૧ લું

અસરણ સરણ, હરણ ભવ સંકટ, દીનાનાથ દયાળાજી;
બહુ શક્તિ બહુ નામ નિરંજન, જગદીશ્વર જન પાળાજી. અસરણ. ૧
સદચિદ આનંદ, રૂપ સનાતન, આજ અવ્યક્ત અનંતાજી;
સત્ય જ્ઞાન મય, દિવ્ય દેહ પ્રભુ, સર્વાધીશ મહંતાજી. અસરણ. ૨
તું અગાધ ગુણ, અલ્પમતી હું, વચને ન શકું વરણીજી;
દઢ થઇ ધ્યાન, ધારણા ન બને, જોગ જુગતની કરણીજી. અસરણ. ૩
ઉપમા જેવું, અન્ય ન દીસે, કહું ઊપમાં હું કેવીજી;

જે વાણી, તમને પ્રિય લાગે, બોલી ન શકું તેવીજી. અસરણ. ૪
શું લેઇ સેવા, કરિયે દેવા, સહુ સરજેલ તમારૂંજી;
મેહેર કરીને, માની લેજો, અરપું તન મન મારૂંજી. અસરણ. ૫
શેવક ચરણે આવ્યો જાણી નાથ નભાવી લેજોજી;
જન છોટમ, પોતાનો જાણી. દાન પરમપદ દેજ્યોજી. અસરણ. ૬

## કીર્તન ૨ જું.

ચટપટ ચેત, હેત કર હરિશું, મરણ ભમે છે માથેજી;
ધામ ધરા ધન સુત ધણીયાણી, સેવક નાવે સાથેજી, ચટપટ. ૧
હોય લાંખ તે, રાખ બરાબર, તેમાં નહિ કાંઇ તારૂજી;
ધન સાંચ્યું પણ, ધર્મ ન સાંચ્યો, કાં જનમારો હારજી ચટપટ. ૨
કૂડાં કર્મ કરયાં કહિ કોટી, દુર્મતિ દમડી માટેજી;
પાપ પોટલા, પાસે લઇને, જાસો વસમિ વાટેજી. ચટપટ. ૩
મોટાપણાનું, માન ભરાયું માટે કાંઇ સુજેજી;
જમના કિંકર જોશો ત્યારે, થરથર કાયા ધ્રુજેજી. ચટપટ. ૪
કર સતસંગ, અંગ હોય નિર્મળ, રંગ રૂદેમાં લાગેજી;
કહે છોટમ, ભગવંત ભજી લે, તો ભવનો ભય ભાગેજી. ચટપટ. ૫

## કીર્તન ૩ જું.

અલખ નામ ધુન લાગી ગગનમે, મગન ભયા મન મેરાજી;
આસન મારી, સુરત દ્રઢ ધારી, દિયા અગમ ઘર ડેરાજી. અલખ. ૧
ઇંગલા પિંગલા, દોનું છાંડકે, સુક્ષમણા મધ્યે ધારાજી;
તરવેણીમે, તાર મેલાઈ, અજંપા નામ ઉચારાજી. અલખ. ૨
જંત્ર અનાહત્ત, બાજે અહોનિશ, હોત નાદ ઝનકારાજી.
ધન બિન અદભુત હોત ગર્જના, બરસે અમૃત ધારાજી. અલખ. ૩

કોટિ કોટિ રવ, સસીકી શોભા, ઝગમગ જ્યોતિ ઉજારાજી;
જન છોટમ સદ્ગુરૂ પરતાપે, દરસ્યા અલખ દેદારજી. અલખ. ૪

કીરતન ૪ થું.

બ્રહ્મ ભક્તિ તું, કરને પ્રાણી, સફળ થાય મન વાણીજી;
આ સંસાર કાળની બાજી, તેને સ્થિર તેં જાણીજી. બ્રહ્મ. ૧
કાયા માયા જાણ્ય કારમી, જ્યમ ઝાંકળનું પાણીજી,
ક્ષણભંગુર સહુ ખેલ ખલકનો, તું ઝટ લેને જાણીજી; બ્રહ્મ. ૨
જે જાયું તે સરવ જવાનું, રંક રાયને રાણીજી;
અવિનાશી પ્રભુ એક અખંડિત, ગુણાતીત ગુણ ખાણીજી. બ્રહ્મ. ૩
સોહં શબ્દ વિચાર કરી લે, નિરાલંબ નિર્વાણીજી;
કહે છોટમ ચિંતામણી પરખે, જો હોય બુદ્ધિ શાણીજી. બ્રહ્મ. ૪

## તેરે ઘટમે સરજનહાર ખોજમન કાયા નગરી એ રાગનાં કી૦ ૨

કીરતન ૧ લું.

જાકે સિપર સરજનહાર, સોહી નર કાયસે ડરે,
જેસા કેસરી કેરા કુમાર, અભય બન બનમે ફિરે. ટેક.
બાળકકું વેતાલ ડરાવે, જબલગ સમઝત નાહી;
બડા હુવા સો બીક ન માને, મરમ લહે મન માંહી. સોહી. ૧
ઈંડાકું બહુ ડર ભુગરકા, જબલગ પડદે પડિયા;
ગુરૂ ગમ ગ્યાને પડદા ફુટયા, જાઈ ગગન ઘર અડિયા. સોહી. ૨
લોક લાજ ડર બ્રહ્મ ભજનમે, નાહાલ નરકું આવે;
સુરા પુરા કોયક વિરલા, ગુનપતિ ગુન ગાવે. સોહી. ૩
સ્વાંગ સતીકા જબહી પેહેરા તમ મન પતિકું દીના;
છોટમ સદા રહી સેવામે, ત્રિભુવનમે જસ લીના. સોહી. ૪

## કીરતન ૨ જું.

તેરા સરજનહાર હજુર, દેખો ગુરૂ ગ્નાન ગ્રહી;
દુરભાગી કહતહે દુર, જાકું ગુરૂ ગ્નાન નહી. ટેક.
બ્રહ્મા આયુષ જાય પંથમેં, તો હું ઠોર ન પાવે;
સો સદગુરૂ એક સહજ સાતમે, નિકટ નાથ દરસાવે. દેખો. ૧
આપ બળે તપ તીરથ સાધન; જોગ જગન જપ કરહી;
બ્રહ્મ લોકમે જાઇ ભોગવે, પીછા પુર્નભવ ફરહી. દેખો. ૨
ત્રણુકી ઓટે ગિરિ અવરાયા, કહત લોકમે બાની;
આપા ઓટ રહત મહારાજા, સો ગુરૂ કહત નિશાની. દેખો. ૩
અડપિંડકા પોખન હારા, ચિદ્ઘન ચતુરસુજાના;
જન છોટમ સતગુરૂ પરતાપે, સો કરતા સત માના. દેખો. ૪

## લાવણી. કી૦ ૨—કીરતન ૧ લું.

પરમ તત્વના, લહ્યા જીવ સબ, જાત મોહમે વહ્યા;
એક અકળ, ઓંકારહિ જાંહિ; અક્ષર બિંદુ, નહી તા માંહી. ટેક.
સુક્ષ્મ સ્થુલ, નહિ હે વાંહી, ત્રિગુન રહિત એ તત્વ મસિ પદ,
સોહી બેદમે કહ્યા. જીવ૦ ૧
ઇચ્છા ક્રિયા, ગ્નાન હે જેહી; શક્તી તીન, પ્રણુવકી એહી;
સ્થુલ સુક્ષ્મ બાઈ, કારણુ દેહી અસ્વર ઉસ્વર મકાર માત્રા,
ત્રિગુન દેવ ત્રય ભયા. જીવ૦ ૨
અકાર જાગૃત, કર્તા બ્રહ્મા; વિષ્ણુ ઉકાર, સ્વપ્ન કે કર્મા;
મકાર તામસ, હર કો ધર્મા; તીન રૂપ ઓંકાર પસારા,
તીન લોકમે રહ્યા. જીવ૦ ૩
એસા તત્વ, વિચારહિ કરના; નિજ કર્તાકા, ધ્યાનહિ ધરના,

વાતે મિટે, જન્મ અરૂ મરના; જન છોટમ સદગુરૂ બતાયા,
ભૂલ સકલકા ગૃણા.

## કીરતન ૨ જું.

અનહદ ડંકા, બજા દેખલો, શુંન્ય મંડલકી મઝા. ટેક.
ધિમિ ધિમિ ધમિ ધમિ, નોબત બાજે; ધડુડુડુ ગગન ઘોરઘન ગાજે;
મોહન નાદ, મનોહર રાજે; પંચરંગકી પ્રસિદ્ધ ફરકે,
સત્ય નામ પર ધજા. દેખ. ૧
વેણુરવાજ શંખ શરણાઇ; ઝાંઝ મૃદંગ ભેરી સુખદાઇ;
ઓર રાગ કહું, કહી ન જાય, એક ચિત્તસે, સુનલો પ્યારે,
ગગન રહત હે ગજા. દેખ. ૨
બાદલ બિના બીજ ચમકારા; બરસે મેઘ, સુધારસ સારા;
કોટિ કોટી, સુરજ ઉજીયારા; એસી સોભા, નિરખ નિરંતર;
ઓર તુછ સબ તજા. દેખ. ૩
એ સુખ સુખસે, કહા ન જાવે; દેખે શોધ, પર પદ પાવે;
જીવ શીવ. એકહિ હો જાવે; જન છોટમ જંજાળ છાંડકે,
એસા સાધન સજા. દેખ. ૪

## જો વિચારી જીવ તારી શીવલે થશે. એ રાગનાં કી૦ ૪

## કીરતન ૧ લું.

જો ગુરૂનું જ્ઞાન તારારૂદેમાં રહ્યું, ત્યારેતો અવિદ્યામુળકયમ નથીદહ્યુંટેક
મોહદંભ દ્વેષ ક્લેશ જોનથી ટળ્યા, ત્યારેશુંજણાય તેને સદગુરૂ મળ્યા, જો. ૧
મલિન વાસનાજ તારીજોનથીજતી, ત્યારેતારી શાથીથશેઅંતેસદગતીજો. ૨
અર્કનેઅંધારૂએક ઠામ ના મળે, થાય જ્ઞાન તો અનીતિ વેગળી પળે જો. ૩
મહામાન માટ સુણે ગ્રંથની કથા, જ્ઞાન ને વિરાગ વિના તે સહુ વૃથા જો. ૪
નીતિ પંથે ચાલતાંજ સત્યના ચળે છોટમ એવા સાધુનેજ શ્રી પ્રભુ મળે.જો.૫

## કીરતન ૨ જું.

કંઠી બાંધે વંઠી અકલ શુદ્ધ ના કરી, ધર્મ ધારણ કરતાં પુંજીપાપની ભરી. ટેક.
શુદ્ધ થવા સ્નાન શૌચ આચરે ખરો, ક્રોધ છે ચંડાળ તેતો ના થાયો પરો. કંઠી૧
શપથ ખાય ધર્મના તું કંઠી કર ગૃહી, આચરે અનીતિ ઓાયે ધર્મને રહી કંઠી.૨
પંથનો તું વાહક રે અન્ય શું વડે તું તો તારૂં ભુલ્યો ભાન તેહના જડે. કંઠી. ૩
ચોરી જારી કપટ દંભ દુષ્ટતા ઘણી, ભાલ તિલક તાણી બેઠો સાધુ શો બણી. કંઠી. ૪
કપટ ધુર્ત ભેખ કાળમાં ઘણા, છોટમ જેવા ગુરૂ તેવા શિષ્ય તે તણા. કંઠી.૫

## કીરતન ૩ જું.

હામ ન હારિયે ભલાજી હામ ન હારિયે, કષ્ટ પડે તે સમે પ્રભુ સંભારિયે. ટેક.
તારો દેહ જોને તારા હાથમાં નથી, તો વૃથા તું શોચ કરી શું મરે મથી. હા.૧
પ્રકટ જેણે કરયો તને તેજ પાળશે, તેનું રટણ રાખ્ય દુઃખ તેજ ટાળશે. હા.૨
જાળવે છે જનની જણ્યા આપ બાળને, જગતમાંહી ભક્ત એમ પ્રિય દયાળને. હા. ૩
ધરી બ્રહ્મ ધ્યાન બ્રહ્મ આશરે રહ્યા, છોટમ એવા ભક્ત જગતમાં સુખી થયા. હા, ૪

## કીરતન ૪ થું.

હરિ કરે તે હોય નિશ્ચે હરિ કરે તે હોય, નાથનું નિરમેલું ના નિવારી શકે કોય. ટેક.
હરિ વિના ન હાલે પાન અન્ય કો થકી, પ્રકૃતિ પુરૂષ ઉભય ઇશ આશરે નકી. હ. ૧
ચોવી તત્વ મળી દેહ પ્રકૃતિનાં બન્યા; પૂરૂષ જ્ઞાન રૂપ દેહમાંહી ચેતના હ. ૨
જીવ કરે કર્મ તે વિચિત્ર જાતિનાં, આચરે આજ્ઞાએ કામ ભાત્ય ભાત્યનાં. હ. ૩

આપે કૃષ્ણ ઇશ દેવ જો કૃપા કરે; વિન કૃપાએ જાતમાં અંગારો કરિ ભરે. છ. ૪
નિપજવાનું નિશ્ચે જીવ હાથમાં નથી, છોટમ સર્વ ગ્રંથ ખોળી જોયુંછે મથી. છ. ૫

સજ્જન સઘળાએ કેફીનો સંગ ન કરવો. એ રાગનાં કી૦ ૫

કીરતન ૧ લું.

રંગ રસીયા સાથે, રમે સુમતી શુદ્ધ નારી,
મંદમતી તે શું જાણે બિચારી રે રંગ. ટેક.
એક પલક પતિને, નવ ભુલે, લે ત્રિકમ શુ તાળી;
ઉપરથી હરિને, ન કરે અળગા, તે તો તારૂણી ટેકવાળીરે. રંગ ૧
સ્વામીને તે વાહલી વિનતા, વિનતાને પ્રિય સ્વામી;
અરસ પરસ એક એક શૂં પૂરણ, પ્રીતિ અતીશે જામીરે. રંગ. ૨
અજાણપણુમાં, એ સુખ ન લહે, ભામિની તેજ અભાગી;
પ્રાણપતી પાસેથી ન લહ્યા, ઢીંગલાં પુંજવાને લાગીરે. રંગ. ૩
જડ જેવી થઇ જડમાં રમતી, ન રમે સ્વામી સંગે;
દુઃખ દળદર તો ન ટળે તેનાં, એવે, એને ઢંગેરે. રંગ. ૪
સદ્દગુરૂજી જેને સમજાવી, હાથ ઝલાવે હાથે;
છોટમ પાકી તેજ પ્રેમદા, રમેછે નિજપતિ સાથેરે. રંગ. ૫

કીરતન ૩ જું.

કોઇ મન મેળાપી, હોય તો મન કેરી કહી,
બેદલ જીવ શું, મોન ગૃહી રહિયે રે. કોઇ. ટેક.
મન મેળાપી મનથી ન મુકે, એક ટેક હોય તેને;
ગુરૂનું ગ્નાન ટકે અંતરમાં, ભાવ ભરૂંસો દ્દઢ જેનેરે. કોઇ૦

મરતાં સુધી મનથી ન મુકે, તે કહિયે મન મેળું;
હેત પ્રીતિ હળમળ હરિ રસમાં, દુધને ચાકર ભેળું રે. કોઇ૦ ૨
બેદલ જન તે હોય અદબળ્યા, સાંભળિને શઠ થાય;
મતલબ સુધી મળતા રહે પણ અવગુણ ઉલટા ગાયરે કોઇ૦ ૩
બે મરનું બોલે તે બેદલ, ભાવે ન ભજે કેને;
આપણું લેઇને કહે અન્યને, કુટિલપણું જેને રે. કોઇ૦ ૪
કાગ તણા કુટંબી હોય તે, જનનાં ચાંદાં જુવે;
ખરની આગળ ખાંડ ધરે પણ, ટેવ ઓખરની નખુવે રે. કોઇ૦ ૫
પરથમ પ્રેમ પરીક્ષા લઇને, હરિનું હારદ કહિયે;
છોટમ કલ્પવૃક્ષને કાપી, બાવળ ઝીંટા ન જઇએરે. કોઇ૦ ૬

## કીરતન ૩ જું.

શું સોધે સુજની, અંતર જોને ઉઘાડી; તને શું સમજાવે, દાડી દાડીશું.
ગુરૂ ગમ કુંચી કરમાં લેઇને, ઉઘેડ અજ્ઞાન તાળું;
આજ્ઞા ચક્રની ઉપર જોતાં, ત્યાં થાશે અજવાળું રે. શું૦ ૧
નિર્મળ નૂર નિરંતર વરસે, મહામનોહર મોતી;
અનહદ નાદ અહોનિશ બાજે, જળહળ દરસે જ્યોતીરે. શું૦ ૨
ઓહંકાર નાદ અહોનિશ, ચિદાનંદ નિધિમાંથી;
સોહંપ્રકાશ કરે રગ રગમાં, ગુરૂવિના એ ગમ ક્યાંથીરે. શું૦ ૩
તે પ્રકાશથી તુજને જડશે, સુંદર સ્વરૂપ તારૂં;
છોટમ તેનો કર્તા જાણે તો ઉપજે સુખ સારૂં રે. શું૦ ૪

## કીરતન ૪ થું.

કોઇ પ્રેમ સ્નેહી, પ્રેમ અમીરસ ભોગી.
બીજા શું જાણે વિમુખ, વિજોગી રે. કોઇ૦ ટેક.

પ્રેમ પંથ અદભુત અજરાલય, મહા મુકત જન મહાલે;
અંતરનું સુખ મુખે ન આવે, સાકર ખાધી જેમ કાળે રે. કોઇ૦ ૧
રોમ રોમ આનંદ ઉજાગર, હરિશું તાર ન તુટે;
મહારસ માંહે મગ્ન રહેતો, ત્રૈવિધ કર્મ ગ્રંથી છૂટે. કોઇ૦ ૨
જપ તપ જોગ કરે કોઇ તેને એવો લક્ષ્ય જો આવે
ત્રણ લોક સુખ ત્રણવત દેખે, અત્તર ઉપાસના ન ભાવેરે. કોઇ૦ ૩
એવા જનના ઉરનો આશય, એવા હોય તે જાણે;
શુક નારદને શંકર સરખા, અહોનિશ એ સુખ માણેરે. કોઇ૦ ૪
અખિલ લોક કર્તા પ્રભુજીને, પ્રેમ પુષ્પથી પૂજે;
જન છોટમ તેના ઘટ માંહે, ભુવન ચતુદર્શ સુજેરે. કોઇ૦ ૫

કીરતન ૫ મું.

આ જોને બેની, પ્રાણપતી રમે પાસે, તેને સાધી લે, સ્વાસ ઉસાસેરે ટેક.
સહુના સામો છે સામળિયો, જો ગુરૂ દ્રષ્ટે જુવે;
તેહ તજીને અત્તર ભરાસે, શા સારૂ અવસર ખૂવેરે. આ૦ ૧
કૂર તજીને ગૃહે કુશકા, તેણે કાજ ન થાય;
ચેતન છોડી જડને ભજતાં, જન્મ મરણ નહિ જાયરે. આ૦ ૨
માખણ મૂકી તક્ર ગૃહે તે, જોને શાનો ડાહ્યો;
પ્રભુ તજીને પ્રપંચ પૂજે, તે જન જાય વહાયોરે. આ૦ ૩
અંતરજામી આનંદ સિંધુ, ભજીયે પૂરણ ભાવે;
જન છોટમ માનુષ તનુ જેવો, ફરી ફરી નહિ આવે. આ૦ ૪

ખમાયચી રાગનાં કી૦ ૨

કીરતન ૧ લું.

મુરખ માનવી રે તું તો મસ્ત થઇ શું બાણે. મુરખ૦ ટેક.

મસ્ત થયો પણ અસ્ત થવાનો, માથે મરણ ભમે છે;
મીન જાળમાં જેમ મળીને, રંગ વિલાસ રમે છે. મુરખ૦ ૧
ધામ દામ ને કામતણું સુખ, સ્થિર છે એવું માને
અંધ કેફમાં કરે અનીતી, ગર્વે ન ગણે કાને. મુરખ૦ ૨
પરને સુખિયો દેખી તું શઠ, અંતર ઇર્ષા આણે;
તે પાપે તુજને જમ કિંકર, વૈતરણીમાં તાણે. મુરખ૦ ૩
ઊંચો થઇને આપ વખાણે, બહુ નિંદે બીજાને,
માતો શ્વાન સર્વને મારે, એમ ભસે અજ્ઞાને. મુરખ૦ ૪
સજ્જન સાથે વેર કરેને, શઠની સાથે સંપે;
જીહૃય અનીતી તારી જોઇને, કોઇ દિન ધરતી કંપે. મુરખ૦ ૫
સ્પર્દ્ધન ઘણું અભિમાન કરે ને, વાંકી ચાલે ચાલે;
ચોરે ચકલે કરે ચાળિયો, કાયકના ઘર ઘાલે. મુરખ૦ ૬
સારી કથા સાંભળે કોઇ દિન, અંતરમાં ન ઉતારે;
દિલમાંથી નવ તજે દુષ્ટતા, ઘણાં ગપોડાં મારે. મુરખ૦ ૭
પરના દોષ જુવે બહુ પાપી, દયા દીનપર નાવે;
પાપે પૈસો રળે ખરો પણ, ભલું પુણ્યના ભાવે. મુરખ૦ ૮
પાખંડીને પંથે પેશી, ટીલાં મોટાં તાણે;
કુકર્મ કરતાં ઇશ્વરનો ડર, અંતરમાં નવ આણે. મુરખ૦ ૯
દીન દયાળે દયા કરીને, દેહ તને જો દીધો;
સારાં સુકૃત સાધીને કાંઇ, ઉત્તમ લાવ ન લીધો. મુરખ૦ ૧૦
શમણાવત સુખ સગી જશે તે, રેશે સઘળાં રોતા;
પલક માત્રમાં કાળ પકડશે, જન સર્વેના જોતા. મુરખ૦ ૧૧
આ શીખામણ ઉરમાં આણી, ભક્ત વછલને ભજીયે;
કહે છોટમ અવગુણ હોય એવા, તુચ્છ કરીને તજીએ. મુરખ૦ ૧૨

## કીરતન ૨ જું.

ભુલ્યો ભુલ્યો રે, ભ્રાંતિમાં જીવ અભાગિયા રે, ભુલ્યો. ટેક.
ફોગટ જન્મ ગમાવ્યો ફરિ ફરિ, કરિ કરિ કુકરમ કોટી;
અંતરમાંહિ અવિદ્યા ભરિ ભરિ, ખેલ્યો બાજી ખોટી. ભુલ્યો. ૧
મુદગર જમના ખાતો મરિ મરિ જરિ જરિ જોયું ન જાગી;
ડરિ ડરિ દેવ થકી નવ ચાલ્યો, તુચ્છ ટેવ ના ત્યાગી. ભુલ્યો૦ ૨
હેત કરીને ન ભજ્યો હરિ હરિ, નરિ નરિ કરિ પરનિંદા;
જેથી જન્મ જાય તું તરિ તરિ, તે પ્રભુને નવ વંદ્યા. ભુલ્યો૦ ૩
ચરિ ચરિ કાળ જાય છે ચટપટ, ખટ રતુ રૂપી હાથે;
ઝટ ઝટ જાણ્ય જાય છે અવસર, સમઝી લે મન સાથે. ભુલ્યો૦ ૪
આત્મ બાહ્યના પંથ ભમાવે, વેમ તણી કહી વાતો;
ખરા બ્રહ્મની ખોળ્ય ન કીધી, ધાયો ધક્કા ખાતો. ભુલ્યો૦ ૫
જેણે જગત કર્યું છે આવું, તેને લેને જાણી;
જન છોટમ તેના જસ ગાજે, ન કથીશ બીજી વાણી. ભુલ્યો૦ ૬

ચાલ વહેલી અલબેલી પ્યારી રાધે, એ રાગનાં. કી૦ ૨

## કીરતન ૧ લું.

બ્રહ્મ નામ મુખે એક લે ઉચારી, જાણ્ય મળ મંત્ર એજ મોક્ષકારી;
જડને ચેતન કરે, પુરાતન પાપ હરે, ભજે ભવસિંધુ તરે, એ પ્રતાપ ભારી ભારી કે લે ઉચારી. ટેક.
શંકર શેષ એ ઉપદેશ રૂદે રાખે, પ્રેમે નામ સુધા સદા તે તો ચાખે;
વહન વડે વારંવાર ભલું નાંખે, પુરણ પ્રેમ ધરે નેમ; ભુલે કેમ,
તજી વેમ, જપે જેમ,કુશળ ખેમ, તરે તેમ,સાધે એમ, એવા ધન્ય દેહ ધારી ધારી કે લે ઉચારી. બ્રહ્મ૦ ૧

નામ બળે હરે જુઓ ઝેર પીધું, પ્રલ્હાદે સ્મર્યું ત્યારે નૃસિંહરૂપ લીધું; નામ જપે ધ્રુને અચળ ધામ દીધું વળી અપાર, નામ આધાર; પામ્યા પાર અતિ ઉદાર સૃજનહાર છે દાતાર, હરે વિકાર તરિ સંસાર, એવા કોટિ નરને નારી નારી કેસે ઉધારી. આહા૦ ૨

ગુણાતીત ગુણાસીધ બ્રહ્મ કહે છે, તેનું બોધક રૂપ પ્રણવ નામ લેછે; વેદ એક એવી વાત તો વદે છે; વિના નામ નસરે કામ દક્ષિણ વામ, સર્વ ઠામ, પુર્ણ ધામ તે મુકામ, મળે રામ, પોચે હામ, જ્યારે સુદ્ધ હોય સારી સારી કે બે ઉચારી. આહા૦ ૩

જડને ચેતન ઉભય નામને આધારે અક્ષર વડેનામ સર્વને શિર ધારે, પરાએ પોખે પછી વૈખરી ઉચારે, એમ સદાય વાણી વદાય, ચાલ્યું જાય; વેદ ગાય, જપ જપાય, કારજ થાય, હોય સહાય, અખિલ રાય, મટે કષ્ટ તેથી ભારી ભારી કે બે ઉચારી. આહા૦ ૪

સકળ સૃષ્ટિ કેરૂ કારણ નામ જાણો, દેવી દેવ માંહિ દેવત એ પ્રમાણો; નામ નામી સહિત અંતર લક્ષ આણો, એક વાર, કરે ઉચાર, ફળ અપાર, લાગે તાર, માયા પાર, સોહંકાર સુખ અપાર, છોટમ સમજ સાર, પાપ તાપ હારી હારી કે લે ઉચારી. આહા૦ ૫

## કીરતન ૨ જું.

સ્વામ દુલ્લભછે સંસાર જોને જાગી, મુક્ય મોહ ભક્તિ બ્રહ્મની બે માગી; હણે દુખ સર્વ તારા, ફળે નિજ કર્મ સારાં, નકરીશ અધ નકરા દુરત્યાગ; ટેવ ત્યાગી ત્યાગી કે જોને જાગી. ટેક,

ચેત ચઢપ જડપ બેને જ્ઞાન ઝાલી, ખોટા ખેલમાં ખરાબ થાય ખાલી, જ્ઞાન નેત્રે પુર્ણ બ્રહ્મ બે નિહાળી; રાખ્ય હામ, બે વિણ નામ, આઠે જામ, સારે કામ, ખરચ દામ, મન વિરામ બ્રહ્મ ધામ ઠીકઠામ પામે પ્રાણી તે કહેવાય પરમ ભાગી ભાગી કે જોને જાગી. સ્વામ૦ ૧

મરે તેને મારૂ માની કાં રડે છે ગળે કાળ તેની ભાળ ક્યાં જડે છે,
અંતે પિંડ પલક એકમાં પડે છે શ્વાસ જાય, નભે સમાય, વપુ વેરાય
અરૂપ થાય, કરિ વિદાય, સર્વ ન્યાય; રોતાં જાય; થાય સહાય; તેને
કોણ સંગે લાગી લાગી કે જોને જાગી. સ્વમ૦ ૨
કલુષ આચર્યું આ લોકમાં તેં આવી, ખોટાભોગ ને વિલાસ વાતફાવી;
ભક્તિ જગત તાતની તને ન ભાવી; કુડાસંગ, કેરો રંગ ચડ્યો અંગ;
અમુલ્ય નંગ; અન્યું અંગ; ધીક ઢંગ; ધર્મ ભંગ; જ્ઞાન ગંગ; તજી
કર્મ નાશા રાગી રાગી કે જોને જાગી. સ્વમ૦ ૩
કહ્યું માન ધરજે કાન ધીરજધારી હાથે બાજી છેતો જાય રખે હારી.
સતસંગ કરી જન્મ લે સુધારી મુખ્ય માન સમજસાન ગુરૂ જ્ઞાન.
સુધાપાન પુણ્ય દાન શૌચ સ્નાન; ધર્મ ધ્યાન; એ વિધાન વેદ;
નીતિરીતિ સમજને સોહાગી લાગી કે જોને જાગી. સ્વમ૦ ૪
કરી વીવેક દેવ એક લે ઉપાસી; અનંત શક્તિવંત પરમ છે પ્રકાશી;
જેના નામથી વિકાર જાય નાશી: એ વિચાર વારંવાર અંતરધાર;
પડે પાર નર ને નાર હરે ઠાર મોહ માર હામનકાર; છોટમ
કહે મહંત બ્રહ્મ યોગ યોગી કે જોને જાગી. સ્વમ૦ ૫

રાગઃ ગોડીનું કી૦ ૧

કીરતન ૧ લું.

એક દેવ અવિનાશી, સંતોભાઇ એકદેવ અવિનાશી,
પ્રભુ સતચિત આનંદ રાશી, સંતોભાઇ એક દેવ અવિનાશી, ટેક.
બ્રહ્મા વિષ્ણુ દેવ મહેશ્વર, માયા કે ગુન કહાવે;
દેહ ધારી દુનિયામે આવત, સો નિજ ધામમે જાવે. સંતો૦ ૧
તેત્રીશ કોટી દેવ સ્વર્ગમે, કશ્યપકા પરિવાર;

મહાકે પુત્ર ભયે સો માનવ, ચાઈ વર્ણ વિસ્તારા, સંતો० २
તેમ પુજ્ય માનવ જાતીકું, ઇશ્વર દિયા અધિકારા,
જો કર્તાકી ભક્તિ ન જાને, સો બુડે સંસારા. સંતો० ३
વેદ પુરાન ગ્રંથ સબ ગાવે, પુનિ કહે સંત પોકારી;
કહે છોટમ ભગવંત ભજનસે, મુક્ત હોય નર નારી. સંતો० ४

શેઠ સગાળશા સાધુને સેવે, એ રાગનું કી० १

કીરતન १ લું.

સચ્ચિદરૂપ સનાતન ઇશ્વર, કર્તા સર્વનો એક;
સ્થાવર જંગમ જગત રચ્યું છે, ધન એ વિભુનો વિવેક.
અતિ અદભુત ચતુરાઇરે, શકે કોણ એને ગાઇ રે, १
આચરજ મોટું માંખ્યની આંખ્યે, ડોળા આઠ હજાર;
સુક્ષ્મ દર્શક યંત્રમાં જોઇને, કોઇએ કર્યો નિરધાર;
ભંગુરાની આંખ્યમાં જાણ્યારે, પચીશ હજાર પ્રમાણ્યારે. २
ઇંબળા કેરી કાયામાંથી, છિન્ન કીટ થઇ જાય;
તેરે કીટમાંથી પાંખો વાળી, પોપટ પરગટ થાય;
જુવો એ રચના કેવીરે, સહજ કયમ નિપજે એવીરે. ३
લાકડખોદને લાકડા માંહે, અહાર કર્યો અવિનાશ;
તેરે લેવાને ચાંચમાં તેવી,, રચના કરી પરકાશ;
હાથીને હાથથી સારીરે, કરી સુડ આનંદકારીરે ४
મચ્છની માંખ્યના રક્ષણુ માટે, કાંટો કર્યો કર્તાર;
પશુ પંખી કોઇ પાસ ન આવે, તે સમજીને સરજનહાર;
ભક્ષણુ ને રક્ષણુ કાજે રે, યથાયોગ્ય કીધું રાજેરે. ५
ડોળી મચ્છ એક સાગર માંહે નાકથી મારે નિશાન;

બંદુકની પેરે પાણી ઉડાડે તે, સામાના લે પ્રાણ;
ચમત્કારી જુવોને એનીરે, કહો એ કરેલી કેનીરે. ૬
વૈધુત બામ માછલામાંથી, વિધુત પરગટ થાય;
એને અંગે જે કોઇ અડકે તે, તતક્ષણ માર્યો જાય;
ખેલ એ કોને કરેલો રે, મચ્છમાંહિ અગ્ની ભરેલો રે. ૭
નાસ્તિક મતના લોક નઠારા, કહે સહુ સહજે થાય;
અદભુત રચના ઇશ્વર કેરી; તે નવ જાણે જરાય;
અધમ અપરાધી પ્રાણીરે, પ્રભુની જુગતી ન જાણીરે. ૮
માણુસ દેહ સર્વથી મોટો, તે માંહિ રચના અપાર;
કર્તા વિના એ કયમ હોય સહજે, તે નથી જોતા ગમાર;
મુરખ જે પ્રભુને ન માનેરે, ચાલે અવળા અજ્ઞાનેરે.
જગત ચરાચર જેણે રચ્યું છે, તે સમરથ કર્તાર;
છોટમ તેને ભાવે ભજતાં, મનના મટશે વિકાર;
પાપ સહુ પ્રલે જાશે રે, સદા સુખ તેને થાશે રે. ૧૦

રસિક કી૦ ૪

કીરતન ૧ લું.

પ્રેમી આવો રે, પ્રેમ સુધારસ પીવા. ટેક.
અગાત્ર જળમાં મોતી માટે, જયમ પેસે મરજીવા;
જળહળ જ્યોતિ પ્રકટ પ્રભુ દીસે, રોમ રોમમાં દીવા. પ્રેમી. ૧
અંતરજામી સહુમાં વ્યાપક, અંતરમાં ઓળખાશે;
જડતા જાળ જન્મની જાશે, પાતક પ્રલે થાશે. પ્રેમી. ૨
રાગાદિક જે દોષ હોય તે, ભકતી ભાવથી ભાગે;
ઇશ્વરની રચના દેખીને, ઉચ જ્ઞાન ગુણ જાગે. પ્રેમી. ૩

જપ તપ જોગ જાગ વ્રત તીરથ, પંચ દેવની સેવા;
તેણે તો કાંઇ પ્રભુ ન રીઝે, પ્રેમ લક્ષણા જેવા; પ્રેમી. ૪
સહુ સંગાર સુંદરી પેહેરે, હોય કુલક્ષણ જેને;
સાચા સ્નેહ વિના કો કાળે, કંથ નહી વશ તેને. પ્રેમી. ૫
અંતર લક્ષ પ્રેમ પ્રભુ સાથે, એક પલક નવ ભુલે;
જન છોટમ તે સાચી વનિતા, સ્વામી સંગે ઝુલે. પ્રે. ૬.

## કીરતન ૨ જું.

રસિયા હોય તે રે, રસની રીતી જાણે. ટેક.
વણ જાણે તે ફરે ઉદાસી, દેહ દમી મત તાણે.
મનની સાથે મથતાં મથતાં, કોયક ઠરે ઠેકાણે. રસિયા. ૧
રસિક શિરોમણિ જનનો નાયક, પ્રેમે રસે બહુ રીઝે;
આનંદ મગ્ન અહોનિશ રમતાં, ભક્તિ ભાવથી ભીજે. રસિયા. ૨
અક્ષર ધરથા વેગે, આવે આનંદ અર્ણવ લહેરી;
રોમ રોમને કરે ઉજાગર, ચડે ખુમારી ઘેરી. રસિયા. ૩
અણુ મેળુ મન રહે મળીને જો ગુરૂ લક્ષ્યે લાગે;
આ ભવ માંહિ નહી સુખ એનું, એને સોમે ભાગે. રસિયા. ૪
આનંદરૂપે તે પરબ્રહ્મનું, એમ વેદમાં કહે છે;
તે આનંદ ચરાચર માંહે, અગમ અગોચર રહે છે. રસિયા. ૫
શોકા દુઃખ જડ રૂપે માયા, આનંદી અવિનાશી;
જન છોટમ વિરલા જન જાણે, જે ગુરૂ ચરણ ઉપાસી. રસીયા. ૬

## કીરતન ૩ જું.

સદગુરૂ મળિયારે, તેનું કાળજ સરિયું; ટેક.
આત્મા તત્વ ઓળખાવ્યુ, જેણે તે જોઇને ચિત્ત હરીયું

પિંડ બ્રહ્માંડ પાર પરમેશ્વર ત્યાં જઈને ઘર કરિયું. સદગુરૂ. ૧
લક્ષગુરૂના લક્ષે પુરા, તે ગુરૂ પાર ઉતારે;
લક્ષ્યવિનાને લક્ષણ હોય તો, જનનું કામ ન સારે. સદગુરૂ. ૨
લક્ષ્યશાપર્યા લોચન નહિ તે, ગુરૂનો કર જે સહાય;
અંધે અંધ રહે અથડાતા, બંને ગોથાં ખાય. સદગુરૂ. ૩
જીવવિના જ્યમ દેહ વૃથા ત્યમ, લક્ષ્ય વિના ગુરૂ એવા;
વંઝા ગાય દુધ નવ આપે, તે કરવાની સેવા. સદગુરૂ. ૪
વંઢળને વનિતાઓ વરિયો, સંતતિ સુખ નહિ કાંને;
જગત ભગત કહી માને તેતો, પરમેશ્વરને ખાને. સદગુરૂ. ૫
તે માટે સાચા ગુરૂ સેવો, આત્મ લક્ષ્ય જે આપે;
કોટિ જન્મનું બંધન તેતો, પલક એકમાં કાપે. સદગુરૂ. ૬
દુર્લભ વસ્તુ તણા જે દાતા, તે ગુરૂ ભજીયે, ભાવે;
જન છોટમ માણસ તન જેવો ફરી નહિ આવે. સદગુરૂ. ૭

## કીરતન ૪ થું.

સંશય સમિયારે, જ્ઞાન પામિયો જયારે. ટેક.
સદગુરૂ સમરથ ઉર ઉપકારી. સાન કરી સમજાવ્યું.
અજાણપણુમાં દુર હતું, તે પાસે પરખાવ્યું. સંશય. ૧
સર્વ પદારથ જડ છે, તેથી ચેતન ભિન્ન કહાવે;
માટે આવરણરહિત અગમ ઘર, પુરા ગુરૂથી પાવે. સંશય. ૨
જનક સનક શિવ શેષ સમાજન, જેનો જાપ જપે છે;
કોટિ અંડ ઉપજેલાં અંતે, જેમાં જાઈ શમે છે. સંશય. ૩
પોતાને કંઠે મણિ પોતે, ભુલીને જ્યમ શોધે;
જાણ્યું ત્યારે થયું જથારથ, સદગુરૂ કેરે બોધે. સંશય ૪

ભૂપ સ્વપ્નામાં થયો ભિખારી, ઘરઘર દોડે ભમતો;
જાગ્યો ત્યારે ગઇ આપદા, નિજાનંદમાં રમતો. સંશય. ૫
ઇશ્વરને જાણે સુખ એવું, બંધન સઘળું જાય;
જન છોટમ સદ્દગુરૂ કરૂણાએ, જો સુધું સમજાય. સંશય. ૬

## જીભલડીરે તને હરિગુણ ગાતાં આવડું આળસ ક્યાંથીરે એ રાગ.

## તથા કેદારા રાગનાં કી૦ ૮

## કીરતન ૧ લું.

લોચન તું ભવમોચન પ્રભુને, ભાવ થકી જોને ભાળીરે;
દુર્જનનાં મુખ છે દુખદાયક, તેને તું મુકયને ટાળીરે. લોચન. ૧
ઇંદુ અર્કને પાવક વિદ્યુત જેને પ્રકાશ પ્રકાસ્યાં રે;
તેજ પ્રકાશવડે વળી તુજને, ભલાં પદારથ ભાસ્યાં રે, લોચન. ૨
જતન કરી તમને જેણે સરજ્યાં, અદ્દભુત શક્તી એની રે;
ઉત્તમ દષ્ટે એ ના જોયો, શાવ કરી નહિ તેનીરે, લોચન. ૩
પાંપેણ્યો કરિયો પ્રભુજીએ, તે થકી રક્ષણ તારૂં રે;
એ ઉપકારીને જો નવ જોયો, સાધન શું સરજ્યું સારૂંરે. લોચન. ૫
પરમારથનો પંથ ન જોયો, પાપ જોઇ થયાં પાપી રે;
એ લોચનને ઉપમા કવિયે, મોર પિંછની આપી રે. લોચન. ૬
નીતિ મારગ જોઇ ચાલવા, ભલિ ભક્તિ વિદ્યા ભણવારે;
સરજનહારે તમને સરજ્યાં, ગુણ ઇશ્વરના ગણવા રે, લોચન. ૭
આનંદ સાગર બ્રહ્મ ઓળખો, એ ઉપદેશ અમારો રે;
કહે છોટમ માની લ્યો નિશ્ચય, સફળ થાય જનમારોરે, લોચન. ૮

## કીરતન ૨ જું.

## કીરતન ૨

રસના જસ ગાને હરીના, સફળ કરી લેને વાણી રે

શિક્ષા વિનય વિવેક વિચારી, વિશ્વંભર લે વખાણીરે. હે રસ. ૧
આમથી શું અપશબ્દ ઉચ્ચારે, દુખી સઘળી લવરી રે;
નેક વની પરનિંદા કરતાં, તું નથી રહેતી નવરી રે. હે રસ. ૨
જૂઠા જનને સંગે જઇને, કુડી કથની કાઢેરે;
પરનાં છિદ્ર પ્રકાશ કરીને, વેર વધારી વધારે રે. હે રસ. ૩
સારો મારગ સત્ય ધર્મનો, આડું બોલી ઉછેદે રે;
ધર્મ તેમના તરવાર તુલ્ય છે, કીર્તિક વચને ભેદે રે. હે રસ. ૪
પાપ તાપ સંતાપ સમાવે, તન મન શીતળ કરતી રે;
ધન્ય જીભ તો તેને કહીયે, વાણી વિમળ ઉચરતી રે. હે રસ. ૫
દીન દયાળ દયાનિધિ કેરા, જે જીભ્યા ગુણ ગાશેરે.
કહે છોટમ કુળ કોટિક તેનાં, પ્રત્યે પાવન થાશેરે. હે રસ. ૬

## કીરતન ૩ જુ

હે કર કર્મ ઘણું સરવેથી, તુજને સરજ્યું કરવાનું.
એવા ઉત્તમ કર્મ આચરે, તેથી થશે ભવ તરવાનું. હે કર. ૧
સર્વ અંગ આચરતાં તારે, ઉદ્યમે ઉદર ભરવાનું;
સેવાથી સરજનહાર રીઝવે, ફરી ન પડે ભવ ફરવાનું. હે કર. ૨
પ્રીતિવડે પરમારથ કરજે, અંતે એજ ઉગરવાનું;
પ્રાણી તરસ્યા જનને પાજે, દેજે ચર્વણ ચરવાનું. હે કર. ૩
દીન દેખીને દાન આપજે, ખરૂં પુણ્ય નહિ ખરવાનું;
કહે છોટમ બહુ પૂણ્ય કરે તો, ઠામ મળે શુભ ઠરવાનું. હે કર. ૪

## કીરતન ૪ થુ.

કાન કથામૃત પાન કરી લે, અર્થ વિચારીને એનો રે;
જે જે શબ્દ આવે તુજમાંહી, તોલ કરી જોને તેનો રે. કાન. ૧
વેદ તણું સ્તુતિ નામ વદે છે, તેજ નામ છે તારૂં રે;

થપ્રભુના ગુણ આમ સાંભળી. જે જુને લાગે સારૂં રે. કાન. ૨
આતમહિત નવ હોયે જેમાં તેવી તજવી વાણી રે:
શું થયું મેઘ ઘણેરો ગરજે, પામિયે નહિ કંઇ પાણીરે રે. કાન. ૩
ધર્મ બ્રહ્મની વાતો સુણતાં, ઉત્તમ ગુણ બહુ આવેરે;
અંતરનું અંધારૂં નાસે, ચિદાનંદ ચિત ભાવે રે. કાન. ૪
કથા સુણતાં કર્તા કેરી, પાપ પુંજ સહુ નાસે રે;
કહે છોટમ સુવિવેક કરે તો, બ્રહ્મ સર્વદા ભાસે રે. કાન. ૫

## કીરતન ૫ મું.

પ્રભુનો મારગ સહુથી સેલો, એક અટપટુ એમાં રે;
નિર્મળ મન પોતાનું કરવું, જ્યોતિ પ્રકાસે જેમાંરે; પ્રભુનો. ૧
ધનુર્વેદીના જેવી ધારણા, અધરી જાણો એમાં રે;
હેઠે તાકે ઉપર વેંધે, ખરી ચાતુરી તેમાં રે. પ્રભુનો. ૨
ભૂમી ઉપર તો ભુચર ચાલે, એમાં વિઘ્ન અનંત રે;
બ્રહ્મ પંથ તો છે ખેચરનો ચાલી શકે કોઇ સંતરે. પ્રભુનો. ૩
અનુભવ આંખ્ય સુરતની સીડી. સદગુરૂ હોય સહાયરે.
કહે છોટમ જો સાધક સાચો. બ્રહ્મ ધામમાં જાય રે. પ્રભુનો. ૪

## કીરતન ૬ ઠું.

જીવ બ્રહ્મને જાય જાણવા, ઓળખાણ નહિ એને રે;
ઓળખાણ તો ત્યારે થાયે, ઓળખાણ્ય જડે જેને રે. જીવ. ૧
અક્ષર ખાણ્ય પ્રણવ છે નરમાં, તેથી ઉપજે વાણી રે;
અવિરલધાર પાર નહિ પોખે, તેની વાત અજાણી રે. જીવ. ૨
પશું પંખી જે વાણી વદે છે, અક્ષર બે કે ચાર રે;
બાવન અક્ષર બોલી જાણે, એ નરનો અવતારરે. જીવ. ૩
સ્થાવર જંગમ જંતુ જાણી, સરજે સદા મહેશ રે;

માનવ મુર્તી મોટી જાણી, બુદ્ધિ આપી બેશ રે. જીવ. ૪
અંતરજામીને આધારે, જીવે છે સહુ જંત રે;
વિશ્વ માહિ વ્યાપક તે ઇશ્વર, સત્ય ધામ અનંતરે. જીવ. ૫
સર્વ વસ્તુમાં પુર્ણ રહ્યો તે પુર્ણ બ્રહ્મ કહેવાયરે;
જન છોટમ તેને જે જાણે, આવાગમન ન થાય રે. જીવ. ૬

કીરતન ૭ મું.

જે ઉપજે તે પ્રભુથી ઉપજે, કાઇ ન ઉપજે જીવેરે;
સુર્ય સદા જળ પોમે શોષે, તે નવ થાયે દીવેરે. જે ઉ. ૧
પ્રભુએ સરજ્યા સર્વ પદારથ, પૃથ્વી પાવક પાણી રે;
ચાર ખાણ્ય જીવોની જાતી, કહો એ ક્યાંથી આણીરે. જે ઉ. ૨
હરિનાં કરેલાં હાલે ચાલે, એકનાં હોય અનેક રે;
જીવે કરેલાં જડરૂપ સઘળાં, રહે છે એકનાં એક રે, જે ઉ. ૩
કોઇ મનુષ્ય બહુ બુદ્ધિ બળથી, કહે હું હરિ અવતાર રે;
આ અવનીનું એક પદારથ, તેણે ન થાય લગારરે. જે ઉ. ૪
જ્ઞાન બતાવા ગુરૂઓ સરજ્યા, તેજ ધણી થઇ બેઠા રે;
કહે છોટમ આ કળિજુગ માંહે એવા ઠગ બહુ દીઠારે. જે ઉ. ૫

કીરતન ૮ મું.

સામળિયો છે સહુની સામો, પામર તે નવ પ્રીછે રે;
આંખ્ય ઉઘાડી એને ન નિરખે, મન મળવાને ઇચ્છે રે. સા૦ ૧
ગંગા જમુનાં સરસ્વતી વહે છે, તરવેણીની તીર રે;
ત્યાં રહી મોહન વેણું વજાડે, હળધરનો વીરરે. સામળિયો૦ ૨
બાલ્ય ભાલ્યના ખેલ કરે છે, જમુનાંજીને આરેરે;
આહીરને આનંદ પમાડે, ગિરધારી ગઉ ચારેરે. સામળીયો૦ ૩
વ્રજ વનિતા સંગ કેલિ કરે છે, મહિ માખણ લે માગી રે;

એવા પ્રભુને જે જન પ્રીછે, તે પ્રાણી બડભાગી રે. સામળિયો. ૪
બ્રહ્મા જેનું રૂપ વખાણે, શંકર ધારે ધ્યાને રે;
કહે છોટમ એ કૃષ્ણ ઓળખો, સદ્ગુરૂ કેરી સાને રે. સામળિયો. ૫

## આજ સખી શ્રી વૃંદાવનમાં એ કાલેરા રાગનાં કી. ૩

### કીરતન ૧ લું.

આજ અનોપમ જ્ઞાન ઉપન્યું, દીઠી ભલી રચના બાળી;
અદ્ભુત ખેલ અખિલ કરતાનો, મેં નજરે જોયો ન્યાળી. આજ. ૧
ઉંચુ જોઉં તો અવની જેવા, અગણિત અધર ફરે ગોળા;
કોયક તાતા કોયક શીળા ભેદ ન જાણે ભોળા. આજ. ૨
ભુતળ ઉપર ભાતિ ભાતિની, અગણિત જીવતણી જાતી;
નર નારીનાં રૂપ અવનવાં, નામ જુજવાં બહુ ભાતી. આજ. ૩
ચર્મ પુતળાં ચૈતન દોરી, ખેલણહારને હાથ ખરી;
જેમ નચાવે ત્યમ સહુ નાચે, કળ તુટે તે જાય મરી. આજ. ૪
સૃજનહારને જાય સોધવા, ઘટમાં જેને બુદ્ધિ ઘણી;
પોત પોતાનું કલ્પી કહે છે, આત્મ આત્મની વાત ભણી. આજ. ૫
એક પૂતળું એમ વદે છે, સહજ થાય છે સૃષ્ટિ સહુ;
અળગો કોય નથી કરનારો, ઉપજે આપો આપ બહુ. આજ. ૬
એક કહે સહુ રૂપે સ્વામી; આપ ઇચ્છાએ જીવ થયો;
સ્વર્ગ નરકમાં પોતે વિલસ્યો, અરૂપ હતો તે રૂપ થયો. આજ. ૭
એક કહે સહુ કર્મે ઉપજે, જેનાં કર્મ હશે જેવાં;
નીચ ઉચ ને સ્થાવર જંગમ, તે કર્મે બનિયાં તેવાં. આજ. ૮
કોય કહે સહુ કામ ઇશનાં, માયા સંગે રોજ રમે;
માયામાંથી રૂપ બનાવે, અંતે માયા માંહિ સમે. આજ. ૯

એમ અનેક મતો જગમાંહી, કલ્પે વાત કહે કાચી;
ઉપનિષદનો અર્થ વિચારે, તે જન વાત લહે સાચી. આજ. ૧૦
નિજ ઇચ્છાએ સૃષ્ટી સરજે, નિજ ઇચ્છાએ નાશ કરે;
આદ્ય અંત્ય પ્રભુ એક બિરાજે, છોટમ એ સિદ્ધાંત ધરે. આજ. ૧૧

કીરતન ૨ જું.

જોને જાગી જીવ અભાગી, શું નિંદ્રામાં ઘોરે છે;
ષટ શતરૂ છે તારી સાથે, ધર્મ રૂપી ધન ચોરે છે. જોને. ૧
ઉંઘેલાને સુપન અવનવાં, શોક મોહ સંતાપ ઘણો;
જાગેલાને જન્મ ન ધરવો, ભક્ત તે ભગવંત તણો. જોને. ૨
ઉંઘેલાની આંખ્ય ન ઉઘડે, ઘેરી લેછે ઘેન ઘણું;
અખિલ લોકમાં ઉદય અર્કનો, તેજ ન દેખે તેજ તણું. જોને. ૩
નિંદ્રા નાગણ્ય સહુને ડસવા, અંતરમાંહિ પ્રવેશ કરે;
સદગુરૂ લક્ષ જે જન જાગે, તતક્ષણ તેનું ઝેર હરે. જોને. ૪
નિંદ્રા કાળણી છે, દેહ ધારી સહુને દમતી;
છોટમ જેને ધ્યાન ધણીનું, તેને રહે જાગી જમની. જોને. ૫

કીરતન ૩ જું.

કાળ તણા ભયથી સહુ કંપે, નર કહીં જાશે નાશીને;
અખિલ લોકપર અમલ એનો, જય બ્રહ્માંડ નિવાસીને. કાળ. ૧
સંસાર વૃક્ષ વેદમાં વખાણ્યું, અવ્યક્ત મૂળ કહ્યું એનું;
ત્રણ અંકૂળ ત્રિગુણી શાખા, જગત સકળ પસર્યું જેનું. કાળ. ૨
ચોદ માળમાં ડાળ એહનાં, પત્ર પુષ્પ ફળ નિત્ય ફળે;
તે સર્વે છે ભક્ષ્ય કાળનું, સર્વ સમૂળુ તરત ગળે. કાળ. ૩
લોક સમેત લોક પતિ કંપે, અવર જીવને કોણ ગણે;

નામ રૂપ ગુણ જ્યાં લગ દીશે, તે સર્વેને કાળ હણે. કાળ. ૪
સદગુરૂ સાચા જેને મળશે, અચળ અભયપદ એ આપે;
કહે છોટમ જ્યાં કાળ ન પોંચે, તે પ્રભુ રદમાં તે થાપે. કાળ. ૫

(છોટમકૃત કીર્તનમાળા ભાગ ૧ લો સમાપ્ત.)



# छोटम कृत कीरतन माळा.



## ભાગ ૨ જો.

### ગરબો. ૧

સમરૂ સૃષ્ટિનો સૃજનાર, સાર એ છે સદગ્રંથનો જો;
જ્ઞાન એનું ઉદાર, પાર પામિયે ભવ પંથનો જો. ૧
ઇશ્વ શક્તિયો અનંત, સંત કેઇ સહુ કો કથી જો;
વદે જેને વેદાંત, જંત લેશ લેતા નથી જો, ૨
કપિલ શેષને કણાદ, વાદ સારા વિધા તણા જો;
જૈમિનિ વ્યાસનો પ્રસાદ, સ્વાદ ગૌતમે લીધા ઘણા જો. ૩
સરસ સર્વનું સિદ્ધાંત, શાંત થઇએ સમજી કરી જો;
કર્મ બ્રહ્મ કેરો બોધ, શોધ વાત ભાખી ખરી જો. ૪
કૃપા સિંધુ કરતાર, વાર વાર એ વિચારિયે જો;
અખિલ લોકનો આધાર, નિરાધાર બ્રહ્મ ધારિયે જો. ૫
કર્યાં કોટિ ઘણાં અંડ, પિંડ સર્વે પ્રાણી તણાં જો;
ભુમી સોતાં બ્રહ્માંડ, ખંડ દેશ ત્યાં દીસે ઘણા જો. ૬

સર્વાં સૃજી કરી સધર અધર, અધર ધરિયાં આકાશમાં જો;
નદી નદો સિંધુ કુધર, મધુર મેઘ મહાકાશમાં જો. ૭
ભલાં રચ્યાં પંચભૂત, દૂત દેવો રચ્યા ભલા જો;
શક્તિ સગળે અનુસ્યુત, નિત્ય પુત રમે એકલો જો. ૮
ઇશ આપે સ્વતંત્ર, જંત્ર જીવો રાખ્યા જડી જો;
દુઃખ સહે થઇ દીન, હીન કર્મ બાધી નડી જો. ૯
જીવ કર્મ કરે જેહ, તેહ જાણે સાક્ષી રહ્યો જો;
શુભાશુભનો સદેવ, દેવ ફળનો દાતા કહ્યો જો. ૧૦
પિતા પુત્ર કેરી રીત્ય, પ્રીત્ય રાખી પાળે સહી જો;
હિતાહિતનો કેનાર, સાર વેદે વાતો કહી જો. ૧૧
હિતે હોય કામ સર્વ, ગર્વ ખોતાં ગતિ મળે જો;
અહિત આચરે જો એક, છેક તેને જમડા છળે જો. ૧૨
સુણે શ્રવણે જે વેદ, ભેદ જાણે તે ના ભમે જો;
મોહ પામે ઉછેદ, છે, છેદ માંડે નાવે કયમે જો. ૧૩
આજ્ઞા કીધી અવિનાશ, વાસ આકાશ આસને જો;
પૂર્ણ બ્રહ્મ છે પ્રયાસ, દાસ શેવે સાચે મને જો. ૧૪
સદાનંદ સ્વરૂપ, ભૂપ કોટી બ્રહ્માંડનો જો;
ધડે ધાટો અનેક, એક સ્વામી સહુ ખંડનો જો. ૧૫
નાથ કર્તા નિદાન, પાન હાલે આજ્ઞા વડે જો;
અતિ ઉગ્ર શક્તિવાન, જ્ઞાન વેદો માંડે જડે જો. ૧૬
વૃદ્ધા યુવા નહી બાળ, કાળ કેરાએ કાળ છે જો;
રાખે સહુની સંભાળ, પાળ દેરે પ્રતિપાળ છે જો. ૧૭
રચે ઇચ્છાથી રૂપ, ભૂપ કોરેથી ફળ ભરેજો;

સારી શક્તિયો અનૂપ, ચૂપ થઇને કારજ કરે જો. ૧૮
ઇશ આપે અદ્વૈત, દ્વૈત થાયે ધારયા વડે જો;
એવી રચનાની રીત્ય, નિત્ય શ્રમ તો કાંઇ ના પડે જો. ૧૯
કર્તા હતા મહેશ, શેષ સહુને શિર છે ધણી જો;
દેહ દીસે ને વેશ, લેશ ભાળે માયા ભણી જો. ૨૦
નામ એનું ઓંકાર, પાર કોએ પામે નહી જો;
નહી વસ્તુમાં વિકાર, સાર ઓત તણો સહી જો. ૨૧
પાવે નહી તે પરિણામ, ઠામ એકે રહ્યો ઠરી જો;
દ્વૈતાતીત એવું ધામ, શામ સઘળે રહ્યો ભરી જો. ૨૨
વિના કાન સુણે વાણ્ય, જાણ્ય નેન વિના વ્યક્તની જો;
ગ્રહણ કરે વિના પાણ્ય, માણ્ય મોટી અવ્યક્તની જો. ૨૩
આંપે ચાલે વિના ચરણ, ભરણ પોષણ કરે ઘણું જો;
એવો અશરણનો શરણ, હરણ દુઃખ દીનો તણું જો. ૨૪
ઘણું ગરબામાં જ્ઞાન, ધ્યાન રાખો રૂદે ધરી જો;
ભક્તિ આપે ભગવાન, માન માયા મૂકા પરી જો. ૨૫
ચેતી રાખો રૂડો ચાલ, ખ્યાલ ગાજ્યો ખાંતે કરી જો;
છોટાલાલ થાશો ન્યાલ, હેત રાખી શેવો હરી જો. ૨૬

**અલબેલીરે અંબેમાત જોવાને જઈએ. એ રાગની ગરબી ૨**

**ગરબી ૧ લી.**

માનવનું સુધરેમંન જો સતસંગમળે, જાણીને કરજોજતંન તનનાતાપટળે.ટેક
તાપટળેને પાપ બળેછે, લહો ધર્મનો મર્મરે, વિદ્યા વિનય વિવેક વધારે;
કરતાં ઉત્તમ કર્મ. જો સતસંગ મળે. ૧
પારસનો ગુણ કહે છે પ્રાણી,લોહતુંકંચનથાયરે, તેતો સારા જનનીસંગે,

પશુ બુદ્ધિ પલટાય. જો સતસંગ મળે. ૨
કામધેનુ કોઇ જુગમાં કેવી, પૂરણ કરતી કામરે, દેવ ગાય એ દુનિયાંમાંહિ;
ગુરૂ વિદ્યાનું નામ. જો સતસંગ મળે.
કલ્પવૃક્ષચિંતામણિ કહિયે, આગઝ હુંતાં એહરે, એવા ગુરૂછેગુરૂ વિદ્યામાં
તમે સમજજો તેહ. જો સતસંગ મળે. ૪
બાવન અક્ષર બાવનાચંદન, નહિબીજું નિરધારરે,અક્ષર પણુસરેની બાધે;
તે જાણે ઓંકાર જો સંતસંગ ૫
આંધ્યો છેએ અંતઃકરણને, વિદ્યાઅનેવિવેકરે, વચન પ્રકાશ વડે જો ઉઘડે
ઉપજે સુઝ અનેક જો સતસંગ મળે. ૬
કાગ તણાં કુકર્મ તજાવે, હંસતણો ગુણ હોયરે, સર્વ સાર પય પાન કરીલે,
તુચ્છ તજે જયમ તોય. જો સતસંગ મળે. ૭
શીલવંત સતધર્મ આચરે, સ્વર્ગતણાતે વાસીરે, એવા નરની શેવાસાર;
કરિયે તીરથ કાશી. જો સતસંગ મળે. ૮
સારાં લક્ષણ જેમાં સઘળાં, તે સાધુ કહેવાયરે, એવા નરને બાને બીજા;
ઢુંગી ધુતી ખાય. જો સતસંગ મળે. ૯
પામરને નવ હોય પરિક્ષા, છળ તે છેતરાયરે, અંધો અંધતણો કરઝાલે;
તે બંને અથડાય. જો સત ંગ મળે. ૯
પામરને નવહોયપરીક્ષા,છળછી તેછેતરાયરે, અંધો અંત ગે કરઝાલે;
તે બંને અથડાય. જો સતસંગ મળે. ૧૦
પેટ કાજ પાખંડી સઘળાં, લેસાધુનો વેશરે, કાગ કોકિલા સરખાં રંગે,
લક્ષણ ન મળે લેશ. જો સતસંગ મળે. ૧૧
પ્રથમપરીક્ષાપ્રીતેકરિયે,વળતી કરિયેરે સંગરે, કહે છોટમ સજ્જનનેમળીયે;
ઉલટ આણી રંગ જો સતસંગ મળે. ૧૨

## ગરબી. ૨ ૭

ચેતીને ચાળો રાજ, કહું તે કાન ધરો, આ અવસર આવ્યો આજ;
કાંઇ વિચાર કરો. ટેક.
પગ નીચેની રજના જેવું, એવું જાણો ધનરે,ઉડી જાતાં વાર ન લાગે;
માનો સાચુ મન. કહું તે કાન ધરો. ૧
ડુંગરમાંથી નદી નીકળતી, તેનો વેગ વિશેષરે,એમ જવાની જાતીરહેશે;
કાળા નહિરે કેશ. કહું તે કાન ધરો૦ ૨
આયુશ્યચપળઅતિશેએવું, જળ બિંદુ સમ જોયરે; જીવિનફેન, સરિખુ જાણો
એમાં સ્થિર નહિ કોય. કહું તે કાન ધરો૦ ૩
માટે શાણ્યુ સમજી લેજો, મહા વિદ્યાનો મર્મરે, સ્વર્ગદ્વાર ઉઘાડી આપે;
સેરો એવો ધર્મ. કહું તે કાન ધરો૦ ૪
અજાણ્યુ થઇઆળસમાં લહેશો,ખાશોમોટીખોટરે,જરાઆવીને વિટાઇવળશે
કાળ ચલાવશે ચોટ. કહું તે કાન ધરો૦ ૫
પાછળથી પસ્તાવો કરશો,વાત જશે સહુવ્યર્થરે ઘરલાગ્યુંને કુપખોદાવો;
એમ સરે નહિ અર્થ. કહું તે કાન ધરો; ૬
જ્યાં લગી દેહ બન્યો છેસારો,મરણતણીછેવારરે.ત્યાં સુધી દૃઢ ધારો ધર્મને;
કર ઝાલે કરતાર. કહું તે કાન ધરો. ૭
પ્રાણ ગયાપાછળ શું થાશે,ઘસતા રહેશો હાથરે,આ સંસાર તણાંજેસ્નેહી
કોયન આવે પાસ. કહું તે કાન ધરો૦ ૮
આગળ ઘણાકહીગયાએવું,મોટામુનિમહંતરે,જે સમજ્યા તે સુખમાં ઝીલ્યા;
સારા કહાવ્યા સંત. કહું તે કાન ધરો ૯
મોટા ધર્મ સર્વમાણુસને,સાર તણું છેસારરે, જનછોટમ શુદ્ધ ભાવ ધરીને;
ભજવો સરજનહાર. કહું તે કાન ધરો. ૧૦

## શરણ પડયો છું રે શ્રી હરી એ રાગની ગરબીઓ૦ ૫.

### ગરબી ૧ લી.

સમજણ સાધનરે, સાર છે, અણ સમજ્યાથી બહુ અથડાય
જળ જમ ભાસેરે, ઝંઝુવાં, પશુ અજાણમાં પીવા જાય. સમજણ. ૧
વચન વિચારીરે, બોલિયે, પરથમ ઉત્તમ સાધન એહ,
વચને ભ્રાંતીરે, થાય છે, વચને મટે સર્વ સંદેહ. સમજણ૦ ૨
સુવચન સુખનુંરે, મુળછે, કુવચન કલેશ તણો ભંડાર;
પાંડવા પીડારે, પામિયા, નિપજ્યો જાદવનો સંહાર. સમજણ૦ ૩
વચને ઝાળારે, ઉપજે, વચને શીતળ થાયે અંગ;
વચને વાલ્યારે, જાય છે, વચને ભાસે વસ્તુ અભંગ, સમજણ. ૪
વચને વેરીરે, વીસમે, વચને સજ્જન શત્રુ થાય;
વચને બંધનરે, પામશે, વચને જીવ મોક્ષમાં જાય. સમજણ૦ ૫
છોટમ સાધનરે, એ ખરૂં, બીજા સર્વે એની હેઠ;
શબ્દ નિસરણીરે, સરગની ચઢતાં હરી બેસશે હેઠ. સમજણ૦ ૬

### ગરબી ૨ જી.

સાચો બેલીરે, શ્રીહરી સ્વારથ સુધી સહુ સંસાર;
અંત્યે જાવુંરે, એકલાં, પાસે નહી આવે પરિવાર. સાચો૦ ૧
પ્રભુને ભુલીરે, જે ભમે, કરશે કુડ કપટ પાખંડ;
દુઃખ તે પામેરે, દોહલાં, દેશે જમના કિંકર દંડ. સાચો૦ ૨
વસમી વાટેરે, તે ચડે, જેણે કીધાં પાપ અઘોર;
દારૂણ દુઃખમાંરે, તે પડે, જે હોય જગદીશ્વરનો ચોર. સાચો૦ ૩
પુણ્યને પંથેરે, જે પળે, સતસંગ સાધન સત્ય વિચાર;
ભાવે પ્રભુનેરે, જે ભજે, તેને દુઃખ ના હોય લગાર. સાચો૦ ૪

અંત વેળાએરે, આપણો પ્રીતમ પ્રાણ તણો આધાર;
છોટમ સંગીરે સર્વદા, નહિ કાંઇ અળગો એક લગાર, સાચો૦ ૫

ગરબી ૩ જી.

સગપણ સાચુંરે શામનું, સદા સર્વદા સંગી એહ;
બીજું નહિ કોયરે, કામનું જેણે દીધો ઉત્તમ દેહ. સગપણ ૧
જઠરા મધ્યેરે, જાળવ્યો, માત પયોધરમાં પય પાન;
પ્રકટ કરીનેરે, પાળિયો, દીધું બુદ્ધિ તત્વનું દાન. સગપણ૦ ૨
હસ્ત ચરણનેરે, નાસિકા, રસના દંત નેત્રને કાન;
વાણી આપીરે, બોલવા, સમજ્યો સકળ વિષયનું જ્ઞાન. સગપણ૦ ૩
ભોજન છાદનરે, બહુ ભલાં સરજ્યાં સગળાં સરજનહાર;
જડ બુદ્ધિનોરે, જીવડો, ભુલ્યો એ પ્રભુનો ઉપકાર સગપણ૦ ૪
સુરજ સરજ્યોરે, ઇશ્વરે. વાયું અવનીને વરસાત;
પાલણ પોષણરે, પ્રીત્યેથી, કરે છે ત્રણ ભુવનનો તાત. સગપણ૦ ૫
એવો કર્તારે, ના લહે, પામર જીવ ભજે પાખંડ;
જમને હાથેરે, તે જશે, સહશે પાપ કર્મના દંડ. સગપણ૦ ૬
વચન વિચારીરે, વેદનાં, કરશો સોહં શબ્દ વિચાર;
છોટમ બંધનરે, છુટશે, થાશે ઇશ્વર શું એક તાર. સગપણ૦ ૭

ગરબી ૪ થી.

મહિમા મોટોરે, નામનો કલ્મીષ કોટિ જન્મનાં જાય;
પતિત પાવનરે છે સદા, જેને નિગમ નિરંતર ગાય. મહિમા૦ ૧
જગત ચરાચરરે. જે વડે, અધર રહ્યા છે અગણિત અંડ;
રવિ શશિ તારારે, તેવડે, પ્રાણી માત્ર તણા છે પિંડ. મહિમા૦ ૨
તારક કહિયેરે, તેહને, શમરે સંકર અજને શેશ;
વશ છે વિષ્ણુરે, તે વડે, હરદમ સમરે નામ હમેશ. મહિમા૦ ૩

નામ સરૂપીરે, તાંતણે, બાંધ્યા રૂષિ મુનિ દેવ સમેત;
બીજ સર્વનુંરે, એજ છે હઇયે ધરિયે આણી હેત. મહિમા૦ ૪
લક્ષ લગાવોરે નામનો મુકી સર્વ કપટ જંજાળ;
છોટમ સાધનરે, આ ખરૂં જ્યારે રીઝે બ્રહ્મ દયાળ. મહિમા૦ ૫

ગરબી ૫ મી.

દર્શન દેજ્યોરે દયા કરી, કરૂણા સિંધુ શ્રી જગદીશ;
સચ્ચિદ રૂપીરે, આપ છો, એવું બોલે છે શ્રુતિ શીશ. દર્શન૦ ૧
એકે કાળેરે, અનંતના, નેત્ર વિના નિરખો છો રૂપ;
લોક ચરાચરરે, જંતને, હાથ વિના સરજો છો ભૂપ. દર્શન. ૨
શ્રોત વિહુણારે સર્વનાં, વચન સુણો છો શ્રી જગનાથ;
સરજો પાળોરે, સંહારો, સર્વે કામ કરો છો સાથ. દર્શન. ૩
દર્શન આદિકરે, શક્તિયો, સઘળી છે તમમાં મહારાજ;
અરજ સુણીનેરે, ભક્તની, તેનાં સર્વ સુધારો કાજ. દર્શન. ૪
ચૈતન્ય રૂપીરે, આપ છો, નિજશક્તિ પણ ચૈતન રૂપ;
જેમ સાકરનારે, વૃક્ષના, અવયવ સાકર રૂપ અનૂપ. દર્શન. ૫
માયા ગુણ નહિરે, આપમાં, માટે નિગુણ કહેછે વેદ;
નિજગુણ સારારે, છે ઘણા, માટે સગુણ સ્વરૂપ અભેદ. દર્શન. ૬
સગળે વ્યાપકરે, છો સદા, અગણિત ગુણ માયાના ઇશ;
જન છોટમનીરે, આપદા, કૃપા કરી હરજ્યો જગદીશ. દર્શન. ૭

ઓરો આવને સલુણા પ્રભુ સામળા જો. એ રાગની ગરબિયો. ૩

કીર્તન ૧ લું.

પ્રભુ ભજન વિના પલક જાયછે વૃથા જો; માનો માવડાનો મેઘ જાયછે જથા જો,
પ્રભુ૦ ૧

કામ ધામના કલેશમાં કળી રહ્યો જો, આઠે પોર માયા મોહમાં મળી
રહ્યો જો પ્રભુ૦ ૨
સ્વરૂપ વિચાર્યું નહિ સચ્ચિદાનંદનું જો, ગુણાતીત ધ્યાન ના કર્યું
ગોવિંદનું જો. પ્રભુ૦ ૩
જેના નામથી અનેક પાપ જાય છે જો, એવા નામીને ભજે તો સુખ થાય
છે જો. પ્રભુ૦ ૪
પરા ભક્તિ પ્રેમ લક્ષણા આવ્યા વિના જો, મૂળ મનથી ન જાય દુષ્ટ
વારના જો. પ્રભુ૦ ૫
પ્રેમ થાય પ્રીછ હોય ગુરૂ જ્ઞાનની જો, વિના પ્રીછ વૃત્તિના રહે દૃઢ ધ્યાનની
જો. પ્રભુ૦ ૬
સમજો એમ નાચે કૂદે ના મળે હરી જો, એક ઠામ ચિત્ત રાખિને જુવો
ઠરી જો. પ્રભુ૦ ૭
પૂર્ણ બ્રહ્મમાં સ્નેહ રહે જેહનો જો, કહે છોટમ ધન્ય ધરયો દેહ તેહનોજો.

કીરતન ૨ જું.

ભેદ જાણ્યા વિન ભમે શું ભૂલ્યમાં જો, બાનુ વૈષ્ણવનું ધરીને તું ફુલ્યમાંજો.
ભેદ૦ ૧
કંઠી બાંધી તને મંત્ર કહ્યો કાનમાં જો, પણ સમજ્યો નહિ સદગુરૂની
સાનમાં જો. ભેદ૦ ૨
ગુંજા અગ્નિ જેમ માની રહ્યાં માંકડાં જો, મત બાંધી રહ્યાં જીવ એમ
રાંકડાં જો. ભેદ૦ ૩
તું તે કોણ છે ને દેહ તે કોણે કરયો જો, એવા કરણી કરતારને શું વીસર્યો
જો ભેદ૦ ૪
તત્વમસિ કહ્યું વેદમાં તું તેહનો જો, અખિલ લોકમાં પ્રકાશ રહે જેહનો
જો ભેદ૦ ૫

તેહું તેહું કરી બોલ હરિ વુજ કનેજો, તેને સમરય શુદ્ધ ભાવથી સાચા
મને જો. ભેદ૦ ૬
એમ જાણી ભજો તજો અન્ય આશરો જો, પ્રભુ પ્રકટ થશે પારુથી ખરે
ખરો જો. ભેદ૦ ૭
મહા બ્રહ્મકેરૂં જ્ઞાન જે કો જાણશે જો, છોટમ સદગુરૂ કૃપાએ સુખ માણશે
જો. ભેદ૦ ૮

કીરતન ૩ જું.

બારે રાશિયે બાંધ્યા છે જીવ જંત્રમાં જો, માટે ધ્યાન રાખી જોને મૂળ
મંત્રમાં જો. બારે૦ ૧
મેષ જાયછે નિમેષ કર્મ કલેશમાં જો, ચિત્ત ધારય નિત્ય ધર્મ વૃષભ વેશમાં
જો. બારે૦ ૨
મિથુન ભાવમાં સંતોષ શું માની રહ્યો જો, કર્ક શત્વબાધ સુખ માનીને
સહ્યો જો. બારે૦ ૩
સિંહ કાળ છે કરાળ સર્વને ગળે જો, કન્યા આદિ દાન કોટી કરે ના ટળે
જો. બારે૦ ૪
ધનુષ સત્ય ધર્મ જ્ઞાન બાન ધારિયે જો, ભક્તિ સાધન કરી જન્મ મકર
મારિયે જો. બારે૦ ૫
કુંભમાં પડેલા મીનની જેવી ગતી જો, એવી છે સંસાર માંહિ આપદા
અતિ જો. બારે. ૭
એમ જો વિચારી તારી લે તું જીવને જો, છોટમ સત્ય જાણી સમર સાચા
શીવને જો. બારે૦ ૮

રસિયા આવજોરે રાતે એ રાગની ગરબી. ૨

કીતન ૧ લુ.

મહાપદ લાધ્યુંરે જેને, બીજાં સાધન ન રહ્યાં તેને. ૧

સહજ સમાધીરે લાગી, અનુભવ જ્યોતિ નિરંતર જાગી. ૨
અનહદ વાજાંરે વાજે, પરણુત અરણુવ શે રે ગાજે. ૩
ગંગા જમનારે વહે છે, તરવેણીમાં તાલ મળે છે. ૪
જન ત્યાં આવેરે ઝાઝા, ત્યાં છે સકળ તીરથનો રાજા. ૫
દેવ મુનીનોરે મેળો, ભાવિક સંઘ થાય છે ભેળો. ૬
અક્ષય વટ છેરે એમાં, વિશ્વપતિનો વાસો તેમાં. ૭
તે તીરથમાંરે ન્હાશે, કાગ મટીને હંસ થાશે. ૮
પિંડજ તેમાંરે ધરશે, એકોતર શત કુળ તો તરશે. ૯
નિર્મળ થાશેરે કાયા, પ્રેમ પ્રયાગ વિષે જે ન્હાયા. ૧૦
સત્યપુરૂષો નીર સંગે, છોટમ ન્હાયો પરમ ઉમંગે. ૧૧

## કીરતન ૨ જું.

સમરથ સદગુરૂરે દાતા, સેવે શંકર વિષ્ણુ વિધાતા. ૧
મુનિ જન મહિમારે જાણે, જસ બહુ વેદ પુરાણ વખાણે, ૨
અનુભવ ઝાઝેરે જેનો, શબ્દ અતોલ અમૂલ્ય એનો. ૩
દૈવી જીવોરે જાગે, ભવ બ્રમ્હાનો સંશય ભાગે. ૪
મહા મતિમંતરે માણે, મંદમતિ તે મરમ ન જાણે. ૫
જૂઠા જગમાંરે હેરા, ખલ જ્ઞાની એ જીવ બસેરા. ૬
આળ પંપાળેરે વળગ્યા, નિજ કરતાથી કીધા અળગા. ૭
તે શું પ્રીછેરે પ્રાણી, ગુરૂની ગમ જેણે નવ જાણી. ૮
અનુભવી ફેરીરે વાણી, આગમ નિગમે તે પરમાણી. ૯
તે નવ પરખેરે પાપી, કલ્પિત બોલે મનથી પાપી. ૧૦
સદગુરૂ કહિયેરે તેને, જ્ઞાન નયન મોટું છે જેને. ૧૧
જ્ઞાન ફળનું રે આપે, જન છોટમ મહાપદમાં થાપે. ૧૨

## નારાયણ નામ લેને તું પ્રાણીરે, એ રાગની ગરબી. ૧

### ગરબી. ૧ લી.

સદા પ્રભુ પ્રેમનો છે સંગીરે, નવધા ભક્તિ તણો એ રંગી. સદા. ટેક
આકાશનો ઇશ્વર વાશીરે, રહ્યા અગણિત અંડ પ્રકાશીરે;
પ્રેમે ભક્તને આવ્યો ભાશી, સદા પ્રભુ૦ ૧
રવિ કિરણથી કમલ વિકાસેરે, એમ પ્રેમે લહે પ્રભુ પાસે રે
ભવ રોગ સમુળો નાસે. સદા પ્રભુ૦ ૨
લોહ ચુંબકનો ગુણ પામીરે એની સુરતીરે ઉત્તર સાંમીરે;
જીવને જાણે છે અંતરજામી. સદા પ્રભુ૦ ૩
દુરદર્શક યંત્ર સહાયરે, છેટે હોય તે છે પાસ જણાયરે;
એમ પ્રેમે પ્રભુ નિરખાયરે સદા પ્રભુ૦ ૪
નેત્રે જોવામાં જે નવ આવે રે, સુક્ષ્મદર્શકને દરસાવે રે;
એમ પ્રેમે ઇશ ઓળખાવે. સદા પ્રભુ૦ ૫
વીજળી તારમાં જણવે વાતરે, પ્રેમે લક્ષ લાગે પ્રભુ સાથરે;
હરિને મેળવે હાથોહાથ. સદા પ્રભુ૦ ૬
કહે છોટમ સાધન અન્યરે, નવ આવે પ્રેમ સમાનરે;
આઠે પહોર એથી રહે ધ્યાન. સદા પ્રભુ૦ ૭

## અવસર જાયછેરે મનુષાદેહનો મોંઘો એ રાગની ગરબીયો ૪

### કીર્તન ૧ લું.

પ્રાણી પામ્યોરે દુર્લભ માણસ દેહી, સે ન સંભારેરે સરજનહાર સ્નેહી ૧
મિથ્યા બાજીરે, જગત તણી છે જુઠી, અંતેજાતું રે એક પલકમાં ઉઠી. ૨
સે ન વિચારેરે, પાપી પામર પ્રાણી, ખોટા ખોટું રે; લેછેસાચુ જાણી. ૩
કલ્પાન કરતારે, કલ્પ ગયા છે કેટી, મોહ પમાડે રે, હરિનીમાયામોટી.૪
કરમ ભરમનીરે,ગ્રંથીમાં ગુંચાયો,ફેરા ફરતાંરે, એક આરો નાઆવ્યો. ૫

ઉંચ નીચમાંરે, પશુ પંખી નરનારી, શ્વાન સુયર ખરરે,કીટ કાગ મંજારી ૬
આગળ ધરીયારે, દેહ અરોગી એવા, નરદેહ પામીરે, કરપ્રભુજીની સેવા.૭
ભાવ ધરીનેરે, ભક્તિ કરને પ્રાણી. પરમેશ્વરનારે, મહિમાલેને જાણી. ૮
જે હરિ ભજશેરે તેનો ફેરો ટળશે, જન છોટમનોરે, સ્વામી સહજેમળશે. ૯

## કીરતન ૨ જું.

રસિયાજનનેરે,એરસઉરમાંએરસઉરમાંભાવે,નિજકર્તાનીરેસાથેસ્નેહલગાવે. ૧
ઉર અંતરમાંરે, રટણુ નિરંતર લાગે અખંડ ખુમારીરે, ઉગ્ર અનુભવજાગે. ૨
આવરણુ ભેદીરે, અકલ પુરૂષને પેખે, દિવ્યસ્વરૂપનેરે,દિવ્ય દ્રષ્ટીયે દેખે. ૩
પલક ન ભૂલેરે,પ્રેમસ્નેહી પ્યારો, પ્રભુને જાણેરે, જે સહુથીછે ન્યારો. ૪
રચના દેખીરે, રચનારેને જાણે, છોટમ તે જનરે, મહાનંદને માણે. ૫

## કીરતન ૩ જું.

નિજકર્તાનારે,જોગ કરે તે જોગી, મહા જ્ઞાનરસરે,માણેભાવિકભોગી. ૧
શુક સનકાદિકરે, નારદસરખામાણે, દત્તરૂષભ સુતરે,જોગીજનેકવખાણે.૨
એરસ ઉભરાયોરે, વ્યાસતણામુખમાંથી,જેણે ઝીલ્યોરે, મુક્ત થયાતેત્યાંથી.
કપિલકરૂણાદેરે, શંકર શેષે ગાયો, પરમહંસનેરે, એ રસ પ્રીતે પાયો. ૪
અખંડખુમારીરે, રસ પીતાં આવે, ચિદ નભ માંહેરે, સહજે સુરતસમાવે
તાલી લાગેરે. તાર ન તુટે જેને, અણુંને તોલેરે જગત ન દીસેજેને. ૬
અદ્વૈત પદનેરે, જે સમજ્યા તે એવા, દ્વૈત છતાં તોરે, સાચીકરવી સેવા.૭
ઇષ્ટ ઉપાસનરે, પૂરણ પ્રેમે કરવું, છોટમ તેનેરે, સહજે ભવજળ તરવું. ૮

## કીરતન ૪ થું.

હરિ કરૂણામાંરે શું કાચું છે તારે, આ દેહ આપ્યોરે ભવસાગરને આરે. ૧
નેત્ર નિરખવારે, તુજને આપ્યાં નાથે પ્રકાશ કરવારે, સૂર્ય કર્યો તે સાથે.૨
સુણવા સારૂરે, કર્ણ કર્યાં કર્તારે, સુગંધ લેવારે, નાક કર્યું તેવારે. ૩

સ્વાદ જણાવારે, રસના આપી રાજે, વાણી સારૂરે, વદન કર્યું મહારાજે.
હાથો હરિયેરે, આપ્યા કારજ કરવા, પેટ કર્યુંકેરે, આહાર પાણી ભરવા.
ચરણ ચાલવારે દયા કરીને દીધા, મુખના સારૂરે, સ્વાદો ખટરસકીધા.
વસ્ત્ર આભૂષણરે, વાહન સરજ્યાં ભાઈ, અન્નઓષધીરે, મેવાને મીઠાઇ. ૭
સ્વાદ સર્વેનારે, સરજ્યા તારે કાજે,પોષણ કર્તારે, ઇશ્વર એકવિરાજે. ૮
પ્રભુના સરખોરે, કોય નથી ઉપકારી, સમરપ્રભુનેરે તેં મેલ્યો વિસારી. ૯
કર્યું કરતારેરે,તે માન્યુંછે તારૂં, જમને દ્વારેરે, દુખ સરજ્યાં તે સારૂ. ૧૦
તૃષ્ણા લહેરેરે, પ્રુજને તાણ્યો કામી, હરિને ભુલ્યોરે, લંપટ લુચ્ચુ હરામી.
ગુન્હો ઘણો છેરે, વિશ્વાધાર વિસાર્યો, હરી નવ જાણ્યારે, તે અવસર હાર્યો.
જોબન જાસેરે, જરા આવશે દોડી, અંતે થાશેરે, આ તનની રાખોડી.૧૩
વાડી વણસતારે, ઉડી જાશે ભમરો સાસઉસાસેરે,છોટમપ્રભુને સમરો. ૧૪

## ગરબીઓ. ૨

### ગરબી ૧ લી.

સાંભળરે મન, સાર તણું કહું સારજો;માણુસ તનુ તો છે મુક્તિનું દ્વારજો;
તે માટે તું કરને તત્વ વિચારજો; આવરદા તારોરે, એળે જાય છે. ૧
જોબન તારૂં જેવો રંગ પતંગજો, ઉડી જાશે, નહિરે ટુઆવો ઢંગજો;
જો જાણું તો કર સદગુરૂનો સંગજો, શા. માટે ખોટામાં ખોટીથાયછેર
કોણ દેહને, તુંતે કોનો અંશજો, સાખ્ય યોગથી જાણી લેને વંશજો;
કાગ મટીને થઇરે હરીનો હંસજો. ક્ષીર નીરનો નીવેડો ત્યારે થશે. ૩
પ્રથમ વિચારી, જોને તારૂ તનજો, રજવીરજથી. થયું છે રતનજો;
જઠરામાંહે, હરિયે કર્યું જતનજો; તે પ્રભુને ભજતાં રે દુખ સર્વે જશે.૪
દેહ કર, પ્રુજને દીધો કરતાર જો, પંચ ભૂત દશ ઇંદ્રીને નવ દ્વારજો;
સુખને કાજે, કર્મ કરે અપાર જો, મરવું ને અવતરવું ફરવું ફરી ફરી. ૫

પૂણ્ય પાપના ફળથી સુખ દુખથાયજો, તે ભોગવવા સ્વર્ગે નરકે જાયજો;
ઊંચ નીચનો, દેહ ધરી અફલાય જો, કો કાળે તું બેઠો નહીરે ઠરી ઠરી ૬
માન મુકીને સત ગુરૂ શરણે જાશોજો, સાચો મારગ મનતનવચને સહાશોજો
ધ્યાન કરીને,નીજકરતાને ધ્યાશોજો, મહા ત્રિધાથીકર્મભરસહજેસમે૦ ૭
પ્રથમ વિચારી,જુવો પોતાનું આપજો, કર્તા પ્રભુનેરાખો શિરપર થ.પજો.
પુરણ પ્રેમે, જપશો ચૈતન જાપજો, જન છોટમ તેજગજીવનમાંહેરમે. ૮

## ગરબી. ૨ જી.

કાયા કુંજગલીં, છે વંદ્રાવનજો, ગુણુની ગ્રંથી તે ગરિ ગોવર્ધનજો;
ચોવીશ તત્વપ્રકૃતી ગોપી જનજો,પ્રાણ વાયુ તે જમનાં લેહેરેજાયછે.૧
નવે દ્વારમાં દેવ રહ્યાનવ નંદજો, જીભ જશોદા ઘેર રમે ગોવિંદજો;
સકલ સાથને ઉપજાવે આનંદજો, નિત્યનુતન લીલારેવજમાં થાયછે. ૨
પ્રથમ પ્રભુએ પાપ પુતનામારીજો ઘણાઅસુરથી, જન લીધા ઉતારીજો;
બ્રહ્મા ઈંદ્ર રહ્યા,હરિ આગળ હારીજો, કામ ક્રોધમદ અઘઅગધેનુકમારિયા ૩
શીલસહજશુભલક્ષણ ગોકુલ ગાયજો, તે સર્વે શ્રીકૃષ્ણ જાચરાવાયજો;
જાગૃત સપનું.ભાંડિર વડની છાંયજો, વીષય વાસનાકાલીદુખથીનીવારીયા.૪
ત્રિવિધતાપ દુખદાવાનળ સમાવ્યોજો, ભક્તિશરદનિશાપુનમદીનઆવ્યોજો;
તે સર્વે ગોપીજનને મન ભાવ્યોજો, મોહને વજાડીરે મધુરી મોરલી.૫
તે મોરલિએ, સરવેનું મનમોહ્યુંજો,સુરત રાત્રિકાએ સુણવા ચિતપ્રોયુંજો
બામનિયોએભવવૈભવસુખખોયુંજો, ચતુરાઓ ચાલીરે સહુ ટોળે મળી૬
ગગન મંડળમાં વાજે અનહદ નાદજો, માનનિઓ ચાલી મુકી મરજાદજો;
રસિયા સાથે કીધો રસનો વાદજો; સામળીયા સંગેરે સહુ રંગે રમી. ૭
પરાપાર પરમેશ્વરતોકેવાસજો, ત્યાં જઇ કીધો રાધાજીએ રાસજો;
પ્રેમે પ્રકટ્યા કોડી સૂર્ય પ્રકાશજો, જન છોટમ ગોપી તે ગોવિંદને ગમી

## ઉભારો અલબેલા ક્ષણું સંજોગ, એ રાગની ગરબીઓ. ૩

### ગરબી ૧ લી.

શ્રુતિ શાસ્ત્રમાં કહ્યો સનાતન ધર્મ, પ્રાણી પ્રીત્ય કરીને પાળજોજો;
કોય પ્રકારે કરવાં નહિ કુકર્મ, ટેવ નઠારી સર્વે ટાળજોજો. ૧
મુવા પછી મડદાને લેઇ મશાંણ, બાંધવ જન બાંધીને બાળશેજો;
જીવ તણો તે સહાય થાશે કોણ, તે વેળાનાં દુખ કુણ ટાળશેજો. ૨
માટે ચેતી ચાલો મારા મિત્ર, ધીરજ રાખી ગ્રહજો ધર્મનેજો;
પ્રભુનું ભજન કરીને થાઓ પવીત્ર, સમજો મોટા જનના મર્મનેજો. ૩
શ્રવણ કરીને કરિયે શુદ્ધ વિચાર, ઉજ્વલ એમ થશે મન આપણુંજો;
છોટમ ભજિયે સમરથ સરજનહાર, એવા કરતાં સુખ આપેઘણું જો ૪

### ગરબી ૨ જી

આનંદ સાગર અખિલ ભુવનના તાત, પાવન રૂપ પ્રભુ પરમાત્માજો;
સદચિત રૂપ સનાતન છો સાક્ષાત, મારા કોટી ધુના કરજો ક્ષમાજો.૧
પ્રભુ વિસારી ભજ્યા ઘણા પરપંચ, જગજીવન કર્તા જાણ્યા નહીજો;
સમજી ન શકે બુદ્ધિ મારી રંચ, કલ્પિત મન માંહે ભમતી કહીજો. ૨
ગુણના સાગર હાથે ગ્રહજો બાંહ, ત્રૈ વેધ દુખથી મુજને તારજો જો;
રાખી લેજો ચરણ કમળની છાંહ, પતિત પાવન પાપ નિવારજોજો. ૩
પરમ દયાળુ અક્ષય સુખદાતાર, અનંત શકતી મહીમા અતિઘણોજો;
છોટમના પ્રભુ સર્વેના આધાર, જાહેર જશ જેનો સોહામણોજો. ૪

### ગરીબો ૩ ત્રીજી.

માથે મોટું મરણ તણું છે સાલ, નહાનાં મોટાં સર્વેને નડેજો;
ઘણા ઘણા લેઇ કાળ ભરે છે ગાલ, ખાતાં કરતાં ક્ષણુએના ખડેજો.૧
રહી શકે નહિ રાજા રાણા રંક, એની આગળ કોય ન ઉગરેજો;

સમરથ શુરા કોયની ન ધરે શંક, અડર અતુલ બળથી એ ના ડરેજોર;
જોતાંજોતાં ઝડપ ઝપેટી જાય, જનની જઠરે આવ્યા જેટલા જો;
રોકી તેને કોઇથી કેમ રખાય, તાકીને લઇ જાયે તેટલા જો. ૩
વિજળીનાથી જેનો વેગ વિશેષ, સઘળે સરખો તે પોચી શકેજો;
વ્યાપક સરખો દીસે દેશ વિદેશ, આરોગે સહુને એકે તકેજો. ૪
અગણિત બ્રહ્માંડ સરવછે એનો આહાર, મુખમાં ભરે પદારથ માત્રનેજો;
અતિ ભયંકાર દહાવે ક્રૂર અપાર; નિર્દય ન ગણે પાત્ર કૂપાત્રને જો. ૫
એવો શાત્રુ અંતરાયો અદભુત, શઠ અહંકારીને સુજે નહીં જો;
દૂખદાયક છે દેવ તણો એ દુત, બહુ મદવાળા નર બુઝે નહીં જો. ૬
પ્રામ વિનાને ન પડે તેની ફાળ, અનેક અધરમથી નવ ઓસરે જો;
વરણાગીમાં મરડે મુછના વાળ, દોષ કોષને ભરતાં ના ડરે જો. ૭
લટકે મટકે ચાલે મચ્છર માંહી, ધન જોબન અમલના જોરમાં જો
કુકર્મ કરતાં ભય નવ રાખે કાંઇ, તીખો થઇને ચાલે તોરમાં જો. ૮
વિધવિધ વૈભવ વનિતા સંગ વિલાસ, સુતવિતસુખ દેખી મનમાં છકેજો;
તેના મનમાં તલભર ન મળે ત્રાસ, બહુ કેફી થઇને બીજું બકે જો.૯
મુષકને જેમે પકડે છે મઝાર, હરેક પ્રાણીના એ હાલ છે જો;
માટે કાંઇક કરને મન વિચાર, ખોટો દુનિયાંનો એ ખ્યાલ છે જો.૧૦
ક્ષણભંગુર છે સુખના સરખો ખેલ, જોતાં જોતાં ફાટી જાય છે જો;
કાળથી ચક્ર કાઢે સહુનું તેલ, ઉગરવાનો એક ઉપાય છે જો ૧૧
આનંદ સાગર અખંડ બ્રહ્મ છે એક, તન મન ધન તે ઉપર વારિયેજો;
છોટમ પ્રભુને ભજીએ રાખી ટેક, હીંમત હૈયેથી નવ હારીયે જો. ૧૨

## મારગડો મેલોરે મોહનજી, એ રાગની ગરબીઓ.

### ગરબી ૧ લી.

વારૂંછુ મનડારે મુજને વાગી, સતિયેની શિખામણ સારી માનજો;

ભજન તજીનેભવસાગરમાંથું ભમે, ધરને કર્તા પરમેશ્વરનું ધ્યાનજો. વા. ૧
સુખ દુખનું કારણરે મન તું છે સદા, પાપ પુણ્યને બંધ મોક્ષ તુજ હાથજો;
સુખને અર્થે સાધનતુંસાધેઘણાં, કર્મ શુભાશુભ આવે તારી સાથજો. વા. ૨
અણસમજે તું અવળાં સાધન આચરે, તેણે તારા ન ટળે શુદ્ધ વિકારજો.
દેખા દેખી તીરથ વ્રત ઝાઝા કરે, એથી તુજને વધે છે અહંકારજો. વા. ૩
સર્વ તજીને ભજને સરજનહારને, તેથી તારું નિર્મળ થાશે અંગ જો;
સદ્ગુરૂને શબ્દે રે સુરતા રાખને, કરજે સાચાસજ્જન કેરો સંગજો. વા. ૪
ધ્યાનધરીને જગદાધારને જો ભજો, ભક્તિ રસથીભાગે સર્વ વિકારજો;
જ્ઞાનથતાંતુંનો ચેતનમત થઇજશે, છોટમ પછુ વિચારશેનહીઅવતારજો વા. ૫

ગરબી ૨ જી.

મારગડો જાણોરે મહા પૂરૂષો તણો, સમજી લેજો સર્વેનું સિદ્ધાંતજો;
તત્વમસિએ મહાવાકયછેવેદમાં, લક્ષ્ય લહીને સજ્જનથાજોશાંતજો. મા. ૧
એ રસનાં ભોગીરે કોયક અનુભવી, બીજા સરવે દેખાદેખી ગાયજો;
લક્ષ્ય વિના ગુરૂ લાગતાદિસે લોકમાં, તેણે શ્રોતા જનનું કામનથાયજો મા. ૨
ગ્રંથ સુણી તે જ્ઞાની થઇગરજે ઘણા, જ્ઞાન વીના નહિ આપ તણો ઉદ્યોતજો.
વસ્તુ તણો તોનિશ્ચયનહીવાચાલને, પ્રકાશનકરે ચિંતામણીનીજ્યોતજો મા. ૩
વાણીનો દાતારે રહે છે વેગળો, પોખે સહુ તે રહ્યો પરાની પારજો;
વસ્તુને જાણી ન શકે તે વૈખરી, સમજીલેવાસદ્ગુરૂશબ્દવિચારજો મા ૪
નિર્ગુણ છેજગનાથ નિરંજન એકલો, અનંતશક્તિ અગણીતગુણઆધારજો;
તે પ્રભુજીને પારખી ભજજો પ્રીતથી, સફળ થાયછે તે નરનો અવતારજો. ૫
સગુણ થઇને જ્ઞાન પ્રકટ પોતે કરે, તે કહેવાયા વ્યાસાદિક અવતારજો;
નજરૂપેજગનાથ અખંડસ્વરૂપછે, છોટમ સમજી ભજીયે જગકર્તારજો મા. ૬

ગરબી ૩ જી.

ભક્તિ ના ભાવે તે જીવ અભાગિયા, સેવકાને જયમ ન ગમે ગંગા સ્નાનજો;

ઝેરતણાં અંકુરરે જેમાં જાગીયા,વિષધરને જાણ્મ નસલુ અમૃત પાનજો.ભ.૧
જલધરનું જળવહાલુંસકું તરૂજાતિને, અધમ જવાસો એનીરે સુકાયજો;
ઉલટું અભાગી રૂડી માને રાત્યને,અર્કતણેઅજવાળેઆંખ્યમિંચાયજો.ભ.૨
ચંદ્રતણો ઉદ્યોત ગમે નહિ ચોરને, અધમ અવિદ્યા અંધારે ઉમંગજો;
ધણીશું હેત ન હોય હરાયા ઢોરને,શઠને નગમેસારાજનનોસંગજો ભ.૩
ગર્દભને તો વૃષ્ટીકાળે ના ગમે, મુઢ અનીતી ઉન્હાળે મકલાયજો;
કુલટાકંથતજીકોયકસંગેરમે, વ્યસનીને વટલ્યાની ભ્રાંતિ ન થાયજો. ભ. ૩
નીતીના ભાવેરે નર નાદાનને, વેશ્યાને તો ના ગમે સતીની વાતજો;
સારૂ ને નરતું તે સરખુ શ્વાનને, તાપવંતને તૂપે હોય ઉતાપજો. ભ. ૫
વાનીના લાડુથી રીઝે વંતરાં, મામર પ્રીતિ કરી પૂજે પાખંડજો;
હંસ હોય તેમુકતાફળચાવેખરાં,ભજેવિવેકીજાણી બ્રહ્મ અખંડજો. ભ ૬
ફેર ચડેલો સર્વેને ફરતાં લહે, કોઇનું સાચું કહ્યું ધરે નહિ કાન જો;
કમળાવાળો સર્વેને પીળું કહે શુભ થયેલાને કાંઇ ન રહે સાનજો. ભ. ૭
પુણ્ય તણાં ફળ પ્રકટેજેપ્રાણી તણાં, પ્રભુની સાથે તેને ઉપજે પ્રીત્યજો;
જનછોટમ કહે તેનાં તપ જાણો ઘણાં, રૂડી જેને ભક્તી કેરીરીત્યજો. ભ. ૮

ગરબી, ૪ થી.

જ્ઞાન વિના સાધન તે સર્વે ફોગછે, જપ તપસાધનસર્વે સ્વપ્ન સમાનજો;
જ્ઞાન વિના જગજીવન ક્યાંથી જડે, અંધાનરનેભાસેનહિકાંઇભાનજો.જ્ઞા.૧
નિજકર્તા નવજાણ્યા ભુલ્યો આપને, મોહ મદ્ય બહુ વ્યાપ્યુંજેનેમનજો;૧
જયમ છે તેને તો દરસે નહી, અવળો ચાલે કરે ઉપાસન અન્યજો. જ્ઞા. ૨
દિશા ભમેલો દેશ ન જાણે આપણો, પુરવને તો પશ્ચિમ પરઠે તેહજો;
જડપુજેને જડઆરાધે જડમતી, નિજ આત્માતો માને છેજડદેહજોજ્ઞા. ૩
પાખંડીએ ભુલવિયા ભવસો કને, કપટ કરીને બાંધ્યા મતના ગ્રંથજો;
વચને વાહ્યાજથે રાખવા જીવને, મનુષ ભજાવી કર્યો પ્રપંચે પંથજો જ્ઞા.૪

અંશ અંશની પ્રીછી નહિ પરનાળિકા, મનુષ નામને માન્યો મોટોમંત્રજો
મુળ મહેષ મૂર્તિની કીધી થાપના. પંચતત્વનો ઉભો કીધો જંત્રજો ગ્ના. ૫
શુભકર્મે નર સ્વર્ગતણું સુખ ભોગવે, અશુભકરે તે અધમ યોનીમાં જાયજો;
ચોરાશી લખ તનમાંજન ફરતો ફરે, કોઇકાળે તે જીવબ્રહ્મનાથાયજો.ગ્ના. ૬
શુદ્ધ માર્ગ દેખાડે સર્વ મુમુક્ષુને, ભાગ્ય જાગથી મળે ખરા ગુરૂ રાજજો;
અગાધ બોધકહે જે શ્રુતિમાંહેકહ્યો, જનછોટમ તેજનનાંસુધરે કામજો. ગ્ના. ૭

## ગરબી ૫ મી.

સજનો સાચા શ્રુતીવેત્તા ગુરૂ સેવિયે, જુઠાથી કાંઇ જનનું ન સરે કાજજો;
પુરાણ રચતાંબળતા ઉપનીવ્યાસને, નારદ મુની મળિયા તોભાગી દાજજો; ૧
જાણુ સકળ જગનારે જનકેતેડિયા, શમદમ સાધન કરતા મહા મુનીશજો;
અષ્ટાવક્ર અનુભવી ગુરૂજીઆવીયા, દિવ્યજ્ઞાન દેઇ દરસાવ્યા જગદીશજો.સ.૨
કોટિ ઉપાસન કરે કુશળ કોઇ કર્મમાં, એવા ગુરૂતોપ્રભુને કહે પરોક્ષજો;
પીછવિયો શુકજીએ પરિક્ષતરાયને, બ્રહ્મજ્ઞાન આપીને કીધો મોક્ષજો. સ. ૩
ભરત ભેટિયા રહુગણને રસ્તે જતાં, સંશય છેદી ક્ષણમાં કીધો શાંતજો;
દત્તગુરૂએ શંકર સુતને દયા કરી, મળીયા જ્યારે મહાનુભાવ મહંતજો.સ. ૪
શિવજીએ સમજાવ્યાં સતીનેસાનમાં, અમર કરયાંતે આપ્યો આત્માલક્ષ્યજો;
કૃપા કરી કૃષ્ણેરે પારથ પ્રીછવ્યો, ઉધવને મહાપદ આપ્યું પ્રત્યક્ષજો. સુ.૫
શુકજીને સમજાવ્યા જનકે જે કહી, આદિ ઇશ્વરે અજને કીધો બોધજો;
પરશુરામનેદત્તેહરિ દરસાવિયા, શાંત થયાને સમિયો સઘળો ક્રોધજો સુ.૬
વસિષ્ટ મુનિયે બોધ આપિયો રામને, ભારે ભાખ્યો બ્રહ્મ વિદ્યાનો ભેદજો.
ભીષ્મપિતાએ પાંડવ સર્વે પ્રીછવ્યા, કૃષ્ણ સમીપે કર્યો પાપનો છેદજો,સુ. ૭
સદગુરૂ વિન કોઇ જનને જ્ઞાન મળેનહી, કુગુરૂ કરતાં સરે ન આત્મઅર્થજો
જન છોટમ કહે આરત ઉપજે જેહને, શરણુ ગ્રહીને સેવો ગુરૂ સમર્થજો સુ.૮

## અથ કથા મહિમાની ગરબીઓ. ૨

### ગરબી ૧ લી.

સહુ સાંભળજોરે, કથા હરીની હેતે. ટેક.

અખિલ જગત ઉપજાવ્યું જેણે અપાર શક્તી એની;
નેહ ધરીને નરને નારી, કથા સાંભળો તેની. સહુ. ૧
નાદ સિંહનો સાંભળતામાં, જેવાં મૃગલાં નાસે;
જનની એમ અવિદ્યા નાસે, પ્રભુનું જ્ઞાન પ્રકાશે, સહુ. ૨
શરદ ૠતુ જ્યમ જળના મળને, ટાળી સ્વચ્છ કરે છે;
એમ શ્રવણથી મનના સઘળા, મલિન વિકાર હરે છે. સહુ. ૩
કથા શ્રવણ નહિ જેને કાને, તે તનુ તરૂવર જેવી;
શ્વાસ ધમણના જેવા જાણો, કહીએ ઉપમા કેવી. સહુ. ૪
કોઇ હીન કથા શ્રવણ જે ન કરે, ખરથી તે નર ખોટા;
પાપ ભોગવે જઇ જમપૂરમાં, માર સહે તે મોટા. સહુ. ૫
કથા રૂપીયું અમૃત જેણે જેણે, કરણ પુરે કરી પીધું;
તીર્થ માત્ર જે ત્રણ લોકનું, તેણે સઘળુ કીધું. સહુ. ૬
અતી સુખને ઉત્પન્ન કરે તે, કથા પ્રભુની કહીએ;
પ્રભુ કથામાં ભાવ ધરીને, જન સુણવાને જઇએ. સહુ. ૭
સુંદર સરિતા કથા સરૂપી, જે ઠેકાણે વહે છે;
તે ઠેકાણે પાપી જનનાં, સરવે પાપ દહે છે. સહુ. ૮
આનંદી જન ઇશ્વર કેરા, કથા શ્રવણના રસિયા;
ઇશ્વર કથા થાય જે ઠામે, ત્યાં જઇને તે વસીઆ, સહુ. ૯
ઇશ કથા કીરતનને ઉચ્છવ, ન બને જે ઠેકાણે;
મશાણ સરખું તેને માનો, વરણ્યું વેદ પુરાણે. સહુ. ૧૦

વિદ્યા વિનય સહિત હરિના જન, તે સહુને હિતકારી;
તેના મુખની કથા શ્રવણુથી, સુઝ ઉપજે સારી. સહુ. ૧૧
શ્રવણુ ભકતી એ શાંડિલ્ય મુનીએ, ઉત્તમ કહી છે એવી;
જન છોટમ કલિમળ હરનારી, નહિ કોઇ એના જેવી. સહુ. ૧૨

ગરબી. ૨ જી.

મહિમા મોટારે, કથા શ્રવણુનો કહાવે. ટેક.
વાત લખી છે વાયુ પુરાણે, તે કહું છું વિસ્તારી;
શ્રવણુ કરાવી શાંડિલ્ય મુનિએ, દીધા પ્રેત ઉધારી. મહિ૦ ૧
પુણ્યધામા નામે રૂષિ પાવન, સત્તજુગ કેરે અંતે;
કથા શ્રવણુથી તે મુનિજનને, કૃપા કરી ભગવંતે. મહિ૦ ૨
ગંગાથી બે ગાઉને છેટે, આશ્રમ હુતો એનો;
તપ બીજાથી કથા સાંભળે, મહિમા વાધ્યો તેનો. મહિ૦ ૩
એક સમે એ આશ્રમ માંહે, વૃહત્તપા મુનિ આવ્યા;
પુણ્યધામાએ પુંજા કીધી, ભલા રૂદેમાં ભાવ્યા. મહિ૦ ૪
વૃહત્તપા તે વિવિધ પ્રકારે કથા નિરંતર કહેતા;
પુણ્યધામા તે પ્રીત્ય કરીને, સુણીને સુખમાં રહેતા. મહિ૦ ૫
સ્નાન વીધી સવારે ઉઠી, કૂવે તળાવે કરતાં;
નિત્ય કર્મમા દશ ગાયત્રી, એમ્હું સહુ આચરતા. મહિ૦ ૬
અનેક તીર્થથી અધિક જાણુતા, કથા શ્રવણુ સુખકારી;
ભોજન કરી કરાવી મુનિને, શુણુતા સત વ્રતધારી. મહિ૦ ૭
હરિ કથામાં હેત ધરીને, સાંભળતા ને ગાતા;
સમીપ વહેતી સુર સરિતા પણુ, ત્યાં કોઇ દિન નવ નહાતા. મહિ૦ ૮
એમ કરતાં દિન ઘણુા ગયાને, ગ્રંથ ઘણુા સાંભળીયા;

વેદ વેદાંગ સાર સમજીને, સંશય સઘળા ટળીયા. મહિ૦ ૯
શ્રવણુ મનનથી શુદ્ધ થયું મન, સ્વરૂપ વિભુનું ભાસ્યું;
અખિલ જગત કરતાર બ્રહ્મનું, અદ્વૈત જ્ઞાન પ્રકાસ્યું. મહિ૦ ૧૦
અધિક પ્રેમ હરિજનના ઉપર, વિશેષે લાગે વાહલા;
અલક્ષણુ ઇશ્વરને નવ ભુલે, મનની કીધી માળા. મહિ૦ ૧૧
સુતાં બેસતાં ખાતાં પીતાં, ભગવતને ના ભુલે;
અષ્ટ પ્રહર આનંદ મગનમાં પ્રેમે હઇયું ફુલે. મહિ૦ ૧૨
એક સમે દિન અસ્ત થયોને, બે રૂષિ આવ્યા બીજા;
પુણ્યધામાએ પ્રેમે ભેટ્યા, રૂદિયા માંહી રીઝયા. મહિ૦ ૧૩
ઉષ્ણોદકથી સ્નાન કરાવી, ભાવે ભોજન દીધાં;
કામની સહિત કહે કરજોડી, અમને પાવન કીધાં. મહિ૦ ૧૪
મહાનુભાવનો સંગ મળ્યો, એ અધીકું પુણ્ય અમારૂં;
સર્વ પદારથ સુલભ છે પણુ, દુર્લભ દર્સન તમારૂં. મહિ૦ ૧૫
પુરણુ ભાગ્ય હોય જે પ્રાણીનાં, ભક્ત બ્રહ્મ ના ભેટે;
અનેક સાધન બીજાં છે પણુ, સત સંગતીની હેઠે. મહિ૦ ૧૬
વાતો કરતાં રજની વીતી, સર્વ સવારે જાગ્યા;
પુણ્યધામાને પેલા બે જણુ, પ્રીત્યે પુછવા લાગ્યા. મહિ૦ ૧૭
કહોને ગંગા રહી કેટલે, બહોળો માર્ગ બતાવો;
ઇચ્છા હોયતો અમસંગાથે, આપે ચાલી આવો. મહિ૦ ૧૮
કરજોડી પૂણ્યધામા કહેછે, ગંગા મેં નહિ દીઠી;
વૃહત્તપાના મુખની મુજને, લાગે વાણી મીઠી. મહિ૦ ૧૯
ગંગા છે એ ગારૂની ઉપર, લોક સરવે એમ કહે છે;
મારૂ મન તો કથા તીર્થમા, નિશદિન સ્નાન કરેછે. મહિ૦ ૨૦

તમ સરખા પૂરૂષોની સેવા, કથા પ્રભુની ભાવે;
એથી અધિકું મારા મનમાં, બીજું કાંઈ ન આવે. મહિ૦ ૨૧
એવું શુણિને બે રૂષિઓએ, ધિક ધિક મૂખથી કીધું;
આવા દૂષ્ટ વિપ્રનું આપણે, અન્ન ઉદક કયાં લીધું. મહિ૦ ૨૨
પૂણ્યધામાની નિંદા કરીને, ગંગા ઘણી વખાણી;
એથી દુખ લાગ્યું ઇશ્વરને અદૃષ્ટ થઇ ગયું પાણી. મહિ૦ ૨૩
સરિતા માંહે સઘળે ફરિયા, હિમાલયે જઇ હારયા;
અદ્રષ્ટ થયેલી ગંગા તેથી, ના દીઠી જળધારા. મહિ૦ ૨૪
ગદ ગદ કંઠે કરી સ્તુતીને, અતિ ઘણું અકળાયા;
ગગન ગિરાએ ગંગા બોલી, મહા બ્રહ્મની માયા. મહિ૦ ૨૫
કથા તણી તમે કરી અવજ્ઞા, પ્રભુને લાગ્યું માઠું;
એ અપરાધે અદૃષ્ટ થઇને, ગંગાનું જળ નાઠું. મહિમા. ૨૬
પુણ્યધામાની પાસે જઇને, ક્ષમા માગશો જયારે;
પરમેશ્વર જો પ્રેમે રીઝશે, ન્હાવા પાંમશો ત્યારે. મહિ૦ ૨૭
તે વેળાએ તે રૂષિયોએ, કહ્યા પ્રમાણે કીધું;
ગુપ્ત થયેલી ગંગા પ્રકટી, તેને દરસન દીધું મહિ૦ ૨૮
હરા કથાપર હેત ઉપજ્યું સહુ તીરથથી સારૂ;
જો સમજ્યાથી અજ્ઞાનીનું, તરત ટળે અંધારૂં. મહિ૦ ૨૯
ઉપરના મળ જળથી જાયે, કથા મનો મળ હારી;
છોટમ કહે શુભ ભાવ ધરીને, સુણજો નર ને નારી. મહિ૦ ૩૦

## રાગ ઠુમરી.

### ઠુમરી. ૧ લી.

પિયાસે પ્રિતિ લગી, મેરી ઓરપર નંજર ન જાય. ટેક.

કમલ રવીકી પ્રતીસે રે, અસ્ત ભયે કુમલાય;
સોળ કળા ઉગે સસી, તોય આપન દેખે તાય. પિયાસે. ૧
શુકતી સ્વાતી બિંદુ કરે, લેત અધરશે ધાય;
સાગર જલ પીવે નહિ, તબ મુક્તાફળ હો જાય. પિયાસે. ૨
પ્રીતિ ચંદ્ર ચકોરકીરે, દેખે સુરત લગાય;
અમૃત આવે ચચુમે રે, જલતી અગનકું ખાય. પિયાસે. ૩
પ્રીતિ બપૈયા મેઘકીરે, ઔર નીર ન ચહાય.
પડયા ભૂમિસો ના પીએરે, ગગન ધાર મટકાય. પિયાસે. ૪
મણિધરકું પ્રિય મોરલી રે, મૃગ વીણા સુણી ધાય;
આપા દેવે ઓરકું રે, દેહ ગેહ વિસરાય. પિયાસે. ૫
પાણી પ્યારા મીનકુ રે, વિછુરત જીવડા જાય;
પયસે પીડા ના મિટેરે, સાગર સલિલ સરાય. પિયાસે. ૬
મોર ગગન ધન દેખકેરે, પિઉ પિઉ કરત પોકાર;
દુઃખ ગિને નહી દેહકોરે, ઇચ્છત પર ઉપકાર. પિયાસે. ૭
ભમર કમલકી પ્રીતિસેરે, રહત સદા લોભાય;
ચંપાવનકું ના ચહેરે, મહા મકરંદ સરાય. પિયાસે. ૮
પિયા મિયા સબકો કહેરે, ગાન તાનમે ગાય;
જીને પાયા અપના પિયા, વાકે નેન બેન પલટાય. પિયાસે. ૯
નેનાંસે ન્યારા નહીરે, સાસ ઉસાસ સરાય;
છોટમ સદગુરૂ જો મિલે, સોઉ પિયા દેત દરસાય. પિયાસે. ૧૦

## ઠુમરી ૨ જી.

ફકીરી લે ફિરે કોઇ પિયારે, મિલનકે કાજ. ટેક
સીસ જટા નખ ધારકેરે, અંગ વિભૂતિ લગાય;
આસન અચલ દ્રઢાય કેરે, બેઠત ધુણી ધિકાય. ફકીરી. ૧

કોયક મુંડ મુંડાયકેરે, ભગુવા ભેખ બનાય;
નગરીસે ન્યારા રહેરે, ભીખ માગકે ખાય. ફકીરી૦ ૨
કોયક કેશ ખેંચાયકે રે, કંત ગરમ જલપાન;
એડા જૂઠા સબ ભખેરે, મલિન ફિરે જયું શ્વાન. ફકીરી૦ ૩
કોયક જંગમ હોયકેરે, ઘર ઘર ઘંટ બજાય;
સેલી સિંગી કોયકું રે, ફિરતા કાન ફરાય. ફકીરી૦ ૪
દેખા દેખી સબ કરેરે, મન કલ્પિત આચાર;
પિયા દંભશે ના મિલેરે, મિલત મિષ્ટ આહાર. ફકીરી. ૫
પ્રભુ આરાધે પ્રેમસે રે, શુદ્ધ કરે મન કાય;
છોટમ દંભ તજે સહીરે, પિયા મિલતહે તોય. ફકીરી. ૬

## હરિનોમારગછેશુરાનોનહિંકાયરનું કામજોને.એરાગનાંધોળ. ૨

### ધોળ ૧ લું.

ભરમે ભુલ્યા, તે નર ભટકે, ફરી ન બેસે, ઠામે જોને;
મન વાણીનું, મૂળ વિચારે, તે પુરણપદ, પામે જોને. ૧
પૂરણ કેરો, પ્રભા ન ત્રુટે, અગણિત અંડ રચાય જોને;
જેમ બીજથી, વૃક્ષ બને છે, એ અદ્ભુત મહિમાય જોને. ૨
અણુને આદે, અખિલ જીવના, સરજે સઘળા, ઘાટ જોને;
એવા કરતા, ને ઓળખાવે, ગુરૂ કરવા તે, માટે જોને. ૩
એ પદના જે, હોય અજાણ્યા, તેથી ન સરે કામ જોને;
વૈદ ઓષધી, જો નવ જાણે, કેમ કરશે, આરામ જોને. ૪
ઓષધ કેરૂં, નામ સમરતાં, જનનાં દુખ ના જાય જોને;
હોય સજીવન, મૂળી સાચી, તે સેવે સુખ, થાય જોને. ૫
એમ વિચારી, તત્વ ઓળખો, સદગુરૂ કરજો સાચા જોને;

ઢુંગી દેખી, જો ધુતાશો, તેથી રહેશો, કાચા જોને. ૬
કાચા રહીને, કુકર્મ કરશો, જાશો જમને હાથે જોને;
કંઠીવાળા, કોરે રહેશે, કોય ન આવે, સાથે જોને. ૭
ગ્યાની ગુરૂને, શરણે રહીને, કરજો તત્વ વિચાર જોને:
ઓટમ સરજન, હરિ ભજીને સુખથી પામો પાર જોને. ૮

ધોળ ૨ જું.

સત્ય નહી તે, ધર્મજ શાનો, દયા વિના શું દાન જોને,
મન વશ નહિ તે, તપ પણ શાનું, શીલ વિના શું, સ્નાન જોને; ૧
ભાવ વિના તે, ભક્તિ શાનિ; ભક્તિ વિના શું ગ્યાન જોને;
પ્રીતી હોય તો, પડદો શાનો; ધૈર્ય વિના શું, ધ્યાન જોને. ૨
સદ્દગુણ નહિ તે, સાધુ શાંનો; તૃષ્ણા ત્યાં શો, ત્યાગ જોને;
ગ્યાન વિના તે, ગુરૂજન શાનો; કંઠ વિના શો, રાગ જોને. ૩
ભ્રાંતિ રહી તે, અનુભવ શાનો; સાચો ન મળે, શોધ જાને;
ધરમ બ્રહ્મની, કથા ન જાણે; તેને શાંનો બોધ જોને. ૪
પ્રતાપ નહીં તે, પ્રભુતા શાની; સીદ્ધી વિના શો સિદ્ધ જોને;
દૈવત નહિ તે, દેવજ શાંનો; રાંકપણે શી, રીદ્ધિ જોને. ૫
વિનય વિના તે, વિધા શાંની, દાન વિના શો દામ જોને;
નીર વિના તે નવાણુ શાંનુ, ધણી વિના શું ધામ જોને. ૬
કહ્યું હવે તે કવિજન શાંનો, શૌર્ય વિના શો શૂરો જોને;
સાચ જુઠનો કરે નિવેડો, તે તો પંડિત પુરો જોને. ૭
સર્વ ગામિની સતી ન કહીએ, લક્ષય વિના શી ટેક જોને;
સાચ જુઠની કિંમત ન કરે, છળમાં પાડયા છેક જોને. ૮
સાચા પ્રભુને જે નવ શોધે, તે નર કહિયે કાચા જોને;

કહે છોટમ નિરધાર કરીને, વેદતણી એ વાચા જોને. ૯

## અનીરૂધજીની ઘોડલી. એ રાગનાં ઘોળ. ૩

### ઘોળ ૧ લું.

જેણે પકડયો છે નીતીનો પંથ, સદા સુખ તેહને;
ગુણ ગાય ઘણા ઘણા ગ્રંથ, આપે જસ એહને; ટેક
સોળ કળાએ શોભતોરે. જેવો પુનમનો ચંદ;
શીતળકારી સર્વનેરે, આપે અખિલ જીવોને આનંદ. સદા. ૧
આંખ્યમાં અમ્રત ભરયું રે, દીસે પરમ દયાળ;
પરઉપકારી પુરૂષનીરે, વાધે સગળે કીરત્તિ વિશાળ. સદા. ૨
ભક્તિ મુક્તિની જુક્તિ જાણે, વળી જાણે, પરમ વિવેક;
વિમલ વચન ઉચ્ચારતાંરે, ટાળે દુર્ગુણ દોષ અનેક. સદા. ૩
નરનારી કે નરપતી રે, નીતિ નિપુણ જે હોય;
અમર કીરતિ એહનીરે, જેજેકાર કરે સહુ કોય. ૪
કૃપા ઘણી કરતારનીરે, જેના ઉપર હોય;
નીતિ નિવાજે તેહનેરે, તેને પાપ ન પરસે કોય. સદા. ૫
સકળ તરૂમાં શોભતુંરે ચંદનનું તરૂ સાર;
નીતિવાળા નર તે સમારે, તેનો સુફળ ધરયો અવતાર. સદા. ૬
આ લોકે જસ ઉજળોરે, પરલોકે મળે માન;
નીતિવાળા નરને સદા રે, મોડે ભાવ ધરી ભગવાન. સદા. ૭
નીતિ હોય નરને વિષે રે, તેમાં જ્ઞાન નિવાસ;
જન છોટમ તેને રૂદેરે, ભાસે પૂરણ બ્રહ્મ પ્રકાશ. સદા. ૮

### ઘોળ ૨ જું.

નવ અંતર થાય ઉકેલ, જ્ઞાની સદગુરૂ વિના.

ખોટા જાણે નહિ ભવ ખેલ, ન થાય ઉપાસના. ટેક
સાડાત્રણ મણ સુત્ર ખુચાયું, તેનો હાથ ન લાધ્યો તાર;
શું કરે બુદ્ધી બાપડીરે, જેના ઘટમાં ઘણો અંધકાર. ગ્યાની. ૧
તે અંધારાં ઉલચતાંરે, બીજા અનેક ઉપાય;
અનુભવ અરક ઉગ્યા વિનારે; કોય કાળે તે અળગુ ન થાય. ગ્યાની. ૨
ક્યાં થકી જીવ આવિઓરે, પીંડ રૂધ્યે ક્યાં વાસ;
પીંડ પડયા પછી ક્યાં જશેરે, તેનો કોયે ન કીધો તપાસ. ગ્યાની. ૩
એમ વિચાર વિના ગયારે, ઘણા ઘસતા હાથ;
સદગુર લક્ષ્ય લહ્યા વિનારે, કયમ મળશે ત્રીભુવન નાથ. ગ્યાની. ૪
તૃષા ન શીટે તોયવિન, ભુખ ભોજન વિન નવ જાય;
ગુરૂ વિના હરી નંવ મળેરે, જો કરીયે કોટી ઉપાય. ગ્યાની. ૫
થોડા માંહી ઘણું કહ્યુ પણ કોય ન બેસે ઘાટ.
છોટમ સજ્જન સમજશેરે, અમે દુર્જન બારે વાટ. ગ્યાની. ૬

## ઘોળ ૩ જું.

જેને ઉગ્યો છે અનુભવ અર્ક, એવા કોય અનુભવી;
તમ રૂપી શમ્યા છે વિતર્ક, કંથન શું કથે કવી. ટેક.
અનુભવ અર્ક ઉદે હવો, તે જાણે સારાસાર;
સર્વ તત્વ તપાસતાં, જેને ઉપજ્યો છે વિમળ વિચાર. એવા. ૧
ન્યુનાધિક તે ન્યાય કે છે, નિંદે નહિ લવલેશ;
તત્વ ગણાવે ત્રિલોકનાંરે, એવો અનુભવિયાનો દેશ, એવા. ૨
શબ્દ ઉંચરે સહજમાં, તેની સાક્ષી પૂરે ગ્રંથ;
પરમેશ્વરને પામવારે, પોતે પ્રકટ બતાવે પંથ. એવા. ૩
સ્વારથ તેને એટલોરે, મુમૂક્ષુ મોક્ષે જાય;

અધમ અવિદ્યા નિવારવારે, ઘણાં ગ્રંથ કરી ગુણ ગાય એવા. ૪
પૂર્ણ પુણ્ય હોય પાછલાં, બહુ જપ તપ યજ્ઞ ને દાન;
અનુભવી જન એને મળેરે, આપે લક્ષ્ય અલૌકિક જ્ઞાન. એવા. ૫
બબે લોચન સર્વનેરે, સુરીને અધિકું એક;
ધર્મિકને દશ લોચનોરે, અનુભવિને તો નેન અનેક. એવા. ૬
ધર્મ દગાદિન આંધળા તે, વેશ દેખીને વવાય;
શબ્દ ન પરખે સંતનારે, તેને જયમ તાણે ત્યમ જાય. એવા. ૭
ઇશ્વરનું આપ્યું ભખેને, આપ કરે ઉપકાર;
છોટમ એવા પુરૂષનોરે, ધન્ય અવની ઉપર અવતાર. એવા. ૮

## કંકુ છાંટી કંકોતરી મોકલી. એ રાગનાં ઘોળ. ૩ ઘોળ ૧ લું.

જીરે શુંરે ઉંઘે છે અજ્ઞાનમાં આવો અવસર એળે જાય;
વળતી તે શું થાય, જાગી જોને જીવડા. ટેક
જીરેજોબનતારૂંરેશે જતું, કાળા ધીટશે સઘળા કેશ, વરવો થાશેવેશ.જા. ૨
જીરેદંતનોઅંતજોઆવશે,ઢીલાંવાળશેતનકેરાંઢોલ,બોલાશે અર્ધા બોલ. જા. ૩
જીરેઆંખ્યનુંતેજઓછું થશે,કર્ણકાનેપડે જોને ધાક, બોલાવે દેઇહાક. જા. ૪
જીરેહાથહેઠેદેઇઉઠશો,એમકરતાં તે પગ અકડાય, ઝડપ ન ઉઠાય. જા. ૫
જીરે જોર જરાનુંરે જોરાલ્યો, જાતો રેશે જુવાનીનો રંગ,કરેકભિંગ. ૬
જીરે એવી વેળાનીરેઆપદા, ત્રાહિ ત્રાહિ ભુવનનાનાથ,ઝાલેકોણુહાથજા. ૭
જીરેતેરેવેળાએસગાં તાહરાં,રેશેક્યાંથીપાસે દિનરાત્ય, જર્જર થાશે ગાત્ર. ૮
જીરે તારે તમાસોતેવેસમે, કરશેવનિતાસહિતઉપહાસ,નાવેપુત્રપાસ. જા. ૯
જીરેએવેસમેતારાઅંગનો, કેવો પાળશોશોચ આચાર,વિવેક વિચાર.જા.૧૦
જીરેતેસમેસાધનશુંથશે નહિ કહેવાય શામ કે રામ, ન લેવાયનામ જા.૧૧

જીરે એવું વિચારીને આજથી, પાણી પેહેલી બાંધી લેને પાળ, સુંદર્મ સંભાળ. જાગી. ૧૨
જીરે સતસંગસારોનેસત્કથા,તેથી સમજીલે તત્વ વિચાર. જગકર્તાર.જા૧૩
જીરેકુડકપટ છળછાંડીએ, પરનિંદા પ્રપંચને દ્રોહ માયામદમોહ. જા. ૧૪
જીરે નાસ્તિકભાવન રાખવો ભજો એક ખરોભગવાન સૃષ્ટિઅનુમાન. ૧૫
કારીગર વિના કારજ ન નિપજે, સોની વિના નવ હોય સોના ઘાટ, વણકર વિના પાટ જા. ૧૬
જીરે જગત કરેલુંજગદીસનું, એમ નિશ્ચે જાણો નિરધાર, છે સરજનહાર.
જીરે એવા પ્રભુજીને આશરે, રહિયે રાખીને વિશ્વાસ, થાયે દુખ નાશ.
જીરે ભક્તિ તે સાચા ભાવથી, કરિયે મુકીને મનના વિકાર, તારે સંસાર
ભજ છોટમ પુરણ બ્રહ્મને, એની ભક્તીનો અધિક પ્રતાપ, કરે ગુનામાફ.

ધોળ ૨ જું.

જીરેસંસાર સાગર જાણવો એમાં મોહ માયા બહુ નીર, છે શોકસમીર ઉત્તારી લે આત્મા. ૧ ટેક.
જીરેતૃષ્ણાતરંગોઅતી ઘણાં, બહુ સંકલ્પ લહરી કલોલહરખનાહિલોલઉ૨
જીરે ભ્રાંતીરૂપી ભમરાવળે, બહુ વાસનાબુદબુદા થાય, ફુલ્યા ફુટી જાય. ૩
ફોગટઇચ્છા તે ફીણ વળે ઘણાં, વિષ જાણીયે વિષયવિકાર, ઇર્ષારૂપીખાર
જળજતું દીસેબહુજાંતયના, મદમાન આદે મહા મચ્છ,કામાદિકકચ્છ. ઉ. ૫
ઘણા ગર્વરૂપીબહુ ગ્રાહ છે,લોભ આદે તિમિંગિલત્યાંય; ગળેપળમાંય.ઉ.૬
પ્રભુ પરમકૃપાળુએ પ્રીતથી, દીધો તુજનેરૂડોનરદેહ;તરવા ભવતેહ. ઉ. ૭
અતિ દુર્લભ છે સહુ દેવરે, સહુ સુકૃતસાધન ધામ; કરવાશુભ કામ. ૮
નરદેહ અનોપમ નાવ છે, જેને સદગુરૂ છે કર્ણધાર; કરે ભવપાર ઉ.૯
સુંધો વાયુ કૃપા શ્રીહરિ તણી; સદા જનની કરે છે સાહ્ય ત્રિભુવનરાય.
એવો સંજોગ પામી સંસારમાં, ખોસે નરદેહ રૂપિયુંનાવ;ફરી નાવે દાવ.

જન્તુ જંગમ તીરથ જાણવા; તેને મળતાં મનોમળ જાય; કરે શુધકાય.
એવા આત્મઘાતી અભાગીયા, નવ રાખે હરી સાથે હેત; તે અધમઅચેત
ચિતવૃત્તી સુકાન સંભાળીએ, ધ્રુવતારો તે બ્રહ્મનું ધ્યાન; લહીગુરૂ જ્ઞાન.
કહેછોટમ આપ ઉદ્ધારીએ, રાખી પ્રભુમાં નરંતરલક્ષ; તજી સહુ પક્ષ, ઉ.૧૫

## ધોળ ૩ જું.

જીરે સાર ભલુંછેસંસારમાં હોય નીતી નિપુણ નરનાર; સત્ય વિચાર,જીવક ધન તેહનું. ૧
સત્યશીળ ક્ષમા ગુણ શોભતા, દયા દાન વિચાર વિવેક; ધર્મ દ્રઢ ટેક.
સદ વિદ્યા કળા ગુણ ચાતુરી; ઉગ્ર અનુભવ આતમ લક્ષ; તજી સહુપક્ષ.
ગુરૂ ભક્તીને સજ્જન સંગતી;સદશાસ્ત્રને જોગ અભ્યાસ; આનંદ નિવાસ.
સ્થુળ સૂક્ષ્મ કારણ પરહરી; મહાકરણ ઉપર આપ;પરશે નહિ પાપ. ૪
જેણે લક્ષ્ય લહ્યો ઓંકારનો; નહિઅક્ષર બિંદુત્યાંય; વિષ્ણુપદમાંય જી. ૬
જનઉગ્ર ભાગી એવા જગતમાં, તેતો જાણો હરી તણા હંસ ઇશ્વર તણા અંશ જીવ. ૭
વસે ભક્તિભાગીરથી જેહમાં,અધીજમનાંતેભગવતધર્મ,સમેતસુકર્મ. જી.૮
બ્રહ્મતનયા તે બ્રહ્મવિચારણા, વસેત્રેણીતે પરમ વિજ્ઞાનનિરંતરધ્યાન. ૧૦
મહા ભાગ્યે એવા જનજોમળે,ટાળેતનમનકેરાવિકાર, તારે સંસાર જી. ૧૧
કહે છોટમએવાસુજાણનું, જાણો જગતમાંજીવ્યુંપ્રમાણ,કરેકલ્યાણજી. ૧૨

## એક રાગનાં ૪ ધોળ—૧ લું.

જીવતણી જડતા ટળે સત્તસંગતથી, હોય પુરણપ્રેમનું પાત્ર, સાચાસત્તસંગથી.
સદગુણ સઘળા આવશે સતસંગથી મટે મનથકી દુર્ગુણ માત્ર. સાચા० ૧
અંતર ચક્ષુ ઉઘડે સતસંગથી, સુજે તે થકી સાર અસાર. સાચા०
સ્થૂલ સૂક્ષ્મ માયાતજે સતસંગથી, જાણે આપપરાની પાર. સાચા०

તત્ત્વમસિ પદ તે લહે સતસંગથી, જાણે જીવ બ્રહ્મનો ભેદ; સાચા૦
પુરૂષોતમ પ્રભૂ પામીએ સતસંગથી, જેનું રૂપ વખાણે વેદ. સાચા૦ ૩
ભ્રાંતી વેમ હોય વેગળા સતસંગથી, ઉર ઉગે બોધ અગાધ; સાચા૦
ક્લેશ ટળે સહુ કર્મના સતસંગથી, મોહમાયા કરેનહિ બાધ. સા૦ ૪
પાપ તાપ સહુ વામિએ સતસંગથી, મટે માનસ રોગ અપાર; સા૦
આઠે પોહોર આનંદમાં સતસંગથી, હરી સાથે રહે એક તાર. સા૦ ૫
હેતે મળે હરિ જનને સતસંગથી, કોટિ જન્મના પુણ્ય પ્રતાપ સાચા૦
દોષ કોશ તેના બળે સતસંગથી, જપે ચેતન બ્રહ્મનો જાપ. સાચા૦ ૬
જન્મ મરણ ભય ટાળિયે સતસંગથી, તેને ન્યૂન રહે નહિ કાંય; સા૦
છોટમ મહાપદ પામિએ સતસંગથી, મળે ચેતન સાગર માંય. સા૦ ૭

## ધોળ ૨ જું.

સાર જડે સદગ્રંથનો સતસંગમાં, જગકર્તાનું રૂપ જણાય. ઉલટથી અંગમાં
પાર જડે સહુ પંથનો સતસંગમાં, એક ઇશ્વર નિશ્ચય થાય ઉલટ૦ ૧
તોલ જડે સહુ તત્વનો સતસંગમાં, ભાસે સ્થાવર જંગમ ભેદ; ઉલટ૦
લક્ષ લહે ચેતનનો સતસંગમાં, સાચો સમજાએ સૂક્ષ્મ વેદ. ઉલટ૦ ૨
સ્થુલ સુક્ષ્મ દેહ જાણિએ સતસંગમાં, પછી કારણ દેહ જણાય. ઉલટ૦
મહાકારણ માયા લહે સતસંગમાં, પ્રભૂ પરમકારણ પરખાય. ઉલટ૦ ૩
પરાપસ્યતી ને મધ્યમાં સતસંગમાં, હોય વૈખરી વાણી વિલાસ. ઉલટ૦
અખિલ ભૂતનનો આતમા સતસંગમાં, પોતે જાણે પોતાની પાસ ઉ૦ ૪
આચારજ કરૂણા કરે સતસંગમાં, પછી દરસાવે દિવ્ય સ્વરૂપ; ઉલટ૦
છોટમ સુખ પામે ઘણું સતસંગમાં, વાધે અનુભવ પરમ અનુપ ઉલટ૦ ૫

## ધોળ ૩ જું.

વૈરાટરૂપી વૃક્ષ તે મન પંખીઆ, એનાં દશવિધ ફેલ્યાં ડાળ, જોનેમનપાખી ૦

ડાળે ડાળે તું ભમે મન પંખીઆ, નથી મુઝ તણી સંભાળ. જોને૦ ૧
મોહનો માળોતેં કરયો મનપંખીઆ; આવી વળગી અવિદ્યા વેલ. જો૦
કાળ પારધી આવશે મન પંખીઆ, તારો ખોટો થશે સહુ ખેલ. જો૦ ૨
ઊડ ઊડ ચિદ આકાશમાં મન પંખીઆ, જીહાં કાળતણું નહિ જોર. જો૦
જો પડશો ભવ પાસમાં મનપંખીઆ, લેશે લુંટી મદાદિક ચોર. જોને૦ ૩
ચેતી શકે તો ચેતજે મન પંખીઆ, કરી હરી ગુરૂ સાથે હેત. જો૦
છોટમનો પ્રભુ જે ભજેમન પંખીઆ, તેને તારે કુટુંબ સમેત. જોને૦૪

## ધોળ ચોથું.

કાયા તારી કારમીજોનેજીવડા,અરેએનો તે શોઘતઆર જાગી જોનેજીવડા;
વાયુનો જેવો વંટાળિયોજોનેજીવડા, ધુમેધડી એક ગગનમોઝાર. જાગી. ૧
અભ્ર ઘટા અતી શોભતી જોને જીવડા, એવો આયુષનો નિરધાર. જા૦
વેગકરી સરીતા વહે જોને જીવડા, તેનેવેરાતાં નહિ લાગે વાર.જા૦ ૨
ફોગટ સુખ સંસારનું જોને જીવડા, જેવો ઇંદ્ર ધનુષનો રંગ જા૦
દામ દારાને દીકરા જોને જીવડા, અતે કો નહિ આવે સંગ.જાગી૦ ૩
સમણાની સર્વે સાહમી જોને જીવડા, જાગી જોતાં જણાશે ફોક. જા૦
ઇંદ્ર જાસ્ય સહુ ઇશની જોનેજીવડા, મિથ્યા માનજે ચૌદલોક.જાગી૦ ૪
મારૂ મારૂ શું કરી મરે જોને જીવડા, નથી કાંયજ તારે હાથ. જા૦
અંતકાળે જશો એકલા જોનેજીવડા, એક ધર્મજ આવશે સાથ; જા૦ ૫
પાસ રહે પરલોકમાં જોને જીવડા, તેની સાથે કરી સ્નેહની પ્રીત્ય; જા૦
છોટમ ભગવતને ભજો જોને જીવડા, હોય જગતમાં સઘળે જીત્ય. જા૦૬

## ભજન ૨.

## ભજન ૧ લું.

ભાઇરે ભક્તી પદારથમોટું, ખોળિ જોતાં એથી સહુખોટું. ભાઇ. ટેક.

રવિ વિના દિવસ ચંદ્ર વિના રજની, જળ વિન સરવર જેવું;
પતિ વિના પત્ની દીપકવિના મંદીર, આંખ્યોવિના વપૂ એવું. ભા૦ ૧
જીવ વિના વપૂ રાયવિન રઇયત, મેઘ વિના ખેતીવાડી;
વર વિના જાન લવણુ વિના ભોજન, પુત્રવિના જેવી માંડી. ભા૦ ૨
તીરથ વ્રત જોગ જપ સાધન, દાન ધરમ સહુ સાચું;
એવું કરી પ્રભુને ન આરાધે, તો કામ કરમ ફળ કાચું. ભા૦ ૩
આનંદ સિંધુ પરમ ઉપકારી, એવા ઇશ્વરને વિસારી;
કહે છોટમ નર મુર્તી નકામી, પશુએ પણુ ધિકારી. ભા૦ ૪

## ભજન ૨ જું.

ભાઇરે ગર્વ વિકારને ગાળો, સારો નીતિ કર્મ સંભાળો. ભાઇ૦ ટેક.
જાદવ કૌરવને જુવો રાવણુ, ગર્વ ગઈ મળ્યા છે;
સહસ્રાર્જુનને બાણુથી બળિયા, તેના ટેક ટળ્યા છે, ભાઇ૦ ૧
ઓછાપાત્રને અધિકી સંપતિએ, છાટક સરખો છકે છે;
નીતિની રીતી નથી કાંઇ રહેતી, બુદ્ધીના ભ્રમથી બકે છે. ભાઇ૦ ૨
આંખ્યોમાં ઝેર આખલાને આવે, જો પાંમે ખડ ખાવા;
ગર્વના અંધ ધરમ નથી ગણુતા, હિંડે સર્વને હડાવા. ભાઇ૦ ૩
મેરૂનું તરણુ કરે એક પળમાં, તરણાનો મેરૂ કરે છે;
કહે છોટમ એવા પ્રભુથી ન ડરે, તેનું સમૂળ હરે છે. ભાઇ૦ ૪

## એક રાગના માસ ૧૨.

કાર્તકે કયામાં કોણુછેરે, જોને શોધીને સાંખ્ય;
દિવ્ય દૃષ્ટિયે દરસશે, આપે જો ગુરૂ આંખ્ય હોમન મુળ વિચારને. ૧
બીજ બિંદુ માંહિ બાંધીયોરે, સહુ સૃષ્ટિનો સંચ;
ધન્ય ધન્ય કરતાર તું પ્રીછે કોય પ્રપંચ. હોમન મુળ વિચારને. ૨

બીજમાં રચના વૃક્ષનીરે, વૃક્ષથી બીજ થાય;
બિંદુથી ઉત્તમ તનુ બને, તનુમાં તે રચાય. હોમન મુળ વિચારને. ૩
અદ્ભુત ખેલ એવો કર્યોરે કળી જાણે ન કોય;
છોટમ સૃતિ ગુરૂ ગમ મળે, સમજે જન સોય. હોમન મુળ વિચારને. ૪
માગસરે મહા મંગળ નિધીરે, સચ્ચિદાનંદ રૂપ;
તે કરતા સૃષ્ટિનો ભવતારણ ભુપ. હોમન મુળ વિચારને. ૫
ઉપજાવે ઇચ્છા થકીરે, બ્રહ્માંડ અપાર;
અવનવા રચના નિહાળતાં, જન પામે નપાર. હોમન મુળ વિચારને. ૬
સ્વેદજ ઉદભિજ અંડજરે, જરાયુજ તણા જન;
ચોરાશી લક્ષ દેહનાં, બીબાં કરીયાં અનંત. હોમન મુળ વિચારને. ૭
સહુથી માનવ શ્રેષ્ટ છેરે, કરે ધર્મ વિચાર;
છોટમ બ્રહ્મને જો ભજે, સુધરે અવતાર. હોમન મુળ વિચારને. ૮
પોસે પ્રીછે પર બ્રહ્મનેરે, સરવાતીત જોય;
એક અખાંડત ઇશ છે, બાજું નહી કોય. હોમન મુળ વિચારને. ૯
ભુપ સરવ બ્રહ્માંડનોરે, ઇશ કેરો છે ઈશ;
દેવ તણો એ દેવ છે, સઘળાને શીશ. હોમન મુળ વિચારને. ૧૦
નયન વિના નિરખે સહુરે, શુણે છે વિન કાન;
કામ કરે સાધન વિના, સમરથ ભગવાન. હોમન મુળ વિચારને. ૧૧
પળમાં સકળ પેદા કરેરે, કરે પળમાંહિ નાશ;
કહે છોટમ એ એકલો, નિત્ય છે અવિનાશ. હોમન મુળ વિચારને. ૧૨
માઘે મહા પ્રભુ ઓળખોરે, મહા વાકયના જાણ;
નેતિ નેતિ કરતાં રહે, તે છે બ્રહ્મ સુજાણ. હોમન મુળ વિચારને. ૧૩
ઉપાનષદોમાં એ કહ્યુંરે, માયાતીત મહેશ;
ગંગળ ગુણ ગણનો નાથી, ગુણાંતીત ગણેશ. હોમન મુળ વિચારને. ૧૪

ભાવિક જનોને તારવારે, વિષ્ણુ બોલ્યા છે વેદ;
ધરમ બ્રહ્મ બેહુ ભાગના, ભલા ભાખ્યા છે ભેદ. હોમન મુળ વિચારને. ૧૫
ધર્મચર એવી આજ્ઞારે, હરી કીધી છે .એક;
કહે છોટમ તે પાળતાં, પાપ જાય અનેક. હોમન મુળ વિચારને. ૧૬
ફાગણે તે ફરી બોલીયારે, દયા રાખી દેવ;
માત પિતાને માનજો, સારી કરજો સેવ. હોમન મુળ વિચારને. ૧૭
આલિંગન પરદારાનુંરે કરશો નહિ કોય;
પ્રેમે પરણજો પ્રેમદા, પ્રજા ઉપજાવા સોય. હોમન મુળ વિચારને. ૧૮
પરધનને હરવું નહિરે, સારો કરજો ઉદ્યોગ;
ધંધો કરે ધન જે મળે, કરવો ઉપભોગ. હોમન મુળ વિચારને. ૧૯
જીવ હિંસા કરવી નહિરે, તજવું મધુપાન;
કહે છોટમ કરૂણા કરી, બોલ્યા શ્રીભગવાન. હોમન મુળ વિચારને ૨૦
ચૈત્રે ચતુર પ્રભૂ બોલિયારે, સારૂ કરશે સોય;
સારૂં ફળ તે પામશે, ખોટું ખોટાનું હોય. હોમન મુળ વિચારને. ૨૧
ધર્મ એવો પ્રભુ દૃઢ કહીરે, બોલ્યા બ્રહ્મનું જ્ઞાન;
શ્રવણ મન ને ધ્યાનથી, મળે શ્રીભગવાન હોમન મુળ વિચારને. ૨૨
જગકર્તાને જાણવારે, જવું સદગુરૂ પાસ;
અર્થ કરી તે વેદનો, કરે બ્રહ્મ પ્રકાશ. હોમન મુળ વિચારને. ૨૩
જગકર્તાને જાણીનેરે, ભક્તિ કરશે જેહ;
છોટમ બ્રહ્મ પ્રતાપથી, તરશે નર તેહ. હોમન મુળ વિચારને. ૨૪
વૈશાખે જોતાં વેદમાંરે, કારણ ઓંકાર;
પરાપશ્યંતી ને મધ્યમાં વેખરીનો ઉચ્ચાર. હોમન મુળ વિચારને. ૨૫
ઉપજે છે ઓંકારથીરે, ચાર વાણીના ભેદ;

ઓંકારને કપીલે કહ્યો, સાચો સુક્ષમ વેદ. હોમન મુળ વિચારને. ૨૬
બાવન અક્ષર બોલનારે, ઓંકારથી થાય;
જોગ જુગતીથી જાણજો, એ તણો મહીમાય. હોમન મુળ વિચારને. ૨૭
પ્રણુવ વાંચક પરબ્રહ્મનોરે, દ્વૈત વાચક નામ;
છોટમ જે નર જાણશે, જાશે બ્રહ્મને ધામ. હોમન મુળ વિચારને. ૨૮
જોઠે જાણીને જીભ્યાવિનારે, જપે પ્રણુવનો જાપ;
પ્રલય કરે પળ એકમાં, કોટિ જન્મનાં પાપ. હોમન મુળ વિચારને. ૨૯
અનેક તીરથ ફળ તેહનેરે, કોટિ યજ્ઞને દાન;
કોટિક દેવ પૂજા વળે, કરે બ્રહ્મનું ધ્યાન. હોમન મુળ વિચારને. ૩૦
બ્રહ્માનંદ વાધે ભલોરે, જડતા ટળી જાય;
પૂણ્ય પ્રકટ થાએ ઘણું, થાય દેવ સહાય હોમન મુળ વિચારને. ૩૧
સંશય સહુ સમજે શમેરે, પ્રકટે બહુ જ્ઞાન;
જન છોટમ ધન્ય તેહને, મળે મોટું રે માન.હોમન મુળ વિચારને. ૩૨
અશાડે ઇશ્વર એકછેરે, જીવ તેનો છે અંશ;
પરમ પિતાપ્રભુ વિશ્વનો, વિશ્વ તેનોછે વંશ. હોમન મુળ વિચારને. ૩૩
બ્રહ્મ ન જાણે ભૂલ્યમાં, તેથી બંધન થાય;
ચોરાશી લક્ષ ધનુધરે જમને ઘર જાય. હોમન મુળ વિચારને. ૩૪
જા જાણે જગદીશનેરે, છુટે બંધન છેક;
બ્રહ્મ ભજન કરતાં વધે, સારો તત્વ વિવેક. હોમન મુળ વિચારને. ૩૫
ઇશ ઉપાસન જે કરેરે, નિષ્પાપી જંન;
છોટમ તે ઉધરે સહી, જેનું નિર્મળ મંન. હોમન મુળ વિચારીને. ૩૬
શ્રાવણે સાધન સાધતાંરે, કીટ ભમરાને ન્યાય;
ધ્યાન ધરે જન બ્રહ્મનું, અંત્યે બ્રહ્મજ થાય. હોમન મુળ વિચારને. ૩૭
વેદમાંહે સાચુ વર્ણીયુંરે, ભલું બ્રહ્મનું જ્ઞાન;

શાસ્ત્રવિષે મહા મુનિજને, કર્યું તેનું વખાણુ. હોમન મુળ વિચારને.૩૮
ખટશાસ્ત્ર ખટદર્શનોરે, કહે છે વેદનો સાર;
કપિલ પતંજલી બોલિયા, યોગ કરો વિચાર; હોમન મુળ વિચારને. ૩૯
ઇશ્વરને જાણ્યા વિનારે પડીયો છે વિજોગ;
છોટમ સદ્દગુરૂ જ્ઞાનથી; પામે બ્રહ્મનો જોગ. હોમન મુળ વિચારને. ૪૦
બાદરવે ભવ તારવારે, સ્મૃતિ તર્ક રસાળ;
કણુ ભક્ષણુ ગોતમમુની, એહુ બોલ્યા કૃપાળ. હોમન મુળ વિચારને. ૪૧
જડથી જુદો જીવછેરે, જુદો જીવથી ઇશ;
જીવ લહે શુદ્ધ ભાવથી, તો મળે જગદીશ. હોમન મુળ વિચારને. ૪૨
જૈમિનિ મુનિને વ્યાસજીરે, વિધી હરિ અવતાર;
નિગમ મીમાંસા કરી કહ્યો, કર્મબ્રહ્મ વિચાર. હોમનમુળ વિચારને. ૪૩
કર્મે પાતક પરજળેરે, જ્ઞાને મોક્ષજ થાય;
છોટમ એ ખટદર્શનો, કહે છે પ્રભુ મહિમાય. હોમન મુળ વિચારનેરે ૪૪
આસોએ નાસ્તિક જન થયારે, જગતમાં જેહ;
વેદ શાસ્ત્ર નિંદાકરી, ખોટું બોલ્યા છે તેહ. હોમન મુળ વિચારને. ૪૫
તે પાખંડી જાણુવારે, એવા પંથ અનેક;
સુણુતાં કુતર્ક તેહનાં, ટળે નરના ટેક. હોમન મુળ વિચારને. ૪૬
માટે ન સુણુશો માનવોરે, પાખંડીનો બોધ;
વેદ વિચાર કરી કરી, કરો ઇશનો શોધ. હોમન મુળ વિચારને. ૪૭
ઇશ અનાદી દેવ છે રે શિવ ગુણુનો નિધાન;
કહે છોટમ તેને ભજો, આપે સુખ ભગવાન. હોમન મુળ વિચારને. ૪૮

રાગ ગજલ. ૧.

ગજલ એક સુનલો મેરી, કુશલતા અપાર સજન કેરી. ટેક.

કારીગર કોનહે એસા, સહિત જીવદેહ કિયા કેસા;
સહસ્ત્ર અષ્ટ આખીકુ અખિયાં, દેખી કોઇ ગ્રંથમે લખિયાં. ગજલ. ૧
સાગરમે મચ્છ હો ટોળી, ઉડાવે નીર જેસી ગોળી;
સુકાની મીન કહાતાહે જેસા કોઇ નાવ ફિરાતા હે. ગજલ. ૨
મક્ષિકા કર્તારી કોઇ, વનસ્પતિ જાતિ હે સોઇ
પત્રપર જંત જાતાહે, તુરત સોહિ પાન બિડાતાહે. ગજલ. ૩
એસા અદભુત તમાસાહે ખાવનકા ખેલ ખાસાહે;
છોટમ બજીસો સોહિ કરતા, ભરમમે કાયકુ ભમતા, ગજલ. ૪

## સામરો અજહુ નહિ આયો. એ રાગની હોરિયો. ૮

### હોરી ૧ લી.

રતુરાજ વસંતહિ આયો, નિજ નાથસે નેહ બઢાયો, રતુરાજ. ટેક.
તરૂવર સર્વ ભયે નવપલ્લવ, સુમન સુગંધ બસાયો, વિકસે કમલ
બહુ રંગ રંગકે, મુનિ મનરંજન પાયો, ભમર તિહાં જાઇ લોભાયો.રતુ. ૧
અખિલ લોક કર્તાર અખંડિત, સોમેરે મન ભાયો; એ:ર સકલ જગ
ફેન બુદબુદા, ક્ષણભંગુર દરસાયો, પિયાસે પ્રેમ લગાયો. રતુરાજ. ૨
સકળ સાજ પુજનકું લીનો, અનહદ ઘંટ બજાયો; ધ્યા l ધુપ, સુવિચાર
આરતી, ગ્યાનકો દીપ જગાયો, અગ્યાન અંધેર ભગાયો. રતુરાજ. ૩
શરણાંગત વત્સલ પ્રભુજીકું, ભાવકો ભોગ ધરાયો; જન છોટમ
શ્રુતિ બચન બાચિકે, જગકારન જસગાયો, સદાસુખ સહજે પાયો. રતુ. ૪

### હોરી ૨ જી.

ખ્યાલીને ખેલ મચાયો, જાકો મર્મ કાહુ નહિ પાયો. ટેક.
ખેલ અખુટ અખંડિત ખ્યાલી, જુગલકો જોગ બનાયો; જીહાં જીહાં રૂપ
પ્રકૃતી ધરત હે, તિહાંતિહાં અંશરહાયો, કર્મ આધીન કહાયો. ખ્યાલી. ૧

નાના રૂપ ધરતહે નટડી, નટકો સામર્થ્ય પાયો; કોટિ અસંખ્ય કલ્પતે અજહુ, ન્યારેકો ન્યારો સોહાયો, એક ગુનરૂપ નઆયો. ખ્યાલી૨ એક બીજકીં કહા ચતુરાઇ, કોઇસે ન જાત બનાયો; રાઇતે સુછમ અંકુર કીનો, તાહિમે વૃક્ષ સમાયો, પાન ફલ ફુલ રહાયો. ખ્યાલી. ૩ દેવ દનુજ નર નાગ ચરાચર, ચોરાસિ લક્ષ કહાયો; પુરૂષ પ્રકૃતી પ્રથમસે ખેલત, જન છોટમ મન ભાયો, ખેદમેભેદ બતાયો. ખ્યાલી. ૪

## હોરી. ૩ જી.

વિભૂદેવ વસંત વિહારી, મન મોહન મંગલકારી. વિભૂદેવ. ટેક.
દિવ્ય સ્વરૂપ અનંત શક્તિ ધર, સૃજનહાર સુખકારી; નિરાલંબ નિર્લેપ નિરંજન, ચૈતનમય અવિકારી, અજબગતિ નાથ તિહારી. વિ. ૧
ઇચ્છાસે બ્રહ્માંડ બનાએ, ગુનમય તત્વ પસારી; સરજે પાલે ઓર સંહારે નિરખીં કળા કછુ ન્યારી, બ્રહ્મકો મહિમા ભારી, વિ. ૨
સ્થાવર જંગમ જંતુ જાતિકી, રમણિક રચના ન્યારી; રૂપરંગ આકાર અનોપમ, નિરખી ગયે નરહારી, ધન્ય તું બહુ ગુનધારી. વિ. ૩
લલિત ખેલ લીલાસે કીનો, મુનિ મન મોહનકારી; જનછોટમ એસા પ્રભૂજીકો વારંવાર બલિહારી, ધ્યાન ઉર લીનો ધારી. વિ. ૪

## હોરી. ૪ થી.

ખેલે કોઇ આનંદ હોરી, ઓંકાર તાર ચઢી દોરી. ખેલે. ટેક.
ઇસમે ગંગા ઇસમેં જમુના, બીચમે ખેલ મચોરી, દેવ સકલ તિહાં દેખન આયે, સ્તવન કરત કરજોડી, દુર ગઇ દાનવ ટોરી. ખેલે. ૧
બિન કરતાલ મૃદંગ બજાવત, બિન મુખ ગાવત હોરી, બિન તતુ તાન મિલાવત અદભૂત, અટકી દૃષ્ટિ સબ છોરી, ચિત્ત ચિદરૂપ ભયોરી, ખેલે. ૨
વિશ્વ નિવાસ વિલાસ વિમલગુન, અચળ રહ્યો એક ડોરી; તાકો ધ્યાન

ધરત્ત દૃઢ મનસે, પાતક પુંજ ગયોરી, પૂણ્યકો ઉદય ભયોરી. ખેલે. ૩
સરજનહાર સદોહિત સુંદર, વ્યાપકહેત રહ્યોરી; જન છોટમ
પરસત વા પદકુ, તિહાંમન મગ્ન ભયોરી; ભરમસબ દુર ગયોરીખેલો.૪

## હોરી ૫ મી.

ગુરૂ ગમસે ખેલો હોરી, મિટે મલિન વાસના તોરી. ગુરૂ. ટેક
આસન મારી સુરત દૃઢધારી, ત્રિકુટી ધ્યાન ધરેરી; સાસ ઉસાસ
સામસંગ ખેલો, નેનઅચલ ચિત જોરી, ગગન ઘરજાઇ બસોરી.ગુરૂ. ૧
અનહદ નાદમૃદંગ મોરલી,સુનકે સુરત ચલીમોરી; કોટિ અનંગ અંગછબિ
સોહે, એસે કિશોરી, સંગ સખિયનકી ટોરી. ગુરૂ. ૨
જળહળ જ્યોતિ ઉદ્યોત કોટિ, રવિ અદભુતખેલ મચોરી; નિરખ સરૂપ
દેવ સબ મોહે, વિનય કરત કરજોરી, નિગમ જસ ગાતા બહોરી.ગુરૂ.૩
પાર અવાર નહિ હે જાકો, ગુરૂગમ જાત ગૃહ્યોરી, જન છોટમ સદગુરૂ
કરૂણાસે, સો પ્રભુ દરસ ભયોરી, દેહકો દોષ ગયોરી, ગુરૂ. ૪

## હોરી. ૬ ઠી.

જાગી જોને જીવ અભાગી, તારી તુચ્છ અવિદ્યાને ત્યાગી. જાગી. ટેક.
સારાં કર્મ શ્રી પ્રભુને સમરપી, લેને મોક્ષ સુખ માગી. જગજનસુખ માટે
જે મચિયા, તેણે તૃષા કોની ભાગી; લોભાયા એ લાલચ લાગી.જાગી.૧
કામ્ય નિષિધ કર્મ બહુ કરતાં, બંધન પામે અભાગી; નિરાબલનિર્લેપ
બ્રહ્માનો, તું ન થયો અનુરાગી; ભોગ્યમાંહે રઢ લાગી. જાગી. ૨
પરમ દયાળ દયાનિધિ સમરથ, સરજનહાર સોહાગી, ભાવ ધરી ભજતે
ભવ તારણ, રંગ રહે જુગ જાગી; ઉપાસક તે બડભાગી. જાગી. ૩
વેદ સિદ્ધાંત વિચાર વિચારો, જ્ઞાન ચોટ જેને લાગી; જન છોટમતન્યતે
જન જગમાં, બ્રહ્મવિષે અનુરાગી; મોક્ષ સુખ લીધું માગી. જાગી. ૪

## હોરી. ૭ મી.

ધન્ય રે ધન્ય વિશ્વ ધણીને, ગુણ કોણે શકાય ગણીને. ધન્ય ટેક.
અવ્યક્તે સહુ વ્યક્ત રચ્યું છે, પરમાણું પૂજવણીને, તત્વ વિભાગે તરૂવર સરજ્યાં, ચારૂ વિચિત્ર ચણીને, બીજથી રહે વૃક્ષ બણીને ધન્ય. ૧
અવનીમાં સરજ્યાં અનંત પદારથ, હાટક રજત મણીને, અખિલ અંડને અધર ફેરવે, જાણો એ ગુણના ગણીને,ભાખે મુનિ વેદ ભણીને.ધન્ય.૨
અંડજ ઉદભિજ સ્વેદજ આદી, ખાણ્યો કીધી ખણીને; વિધવિધદેહરચે જગધાતા બાળવે સકળ જણીને, અંતે લે છે સર્વ લણીને. ધન્ય૦ ૩
મુરખ મતી બહુ જનમાં તેણે, શાણા થાય શણીને; બહુ વિદ્યાના ગ્રંથ ગ્રહે છે, બહુ વિધ ભેદ ભણીને, છોટમ કહે શબ્દ સુણીને. ધન્ય.૪

## હોરી ૮ મી.

ફટરે ફટ પામર પ્રાણી, તેં તો નીતિની રીત ન જાણી. ફટ. ટેક.
ક્રૂર શુર થઇ જીવ સંતાપ્યા, દિલમાં દયા નવ આણી; બળ પામી દુન-ર્દયે નિર્બળને, દુર્ગુણ છે દુખ ખાણી,લહ્યું નહિ લાભ કે હાણી.ફટ.૧
પઇસા કમાતાં પાપ કમાયો, મુખથી વદ્યો જુઠી વાણી; અમલને જોરે અઘટતું આચરી, સુતો તરીક્ષાં તાણી, મોહવશ માયા માણી. ફટ. ૨
સરજનહારસદા શિર ઉપર, તેનેભજ્યાવિનહાણી. ફોકટ ફળની આશા ધરીને, અન્ય ઉપાસના ઠાણી, વિષયની વાત વખાણી. ફટ. ૩
નાશી વસ્તુ અવીનાશીમાની, મમતકરેમત તાણી કહે છોટમ શ્રુતીસાક્ષ વદે તે ફટ લે વાત પ્રમાણી, પામે મહાપદ નીરવાણી. ફટ. ૪

## કાલંગડા રાગની હોરીયો. ૫

## હોરી ૧ લી.

ખેલે દોઇ નીર્ગુન નાથસે હોરી, નીજનેન અચલ પલજોરી. ખેલે. ટેક.

નીતી ભક્તિ સુમતી સુખદાયક, સંગ સખીયનકી ટોરી;
ગ્યાનગુલાલ આનંદ અરગજા, સદગુન કેસર ઘોરી. ખેલે. ૧
વીવેક વીચાર સખા સબ મીલકે, વીધવીધ ખેલ મચ્યોરી;
તાલ મૃદંગ ઝાંઝ ડફ બાજે, રંગ રેલ નહીં થોરી. ખેલે. ૨
મોહ માન મમતાદીક હારે, દુર્ગુન ગ્રંથી છોરી;
મલીન વાસના કોટી કર્મ કે, બાડ દીયે સબ ફોરી. ખેલે. ૩
જયજયકાર હો રહે જગમે, જસ જન ગાત કરોરી;
જન છોટમ પરબ્રહ્મ ભજનસે, આવાગમન ન બહોરી. ખેલે. ૪

## હોરી ૨ જી.

ખેલે પીયા ગેબ ગગનમે હોરી, કહા જાની શકે મતી મોરી. ખેલે. ટેક.
આપ અરૂપ રૂપ બહુ સરજે, અંડ અનંત કરોરી;
અખીલ જીવકું નાચ નચાવે, જાકે હાથમેં દોરી. ખેલે. ૧
રૂપરંગ બહુ ભાતી ભાતીકે, જુગલનારી નર જોરી;
કાહુકી સુરત એકસી ન આવે, અદભૂત ચાતુરી તોરી, ખેલે. ૨
ખેલનહાર નજરમે ન આવે, સમજી મતી બધ ભોરી,
સોહં સોહં શબ્દ હોતહે, ગુરૂ ગમ જાત ગૃહોરી. ખેલે. ૩
નેતી નેતી કહી નીગમ પોકારે, વીનય કરત્ત કરજોરી;
છોટમ એસે પ્રભુકું જાને, તાકી મતી અતી થોરી. ખેલે. ૪

## હોરી ૩ જી.

સમજકર ખેલોજી જગમે હોરી, પ્રભુ ચરણ કમળ ચીતજોરી સમ. ટેક.
ધનકે પડલ બીચ ચપલદાંમીની, એસી હે કાયા તોરી;
કાઠ ધાટકો શિખર જાયગો, તુટેગી દમકી દોરી. સમ. ૧
સુતદારા ધન સકલ સાહ્યબી, માનત મેરી મેરી;

કાલ અચાનક આય ગૃહેગો, પલમે જાય સબ છોરી. સમ. ૨
લોક ચરાચર ભક્ષ કાલકો, કોઇ સાંજ કોઇ ભોરી;
તીન ભુવનમાં કોઇ ન બંચે, જો રહે પર્વત ફોરી, સમ. ૩
સાસ ઉસાસ સમર લે જગપતિ, સદગુરૂ જ્ઞાન ગૃહોરી;
જન છોટમ પરબ્રહ્મ ભજનસે, કાલ ન ખાય બહોરી. સમ ૪

## હોરી ૪ થી.

ખેલે હોરી અકળ પુરૂષ અવિનાશી, સદચિદઘન આનંદ રાશી. ખેલે. ટેક
અઘય વસ્તુ અનંત નામ ગુન, શક્તિ અનંત પ્રકાસી;
ધરની ગગન અરૂ પાની પવનમે, તેજમે સો રહ્યો બાસી. ખેલે. ૧
કર્તા ભર્તા હર્તા આપે, ગુનત્રય રહિત ઉદાસી;
ઇંદુ અર્ક વિદ્યુત ઉડું, જાકે રહત ભાસ તે ભાસી. ખેલો. ૨
જીવ સકલકું મોહ કરત હે માયા હે જાકી દાશી;
છોટ્ટમ એસે પ્રભુકું ન જાને, સોહી બડી એક હાંસી. ખેલો. ૩

## હોરી. ૫ મી

બાવરે કાયકું ખેલે એસીહોરી, તાતેસુમતિકુમતિ ભઇ તોરી, બા. ટેક.
અધિક અનીતિ છારકી ગરદી, દરદી ભયા દગ કોરી;
શામ વદન કરી જમકે સદનમેં, જાત મુહે મસી ચોરી. બાવરે. ૧
ખલતા ખરપર કરી અસવારી દુર્ગુન કર ગ્રહો દોરી;
કુકરમ કીચ લગો તન લેપન, ફીરત ચોરાશી પોરી. બાવરે. ૨
મોહ માન મમતા મદ આદિક, સંગ સખાકી ટોળી;
ધુરી ઉડાવત તેરે શીશપર, ડારે નરક બરજોરી. બાવરે. ૩
ધિકધિક ઢોલ બાજે તેરો પીછે, હોરી જરે સબ ઠોરી;
કહે છોટમ કરતાર ભજન બિન, બહે ગયે કલ્પ કરોરી. બાવરે. ૪

## એક રાગની હોરીયો. ૨

### હોરી ૧ લી.

દેખો દેખોરે કોઇ ગુરૂ કે નેન, ખ્યારો ખેલત હે ઘટ ઘટરે;
ધુપ ધુપ છંદ કરત મનમોહન, રમત નિરલંબે નટરે. દેખો. ટેક.
આપ અદષ્ટ દષ્ટકો કારન, રૂપ રચત ઝટપટરે.
સુક્ષ્મ સ્થુલ કારન, મહા કરન કરત ચેતન ચટપટરે. દેખો. ૨
ગેબ અવાજ ગગનમે હોતહે, ગાજ રહ્યો ઘટ મઠ રે;
ખટ ચટરકું વેંધી ચડત હે, જોગી જોગ કરી હઠરે. દેખો. ૩
જલહલ જોતી નેનબિન, દરશત, પરમ ધામમેં પ્રકટરે;
જન છોટમ સદગુરૂ કરૂણાસે, કોટી કર્મ ગયો કટરે. દેખો. ૪

### હોરી ૨ જી.

મહારાજા મોની મોજ તેરી, અદભુત કહી ન જાત કુદરતરે;
ઇચ્છા કરકે અંડ બનાએ, ગગન મંડળમે ફિરતરે. મહા. ટેક.
પરમાણુંકા કરત પસારા, પંચભુત ઉલસતરે;
પાની જમાયો પવન વસાયો, તામહિ હંસ બસતરે. માહા. ૨
સ્થાવર જંગમકી તનુ રચના, દિવ્ય રૂપ દરસતરે.
એક ગયા ઓર રહેને ન પાવે, છનમે હોત અસતરે. માહા. ૩
આપ સમારે આપવિ પાર, આપ સંહાર કરતરે;
આપહિ કરતા આપહિ ધરતા, આપહિ વિશ્વ ભરતરે. માહા. ૪
એક સમયમે સબકુ જાને, અગણિત કાજ કરતરે;
છોટમ અદભુત રચના તેરી, બુદ્ધિ સબ ખેલ કરતરે. માહા. ૫

## વસંત રાગનાં કીરતન ૨.

### કીરતન ૧ લું.

જીવન ચપલ જેવું ઝાકળ, જન મન જોને વિચારી;

વાદળને જેમ વાયુ ચલાવે, તેવી કાયા છે તારી. જીવન. ૧
ભોગ સર્વ ક્ષણભંગુર ભવના, સ્વર્ગાદિક સુખ એવું;
થાય જાય પણ સ્થિર નહિ અંતે, ઘનમાં દામિની જેવું. જીવન. ૨
પુર્ણ કળાએ ચંદ્રપુનમનો, દિન દિન ઘટતો જાય;
એવું જોબન જીવ સર્વનું, અંતે અમાસજ થાય. જીવન. ૩
અવ્યક્ત વૃક્ષ અશોકિક એવું, ખીલે તેમ ખરે છે;
નામ રૂપ ગુણ નાશવંત છે, ઉપજે એજ મરે છે. જીવન. ૪
અદ્ભુત ખેલ રચ્યો અવિનાશી, જોતાં પાર ન આવે;
છોટમ પરમ દયાળ પ્રભુનું, ભજન કરી લ્યોને ભાવે. જીવન. ૫

કીરતન ૨ જું.

કઠણ કરાળ કાળ છે કરડો, માન સર્વનું મોડે;
વિષ્ણુ દેહ ધરી જો આવે, તે સરખાને ન છોડે. કઠણ. ૧
બ્રહ્મા જેના ભયથી કંપે, જીવનું જોર ન ચાલે;
મરણ તણો ભય મોટો માથે, છે સર્વેને સાલે. કઠણ. ૨
પર્વત કોરિને કોય પેસે, ભુમિ ઘર કોઇ રહે છે;
લોહ પાંજરામાંહિ લપેટે, તોએ તેજ મરે છે. કઠણ. ૩
રોગ દુઃખ સહુ સેવક એના, પ્રાણી માત્રને પીડે;
સારાને નરતા સરખા ગણે છે, એમ અઘટતુ હીડે. કઠણ. ૪
નિર્દય નિપટ નિરંકુશ એવો, સર્વેને સંતાપે;
છોટમ પુરણ બ્રહ્મ ભજીલ્યો, તે સ્થળ કાળ ન વ્યાપે. કઠણ. ૫

સોરઠ રાગ કી ઉ—કીરતન ૧ લું.

સરજનહાર ભજો, રે મન સરજનહાર ભજો;
કોટિ કુકર્મ કરી કરી જગમે, જમપુર જાત લજો. રે મન. ટેક ૧
ઔર દેવ ગુનહે માયાકે, તાકો કાન ગજો;

સબકે સરજન હાર મહાપ્રભુ, તાકી સેવં સજ્જે; રે મન. ૨
જેહિ સાધન તે ભવભય નટરે, સોકર પ્રુતં તજ્જે;
કહે છોટમ કરતાર ભજનસે, પાવે પરમ મજ્જે. રે મન. ૩

## કીરતન ૨ જું

નિરગુણ નામ જપો, અહરનિશ નિરગુણ નામ જપો;
જાતે ગ્યાન બઢે નહિ પ્રભુકો, સો તપ કાયકુ તપો. અહર ટેક. ૧
ધાતુપખાન દેવકરી પુજત, જખ તે નામ થપો,
તાકું છાંડ ઓરકું ભજકે, કયું ભવ માંહિ ખપો. અહર. ૨
નામ સુધારસ જીનહિ ચાખ્યો, સો નહિ રહત છપો;
છોટમ નામ. ખડગ કર કરકે, એ ભવનાસ કપો. અહર. ૩

## કીરતન ૩ જું.

સદગુરૂ ગ્યાન ગ્રહો, અબ મન સદગુરૂ ગ્યાન ગ્રહો;
કામ કરોધ મદ લોભ ગરવ છલ, દુરગુન દુર દહો. અબ. મન. ટેક.૧
અવર કલ્પના સકલ છાંડકે નિરગુણ લક્ષ્ય લહો:
સુક્ષમ સ્થુલ પદારથ તજકે, પદ નિરબાન ચહો. અબ મન. ૨
કોટિ કોટિ બ્રહ્માંડ રાશિકો, કારન બ્રહ્મ કહો;
છોટમ સદચિત આનંદ ધરમે, સુખતે જાય રહો. અબ મન. ૩

## કીરતન ૧ લું.

સંતો કર્તાની ગતિ ન્યારી, એવું કરી ન શકે દેહધારી. સંતો. ટેક.
કર્તા પ્રભુએ જગત કર્યું છે, સ્થાવર જંગમ કેવું;
બિંદુ બીજમાં અદભુત રચના, અણુઘટતું નિપજે એવું. સંતો. ૧
ગ્યાન અગાધ અગાધ કુશળતા, તત્વ કરયાં જેણે પેહેલાં.
તેની બરાબ કોણે થવાશે, હું બ્રહ્મ કહે છે તે ઘેલાં. સંતો. ૨

દેહધારી જે ઘાટ ઘડે તેમાં, જંત્રની કળ થકી ચાલે;
દેખે સાંભળે ને સર્વે સમજે તે, થઇ ન શકે કોઇ કાળે. સંતો. ૩
જીવ ઇશનાં કૃત્ય જુજવાં, ફેર ઘણો છે તેમાં;
જીવનાં કૃત્ય જડનાં જડ રહે છે, ચેતન ન મળે તેમાં. સંતો. ૪
જગત જીવને પંથમાં લેવા, પોતે પ્રભુ કહ્યું જેણે;
કર્મ ભરમની રીતિ ભણાવે, નવું નવ નીપજે તેણે. સંતો. ૫
ચેતન સહિત દેહ જેણે સરજ્યો, તે કર્તા પ્રભુ જાણો;
કહે છોટમ બીજા પંથ ગપોડાં, તે મનમાં રખે આણો. સંતો. ૬

## પ્રભાત રાગ.

હંસ હંસ મહામંત્ર જપો મન, ધ્યાન હૃદયમાં ધારી;
શીશ ઓંકાર બિંદુ દગ સુંદર, રવિસસી પંખત્રસારીરે. હંસ હંસ૦ ૧
આનન દગ ચરણ રૂદ્રાણી, કાણ બાહુ બળ જાનું;
અગ્નિબરન અંગ અતિ ઉજ્વલ, રોમ રોમ પ્રતિભાનુરે. હંસ હંસ૦ ૨
હૃદય કંઠ બિચ કમલ અષ્ટદલ, વિકસત હંસ સુભ્રંગા;
પલપલમે પલટાત વૃત્તિમન, બનત બુદ્ધિ બહુ રંગારે. હંસ હંસ૦ ૩
પૂર્વ પેખરી કરત પુણ્યમતી, આલસ અગ્નિ ઉપવેરે;
દક્ષન ક્રૂર ક્રુલ છનમન રૂચિ, નિંરુતિ પાપ કરાવેરે. હંસ હંસ૦ ૪
પશ્ચિમ પાસ બિલાસ વિષય સુખ, દે ધનદાન ઇશાનુરે;
મધ્યભાગ વૈરાગ ઉપાસન, કેસર જાગૃત જાનુરે. હંસ હંસ૦ ૫
કમલ કર્ણિકા પ્રવિસત હંસા, સ્વપ્નવસ્થ પાવેરે;
ડોડી મધ્ય છિદ્રમે હંસા, નિદ્રાવશ હો જાવેરે. હંસ હંસ૦ ૬
નાલરંધ્રતજી નિકસત હંસા, તુરીય અવસ્થા હોઇરે;
હંસનાદમે જાય મિલ જાવે, છોટમ ઉન્મુની સોઇરે. હંસ હંસ૦ ૭

પ્રભાત ૨.

તુંતો તારૂં આપ વિસારી, કાયાને હું કહેછેરે;
જડસંગે જડ જેવો થઇને, કર્મભાર સિર લેછેરે. તુંતો૦ ૧
દેહ અશુદ્ધ મલીન મહાજડ, તું ચેતન ઘન અલગોરે;
લોહને અગ્નિ એક મળે છે, તેમ દેહને વળગ્યોરે. તુંતો૦ ૨
હૃદયરૂપી સરોવર કહિયે, બુદ્ધિ પંકજ તેમાંરે;
ભિન્ન ભિન્ન વૃત્તિ દલ કહિયે, હંસ ચરે છે એમાંરે. તુંતો૦ ૩
હકાર શબ્દે બાહાર આવે, સકાર અંતર લહિયેરે.
પ્રાણ તણી વૃત્તિ છે ન્યારી, પ્રાણાત્મા હંસ કહિયેરે. તુંતો૦ ૪
ગુણનું બંધન છે ગુણ સુધી, ગુણ તો ત્રિગુણી માયારે;
દેહરૂપ થઇ કર્મ કરે છે, તેથી ઉપજે કાયારે. તુંતો૦ ૫
એક વાદળામાં અવરાયો, એવું કહે અજ્ઞાનીરે;
આવરણ છે પોતાની આંખ્યે, આણું લેજે માનીરે. તુંતો૦ ૬
એમ બુદ્ધિ અજ્ઞાને ઘેરી, સત્ય સ્વરૂપ ન ભાસેરે;
છોટમ સહજે મુક્તિ પામે, જો નિજ તત્વ તપાસેરે. તુંતો૦

ધોળ રાગ ૨ જો.

નામ સુધારસ જે જને પીધો, લાખેણો લાવો તેણે લીધોરે;
રસ જે જને પીધો. ટેક. ૧
આસનવાળી જોયું ત્રિકુટી એ ન્યાળી,
પૂર્વનાં પાપ નાખ્યાં બાળીરે. રસ જે જને પીધો. ૨
ગંગાને જમુનામાં નેહથી ન્હાયો.
સોહંમ હંસ લખાયોરે. રસ જે જને પીધો. ૩
ચેતન્યસિંધું સહજે શુન્યમાં ભાસ્યો,

પૂરણુ પુરૂષ પ્રકાશ્યોરે. રસ જે જને પીધો. ૪
ધન વિના ગાજેને વાજાંરે વાજે,
જલહળ જ્યોતિ વિરાજેરે. રસ જે જને પીધો. ૫
મોટા મુનિવરો જેને ધ્યાનમાં ધારે,
તે પ્રભુ વસે ઉરમાં હારેરે. રસ જે જને પીધો. ૬
અવર ઉપાસે તેને એ સુખ ક્યાંથી,
ચૂપન જડે જલમાંથીરે. રસ જે જને પીધો. ૭
છોટમ સદગુરૂ મલશેરે જેને,
અખંડાનંદ ઉપજે તેનેરે. રસ જે જને પીધો. ૮

## ધોળ રાગ ઉ જો.

જીરે માતા ભલીરે મદાલસા, પ્રેમે પુત્રોને પોખ્યું છે જ્ઞાન;
ટાળ્યું અભિમાન, હેતે ગાયાં હાલરાં. ટેક. ૧
અરે કુંવર રૂવે શા કારણે, તું છે શુદ્ધ ચિદાનંદ ધામ;
કરયું અહુણુ નામ. હેતે ગાયાં હાલરાં. ૨
નથી જન્મ મરણુ સુ। તાહરે, કહેવા માત્ર તું ભૂપ કુમાર;
એ ભુત વિકાર. હેતે ગાયાં હાંલરાં. ૩
ગુણુ વિકલ્પ વિવિધ પ્રકારના, પંચ ભૂતોના ઇંદ્રિયો માંય;
વિષય સહુ ત્યાંય. હેતે ગાયાં હાલરાં. ૪
આતો દેહ લોષ્ટ સમતુલ્ય છે, એતો ન હોય તારૂ સ્વરૂપ;
એતો ચિદ્રુપ. હેતે ગાયાં હાલરાં. ૫
અન્ન ઉદકનું પોષણુ આપતાં, વધે દિનદિન સઘળો દેહ;
ઘટે વળી તેહ. હેતે ગાયાં હાલરાં. ૬
હોય ભૂત તે તાજાને દૂબળાં, નથી તારે તો રદ્ધિને હાણ્ય;

નિશ્ચે કરી જાણ્ય. હેતે ગાયાં હાલરાં. ૭
તારો દેહ જાણે જેવી કાંચળી, તેને મૂઢ માને નિજ આપ;
તેને પુણ્ય પાપ હેતે ગાયાં હાલરાં. ૮
કહે કર્મ શુભાશુભ એ વડે, ગઢ મોહ મહા દઢ બંધ,
તજો નહિ અંધ હેતે ગાયાં હાલરાં. ૯
કોણ તાત વળી સુત કોણ છે, કોણ માતા ને વનિતા છે કોણ;
જૂઠું સહુ જાણ્ય. હેતે ગાયાં હાલરાં. ૧૦
કોણ આપ વળી પર કોણ છે, એતો દીસે છે પાંચે ભૂત;
દીસે તૂતે તૂત. હેતે ગાયાં હાલરાં. ૧૧
દુખ રૂપ અંતે સહુ ભોગ છે, તેને માની લે છે સુખ મૂઢ;
પછી દુખ પૂઢ. હેતે ગાયાં હાલરાં. ૧૨
સુખ સુંદરીનું પણ તુચ્છ તે મળ મૂત્રને માંસનું જેહ;
અધમ અતી દેહ. હેતે ગાયાં હાલરાં ૧૩
જરે વાહન જેવો આ દેહ છે, તેમાં અવર પુરૂષ આરૂઢ;
ગુણાતીત ગૂઢ. હેતે ગાયાં હાલરાં. ૧૪
મિથ્યાં જીવ માંને તનુ માહરૂં, જેમ શકટ તળે જાય શ્વાન;
એણે અભિમાન. હેતે ગાયાં હાલરાં. ૧૫
કહે છોટમ ધન્ય એ માતને, જેણે ચેતાવિયા સુત ચાર;
થયા ભવ પાર. હેતે ગાયાં હાલરાં. ૧૬

### ધોળ રાગ ૪ થો.

અંશ ભેદ તમે સાંભળો ભાઈ, તેથી જડે જીવ શિવની સગાઈ;
કર્ત્તા પ્રભુની અધિક ચતુરાઈ તો જોતામાં પાર જડે નહીરે. ૧
પંચ મહાભૂત રૂપે છે માયા, અંશ તેના ચાર ખાણ્યની કાયા;
ચેતન કર્ત્તા છે પ્રભુ રાયા તો, તેનો પ્રવાહ ખડે નહીરે. ૨

કારણ રૂપ તે વૈરાટ જાણો, કારજ ચારે ખાણ્યો પ્રમાણો;
અંશ અંશી એમ ઉરમાં આણો તો જીવને શિવ બે જાણુજોરે. ૩
અધર ઊગેલી વેલી મેં ભાળી, મૂળ અરૂપને ડાળી રૂપાળી;
ફળ ભુવનવાંને દીસે રસાળીતો અર્થ એનો ઉર આણજોરે. ૪
વેલીનું પોષણ ફલ માંહે આવે, જેવું બાલક નિજ માતાને ધાવે;
રૂપ રંગ ગુણ જુજુવા લાવે, તો કે'ય કોય સરખું મળે નહિરે. ૫
શબ્દ ભર્યો છે શૂન્યમાં દરિયો, અંશ તેનો જુવો કાનમાં ઠરિયો;
એમ સ્પર્શરૂપ રસ ગંધ વરિયો તો એક બીજામાં ભળે નહીરે. ૬
છોટમ એમ વિચારીએ જયારે, ખટપટ ખોટી ટળી જશે ત્યારે;
સહજે પ્રભુ સહુ કારજ સારે તો ભ્રાંતી ટળી જાય ભેદનીરે. ૭
તત્વમસિ પણ તેમજ કહે છે, ઇશ્વર જીવ તે માયા વડે છે,
માયા તજે તો બ્રહ્મ રહે છે તો, વાત ભલી છે વેદનીરે. ૮

---

વસ્તુ વિચાર કરી લ્યોને વાલા, આવ્યા તેવા શું જાઓછો ઠાલા;
ભૂલ્યે ખમોછો જમતણા ભાલાતો, જ્વાળા વળી ત્રય તાપનીરે. ૧
પંચ મહાભૂત સ્થૂલ થયાં છે, પિંડ બ્રહ્માંડમાં એક રહ્યાં છે;
વ્યષ્ટિ સમષ્ટિ સમાન કહ્યાં છે તો વૃક્ષ ઘણાં વન એકછેરે. ૨
વ્યષ્ટિ ચોરાશી લાખની સૃષ્ટિ, સર્વે મળી વૈરાટ સમષ્ટિ;
સમજી શકે નહિ તે લઘુ દૃષ્ટિ તો પંચભૂત એક તારછેરે ૩
પંચ વિષય દશ ઇંદ્રિરો ગ્રહિયે, અંતસકરણ ચતુષ્ટય લહિયે.
સૂક્ષ્મ દેહતો તેને કહિયે તો હિરણ્ય ગર્ભ સમષ્ટિમાંરે. ૪
કારણ દેહ અવ્યાકૃત કહાવે, તેમાં તમોગુણ આગળો આવે;
તે થકી સૂક્ષ્મ સ્થુલ બનાવે તો, ચૈતન ઇશ્વર જાણજોરે. ૫

કારણો વાધિમાં ચેતન આવે, ઇશ્વર નામ તો તેનું ઠરાવે;
કાર્યોપાધિ તો જીવ કેહાવે તો, છોટમ અલગો બ્રહ્મછેરે. ૬

## ગરબી.

જીવ વેપારી - વાણિયોરે, જુવો જીવ વેપારી વાણિયો.
આનંદપુર પોતાનું ભૂલીરે, ફરે ચોરાશી ખાણિયોરે.
જુવો જીવ વેપારી વાણિયો. ૧
પાંચાલ દેશમાં પ્રીતથી પેઠોરે, તીરમાં ડેરો તાંણિયોરે, જુવો. ૨
ખટવાણોતર ખોળીને લીધારે, આપે ભરૂસો આંણિયોરે. જુ. ૩
મળ્યો દલાલ એક દુર્મતી એનેરે, જૂઠાનો ભેદ ન જાણીયો. જુ. ૪
વેગ કુસંગની મળી વખારોરે, બાનું આપીને માલ બાંધીઓ. જુ૦ ૫
કૂડા કર્મના કોથળા બારે, પાપી થયો છે પ્રાણિયોરે. જુ. ૬
વિષય વિકારનાં વાહણો ભરીનેરે, અડવે દરિયે આણિયોરે. જુ. ૭
વિમલ પડેલું વાહણ ફરેછે રે, કંથે કર્મની કહાંણિયોરે. જુ૦ ૮
ચિંતાને શોકનાં વાદળ ચડિયાંરે, તૃષ્ણાની લહેરે તાણિયોરે. જુ. ૯
ભેદવાદ રૂપી ભમરા વળેછે રે કંથે કર્મની કહાંણિયોરે. જુ. ૧૦
ઉતરવાનો આરો ન સુજેરે, ગુરૂ ઉપદેશ ન જાણિયોરે. જુ૦ ૧૧
અનેક દેવનું કરે આરાધનરે, હાથે વેઠે ઘણી હાણિયોરે, જુ. ૧૨
અજ્ઞાનરૂપી થયું અંધારૂંરે, એકે ન સુજે અંધાણિયોરે. જુ. ૧૩
સત્ય શબ્દનું ભૂલ્યોરે, ભવસાગરમાં ભૂલાંણિયોરે. જુ. ૧૪
એક નાવભાગ્યું ત્યારેબીજામાં બેઠોરે, એમઅનેકમાં ટાંણિયોરે. જુ. ૧૫
કોટિ દલેશમાં કહિ જુગતી ત્યારે, નરદેહ નાવ પ્રમાણિયે.રે. જુ. ૧૬
જ્યાં જ્યાં જાય ત્યાં કર્મ કરે છેરે, જમના દૂત છે હાણિયોરે.જુ. ૧૭
ખરા વિચારના ખારવા મળિયારે, એણે તે આરે આણિયોરે. જુ. ૧૮

પાપના ભાર કાલાપાણીમાં નાંખ્યારે સુકર્મનો સઢ વાળિયોરે. જુ. ૧૯
જ્ઞાનદિવાકર ઉગ્યો જ્યારેરે, જગકર્તા પ્રભુ જાણિયોરે. જુ. ૨૦
લાખેણો લાવ હરિભક્તિમાં લીધોરે, છોટમ મહાપદ માણિયોરે. જુ. ૨૧

---

ધરિયે ધરિયે ધરિયેરે પ્રભુધ્યાન હૃદયમાં ધરીયેરે.
મનુષ દેહ મહા મોઘું પદારથરે, હાથે કરી નવ હારિયેરે. પ્રભુ. ટેક. ૧
સાચો ધર્મ સદગુરૂ સમજાવેરે, તનમન ધન ત્યાં વારિયેરે. પ્રભુ. ૨
ચોરી જારીને ચાડી ન કરીયેરે, જીવતા જીવ ન મારિયેરે, પ્રભુ. ૩
પાપી પુરૂષની પાસે ન રહિયેરે, તત્વ વિચાર વિચારિયેરે, પ્રભુ. ૪
ભાવે ભાવે ભલા ગ્રંથ ભણીનેરે, કાજ પોતાનું સારિયેરે. પ્રભુ. ૫
વિષય વિલાસમાં વાહ્યા ન જઈએરે, મનમાંથી મોહ મારિયેરે. પ્રભુ. ૬
ભુંડા વિચારમાં મનમાં ભમાવિયેરે, ઠીક ઠેકાણે ઠારિયેરે. પ્રભુ. ૭
આચાર્યનો ઉપદેશ લેઇનેરે, એક પલક ન વિસારિયે પ્રભુ. ૮
ભવસાગર મહા મોટો ભયંકરરે તેમાંથી આપને તારિયેરે. પ્રભુ. ૯
ગંગાને યમુના વચ્ચે રહિનેરે, અમર મંત્ર ઉચ્ચારિયેરે. પ્રભુ. ૧૦
છોટમ સર્વ પ્રભુને સોંપીરે, સઘળો જન્મ સુધારિયેરે. પ્રભુ, ૧૧

ખ્યાલી છંદ.

પડયો પાંજરે પોપટ બોલે, રામ રામ મુખ રટતોજી
મોહમાન મદમાયા મમતા, દ્વેષ કલેશનથીમટતોજી.પડયો પાંજરે. ટેક ૧
જો અંતરમાં હોય અવિદ્યા, રામ નામ નથી ફળતુંજી;
પાવક તનક દહે સુકાંને પણ લીલું નથી બળતુંજી. પડયો પાંજરે. ૨
નામ ભુપનું લેજ ભાવથી, આજ્ઞા એની ખંડેજી;
નામ બળે અપરાધ કરે તો, દોષ જોઇને દંડેજી. પડયો પાંજરે. ૩
જેવી નુજને રામા વાલી, રામ નથી ટાંઇ તેવોજી;

તેથી બંધન ન ટળે તારૂં, રહે એવોને એવોજી. પડ્યો પાંજરે. ૪
રૂડે નામ રામનું લે છે, નામીને નથી લેહેતોજી;
કહે છોટમ તે જીવ જનાવર, વેહેતા સાથે વેહેતોજી. પડ્યો પાંજરે. ૫

લાવણી.

તેરા સ્વરૂપ વિસરતું ગયા, ગાફલ કયું મનકે વસ ભયા; ટેક.
એમ ન વિશ્વ રચી દરસાવે, રૂપ વિચિત્ર અનેક બનાવે;
પીછે નિરાકાર કોઇ જાવે, દાનવ માનવ દેવ નાગ ખગ;
રચે નિરંતર નયા, ગાફલ કયું મનકે વશ ભયા. ૧
આદી પુરૂષ ઓર મહામાયા, મન ઉપજાવત તીનકી કાયા;
જાતે હરિહર બ્રહ્મા જાયા, સ્થાવર જંગમ જગત ચરાચર,
સબ મનસેં હો ગયા, ગાફલ કયું મનકે વશ ભયા. ૨
સાધ કે સાધન સિદ્ધિ સોઈ, મન દાતા મન ભોક્તા હોઇ;
મન બિન ઓર દેવ નહિ કોઇ, જોગ જાગ જપ તીર્થ ત્યાગ તપ;
મન કારણ હો રહા ગાફલ કયું મનકે વશ ભયા. ૩
મન અરૂપારા ચંચલ હોઈ, તાકું બાંધી જાને કોઇ,
ઉડયા જાય ગગનમે સોઇ, મુર્છીત મુવાસો રોગ નિવારે;
જાવે કરસે અહા, ગાફલ કયું મનકે વશ ભયા. ૪
શુદ્ધ નિરાશી મારે કોઇ, બખે તુરત અજરામર હોઇ,
જીવ મીટી શિવ હોવે સોઇ, છોટમ મન મારા કુંમારે;
જો હોય ગુરૂકી દયા, ગાફલ કયું મનકે વશ ભયા. ૫

---

એ જગ સકલરે નકી સપના, જાગ્યા પીછે નહિ કોઇ અપના. ટેક.
જોગી હોઇ જંગલમેં રહે ન, અઘોર તપમે તપના,
સુપનેમે સ્વર્ગાદિક વૈભવ, જાગ્રતમે નહિ અપના. એ જગ. ૧

સુપનેમે જમકા ભય માન્યા, દેવ દેવીકું જપના,
જાગ્યા તો જમકા ભય લાગા, મિથ્યા સઇ કલ્પના. એજ. ૨
સુપનેમે રાજા હોઇ લડના, દેશ રખનકું અપના.
જાગ્યા જબ જેસાકા તેસા, નહી ખડગ નહિ ખપના. એજ. ૩
સુપને પુત્ર મુવા વંઝાકા, રોઇ રોઇ અંતર તપના;
છોટમ શોક ગયા જાગશે, નહિ કોઇ સ્થિર કરી થપના. એજ. ૪

---

નિશ્ચય મિટે ચપલતા મનકી, જો ઝડી લાગે બ્રહ્મ ભજનકી. ટેક.
સ્થિર સ્થંભ નહી જાય વાદળી, રેલ મચે જબ ધનકી,
શીતલકારી હોય સકલકું, બાઢે શોભા બનકી. નિશ્ચય. ૧
સ્થય ફ્કીર સજે રન ઉપર, જો નારો નિરખનકી,
પારસ કે ચિંતામણી પાવે, જાય દુરાશા જનકી, નિશ્ચય. ૨
મન હોય નિર્મલ બ્રહ્મ ધ્યાનસે, તો ગતિ હોય ગગનકી,
કોટિકોટિ તીરેથ ફલ પાવે, મોજ મલે મહાધ્રનકી. નિશ્ચય. ૩
જ્યું રસાયણી રસકુ મારે, કરેડલી કંચનકી,
છોટમ મન ઉન્મન કરી રાખે, સો લહરી ચૈતનકી. નિશ્ચય. ૪

રાગ ધુન્ય ગોડીની.

જીને પિયા પ્રેમ રસ પ્યાલામાં
આઠ પ્રહર આનંદ મગનમાં, ધુમત રહત મતબાલાહે. જીને, ૧
રોમ રોમમાં રહત ખુમારી, નિર્મલ નયન રસાલાહે. જીને. ૨
ગગના તાર ના તુટે નિરખત, જ્યોતિ ઉજાલાહે. જીને. ૩
સ્થુલ સુક્ષ્મ કારણપર મનવા, તે ખત અદભુત ખ્યાલાહે. જીને. ૪
એક મેવ અદ્વૈત હો રહ્યા, દ્વૈત ભેદ સબ ટાળ્યા હે. જીને ૫
છોટમ સુખ સાગર દરસાવે, સો ગુરૂ પરમ દયાલાહે. જીને. ૬

હરિ નામ રટન કરય મૂઢ મના. મૂઢ મના, જડ તુલ્ય જના;
હરિ નામ રટન કરય મૂઢ મના. ટેક.
પરનિંદાપર દ્રોહ કપટસે, કરત નિરંતર કોટી ગુના. હરિ. ૧
માત તાત વનિતા સુત બાંધવ, અંતકાલ કોઇ નહિ અપના!. હરિ. ૨
રાજ સાજ સુખ સંપતિ સારી, સકલ નિંદકા હે સુપના. હરિ. ૩
જુઠા બેન બકત નિસવાસર, દગ્ધ ભઈ મુખમે રસના. હરિ. ૪
અબ સબ પરત પાવમે તેરે, અંત પરેગા સો ધસના. હરિ. ૫
દમી દમી જીવ દામ બહુ દાટે, તોહુ ન તૃપ્ત ભઇ ત્રસના હરિ. ૬
છોટમ સકલ પ્રપંચ છાંડકે, રાચ રામ નિસદિન જપના. હરિ. ૭
ગફલતમેં અવસર કહું ખોયા, ટેક.
ચલનકુ પંથ વેદ મગ તજકે, જાવેગા જમ પુર રોતા!. ગફલ. ૧
આ નર દેહ ક્ષેત્ર પ્રભુહીન, તજી સુતરકુ બાવલ બોતા. ગફલ. ૨
તજી સતસંગ ગંગ જલ નિર્મલ, કર્મ કીચમે મન ધોતા. ગફલ. ૩
શ્રોત ધર્મ સુરધેનુ છાંડકે, કલ્પિત મન ખરી કયું દોતા. ગફલ. ૪
તારક મંત્ર તત્વ નહિ બુઝયા, ખાવેગા ભવમે ગોતા. ગફ. ૫
કોન દેહ તું કાંસે આયા, કહાં ઉડ જાવેગા તોતા. ગફ. ૬
કહે છોટમ પરબ્રહ્મ ભજીલે, સો ભવજલ તારન પોતા. ગફ. ૭

મગનમે જાને ચલી એ રાગનું પદ.

તેરાહે દિલમે દિલદાદ દેખલે વિચાર કરી.
જાકા કોઇ ન પાવે પાર, રહે મુનિ ધ્યાન ધરી. ટેક.
પંચભુત વૈરાટ મેરે, ચોરાશી લખવાતી;
જેસે એક ભૂમિમે ઉગે, તરૂ લતા ત્રણ જાતી. દેખલે. ૧
ઘટ ઘટમે મનકા મત ન્યારા, બુદ્ધિ ભેદ અપાર.;

એક નીરસે બાગ બનાયા, સ્વાદ સુગંધ રસ ન્યારા. દેખ. ૨
માયા કારણ વિશ્વકારે, ઘોર રૂપસે કહિયે;
સ્થાવર જંગમ દેહ સકલમે, નિંદ્રા એક રસ લહીયે. દેખ. ૩
સ્થુલ સુક્ષમ કારણ થકીરે, અહં બ્રહ્મ આધા;
અંણુ આદિક બ્રહ્માંડ મેરે, પ્રોયાસોહં બ્રહ્મ ધાગા. દેખ. ૪
સગુન રૂપ સાકાર બનેસો, હે મન કાઠ હરાયા;
મનુવા જો ઉન્મુખ હુવાતો, રૂપરંગ નહિ કાયા. દેખ. ૫
સુરા વેધે શબ્દકુરે, ઓર ચિત્તના આવે;
જન છોટમ જંજાલ છાંડકે, તુરત પરંપદ પાવે. દેખ. ૬

રાગ ગોડી.

આનંદ સાગર સોઇ, સંતોભાઇ આનંદ સાગર સોઇ;
જિહાં દ્વૈત રહે નહિ કોઇ, સંતોભાઇ આનંદ સાગર સોઇ. ટેક.
સોહં હંસ જિહાં લય પાવે, અનહદ જ્યોતિ સમાવે;
આનંદ સાગર જો જન પાવે, સો ભવમે ના આવે. સંતો. ૨
જનક સનક શિવ શેષ શુકાદિક, સો સાગરકે મીના;
દત્તરૂષભ સોગ્રાહ બડે હે, જિનહિ પરમપદ ચીના. સંતો. ૩
સો સાગરકી લહરિ નિરંતર, આવત સબ ઘટમાંહિ;
જન છોટમ વિરલા જન જાનત, ઓરનકું ગમ નહિ સંતો. ૪

રાગ પદ.

જોતું માનતહે કરી મેરા, તામે કોન પદારથ તેરાજી. ટેક.
રજ વીરજકા દેહ બનાયા, પંચભૂતકા ડેરા. તામે કોન પદારથ તેરાજી.૧
હાડ પંજરા ચામ લપેટા, મલ ભરિયા બહુતેરા;
નવે દ્વારસે નિકસત સારા, હે દુર્ગંધ ઘનેરા. તામે કોન ૨

મન બુદ્ધિ અહંકાર ચિત્તમેં પંચ વિષય રહે ભેરા;
એ લાલચમે તું લપટાયા, આપન લખ્યા અનેરા. તામે. ૩
જન્મ જરા દુખ રોગ શોક ભય, ધર્મ સકલ વપુકેરા;
પેટ કાજ બહુ પાપ કરેતહે, ફિરત કર્મકા પ્રેરા. તામે. ૪
દેહ ઇંદ્રિ મન પ્રાણુ નહિં તું, રૂપ ચિદાનંદ તેરા;
કહે છોટમ નિજ રૂપ વિચારે, ફિરે ન ભવમે ફેરા. તામે. ૫

રાગ પદ.

ના હરિ ભજ્યા સજ્યા નહિ સુકૃત, જુડે જન્મ વિગોયાહે;
મનુષ દેહ દેવકું દુર્લભ, સોવારને ખોયાહે. ના હરિ. ૧
અમૃત નામ પ્રભૂકો તજકે, બીજ ઝેરકા બોયાહે;
વારંવાર ગયા જમકે કરે, માર પડ્યા જબ રોયાહે. હરિ. ૨
એક ઘડી પ્રભુ નામ સમરકે, પાપ પંકના ધોયાહે;
દામ ચામમે દિલ ડહેકાયા, આતમ તત્વ ન જેયાહે. ના. ૩
જર જોરૂં કે કારન જગમે, બોજ પાપકા ઢોયાહે;
કામધેનું હરિ ભક્તિ છાંડકે, દૂધ ખરીકા દોયાહે. ૪
પ્રકાશ રૂપ પ્રભુકા તજકે, જુવતીકા તન જોયાહે;
કહે છોટમ કલિ કુટિલ જીવડા, શું માયામે મોયાહે. ના. ૫

ખ્યાલ.

હે જગ સકલ કાલકા ફંદા, ન્યારા એક સચ્ચિદાનંદા હે જગ. ૧
નામ રૂપ સબ મિથ્યા માયા, દેહ રચતહે ગંદા;
નામે ભાસ બ્રહ્મકા આયા, જ્યોં જલ ભીતર ચંદા. હે જગ. ૨
મિથ્યા જીવ કરત હે મમતા, આપન ખોજત મંદા;
પેટ કાજ પરપંચ રચતહે, છાના કરત કુછંદા. હે જગ. ૩

સત્ય નામકા સંગ ન છોડે, સો જન પ્રભુકા બંદા;
કહે છોટમ પરબ્રહ્મ ભજનસે, પાવે પરમ આનંદા. હે જગ. ૪

## લાવણી.

તેરા તન તંબુરા બડા તુંબા હાડ ચામસે મઢા. ટેક.
નાભીઓર નાસિકામાંહિ, ઇડા પિંગલા સુષમુના;
તીન તાર બાંધેહે તાહી, પરા પારસે પુરૂષ બજાવે;
હોત નાદ ઝડ ઝડાકે તેરા, તન તંબુરા બડા. ૧
તીન આંગુરી તાર ચલાવે, જાગૃત સુપન સશોપતિ પાવે;
અક્ષર બાવન દોમે આવે, નિદ્રામે ઓકાંર એકલા;
ગાજત હે ધડ ધડાકે તેરા, તન તંબુરા બડા ૨
એસા તન તંબુરા પાયા; જો કર્ત્તાકા ગુન ના ગાયા;
તાકું ઠગે ઇશ્વરી માયા, વાર વરસો માર ખાતહે;
જ્યું ગેડીસે દડા, કે તેરા તન તંબુરા બડા. ૩
બાજે નાદ અનાહત જ્યાંહી, ધારી રાખે ચિતકું તાંહી;
મેઠે જાય બ્રહ્મ કે માંહી, કહે છોટમ ત્યાંહાં રહે લોભાહી;
મન ચંચલમાં કડાકે, તેરા તન તંબુરા બડા. ૪

## રાગ ગોડીની ધુન્ય.

એસા જગમે હરિકા બંદા, અલગા રહે સકલસે ખંદા;
ગંદા જલમે ચંદા બાસે, દાગ લાગે નહિ જલહંદા. એસા. ૧
બંદાસો પ્રતિબિંબ દેહમે, ગગન ચંદ સમ ગોવિંદા. એસા. ૨
જળ ડોલત પ્રતિબિંબ હિડોલે, મૂઢ કહે ડોલત ચંદા. એસા. ૩
જલજંતુ જલમાંહી દેખકે, આપ સમાન ગિને મંદા. એસા. ૪
મરન જાલમે મીન બિચારે, ચંદા સો નવરે ફંદા. એસા. ૫

મલિન દેહ અવિશુદ્ધમતાહે, પરમ શુદ્ધ ચેતન ચંદા. એસા. ૬
છોટમ એહિ વિવેક વિચારે, ગર્વ તજે દેહકા ગંદા. એસા. ૭

---

હરદમસે હરિભજલે બંદા, ભુલે મત ગાફલગંદા. હરદમ. ૧
એદમે તોલ ન મોલ જગતમે, સો મિથ્યા ખોવે મંદા હરદમ. ૨
એદમમે હરિહર અજ રહેતાં એદમમે સુરજ ચંદા હરદમ. ૩
એદમમે ગંગા ઓર જુમના, સારદ ઓર સકલ છંદા હરદમ. ૪
એદમમાંહિ હંસ બિરાજે, પ્રકટ કરે પરમાનંદા. હરદમ. ૫
બુદ્ધિહંસી આતમ હંસા, બાવન અક્ષર બોલંદા હરદમ. ૬
કહે છોટમ એહિ ભેદ સમજ કે, ભજ ભગવંત કરુણા કંદા. હરદમ ૭

---

જુઠા સબ જગત તમાસાહે,
મૃગજલ પૂરન ભરાસા દીસે, પીવન દોરત પ્યાસાહે. જુઠા. ૧
બાજીગરને બાગ બનાયા, ફુલ ઓર ફલ ખાસાહે. જુઠા. ૨
એક ઘડી પીછે ધુરી ઉડાવે, એસા સકલવિલાસાહે. જુઠા. ૩
જેવરીમાંહિ સર્વ ભય માની, પાવત મનમેં ત્રાસાહે. જુઠા. ૪
અંધકાર દુખ દેવત જનકું ભાનુ ઉદય નહિ ભાસાહે. જુઠા. ૫
કહે છોટમ પરબ્રહ્મ પ્રકાશા, છુટ ગયા ભરપાસાહે. જુઠા. ૬

નાથ તુમ ગજકો બંધ છોડાયો, એ રાગનું પદ.

નાથ તુમ કોટિક અધમ ઉધારે, જન આવે જો સરન તુમારે;
નાથ તુમ કોટિક અધમ ઉધારે. ટેક. ૧
સવરીમ પય ગીધ ગજ ગુનિકા, ઓર અજામિલ તારે;
ધીબર યવન કિરાત પારધી, સો પ્રભુ ધામ સિધારે. નાથ. ૨
માતાકી ગતિ પાઇ પુતના, જીને બહુ બાલક મારે;

દ્દાનવ દુષ્ટ રીછ દપિ જેસે, સોઇ મુક્ત કરી ડારે નાથ. ૩
નામ માત્રસે ઘોર પાતકી, પરમ પુનિત કરી ડારે;
જો ગતી દીની જોગી જતીકું, સો ગતિ પાયે બિચારે. નાથ. ૪
નામ આધાર રહે નિસવાસર, ઔર કરમ સબટારે;
જાતિ પાતિકો ગર્વ છાંડકે હો રહે દાસ તુમારે. નાથ. ૫
આરત હરન બરદ હે જાકો, બેદપુરાન પુકારે;
છોટમ પરમકૃપાલ પ્રભૂ, તુમી કાયકું મોય બિસારે. નાથ. ૬

## અથ શ્રી રણછોડજીનો પ્રબંધ લખ્યો છે.

જય જય શ્રી રણછોડ છોગાલા, દેવ દયાલું ડાકોરવાલા.
ઘોર પાપ મય કલિજુગ આયા, વર્ણાશ્રમકા ધર્મ ન સાયા;
ભક્તિ ધર્મ દુખિત હોઇ હારે, સો પ્રભુ આને જાઇ પુકારે. ૧
અરજ સુનત પ્રભુજી ચલી આએ, ડંગપુરી નિજ ધામ બસાએ;
સરસ ગોમતી સર સુખદાઇ, તીર્થ અનેક બસે તિહાં આઇ. ૨
પાવન સલિલ સુભગ જસ ગંગા, ખીલે કમલ વિપુલ બહુ રંગા;
કમલ કમલપર ગુંજત ભૃંગા, બરન બરન જિહાં બસે વિહંગા ૩
બાંધે ગાટ ચાર દિશ સુંદર, તીર તીર દેવનકે મંદિર;
સિદ્ધ મુનીંદ્ર જોગિ જન જે તે, આઇ રહે સબ તટપર તે હે. ૪
સાધુ સંત અનંત સુજાના, બાંધી રહે નિજ નિજ સુસ્થાના;
શંખનાદ રણસૃંગ બજાવે, નાચ ગાવે તાન મિલાવે. ૫
અતિ સુખ પાવે, ઘંટ ઔર ઘરિઆળ રણકે;
ઝાલર ઝમકે, રૂમઝુમ ઝમાક; ડિમડિમડિમાક.
ડંકા બાજે નોબત ગાજે, અતિબલ રાજે;
મૃદંગ કાંસી, તાલ ખંજરી,

રવાજવીણા, ઓર મંજીરા સંતસધીરા; ગોમતી તીરા,
ઠોર ઠોર આનંદકંદ કે ગાવત ગીત રસાલા,
જય જય શ્રી રણછોડ છોગાલા દેવ દયાલુ ડાકોરવાલા. ૧
ડંક રૂષીકો આશ્રમ જ્યાંહી, દેવ મહેસ ગૃનેસહિ તાંહી;
સન્મુખ શ્રી રણછોડ બિરાજે, પરમ મનોહર દેવલ રાજે.
કનક કલશપર ધજા ફરરકે, નાદ ગરગડે;
ભેરી દુંદુભી અરૂ સરણાઇ, ઝાંઝર ઝાલરી અતિ સુખદાઇ;
દીપકમાલા બને વિશાલા, કંચન જાલી શોભા વાલી.
જડિત પ્રવાલી, મણિગણ મોતી, પરમ ઉદ્યોતી.
જલહલ જ્યોતી, જ્યુંનભ મંડલ ગણે જેસે;
મંડપ મધ્યલને મણિ તેસે, સિંહાસનપર શામ બિરાજે.
જાકે દરસન તે દુખ ભાજે, શોભા નિરખી કામશતલાજે;
મુકટ મનોહર હીરા ઝલકે, કુંડલ લલકે, ઉરઅતમાલા.
નયનવિશાલા, રૂપ રસાલા, જરકે જામા છબી ધનશામા;
પુરણ કામા, જન અભિરામા; અતિ સુખ ધામા, ઉદાર નાસા.
મંદ સુહાસા, કરત વિલાસા; નંદ સુનંદા, શેત્રક વ્રદા, પ્રભુ મુખચંદા;
અતિ સુખ કંદા, કમલા ગરૂડ આદિસ બજેતે.
સેવા કરત નિરંતર તે તે, શંખ ચક્ર અરૂ ગદા પદ્મ;
આનંદ સમેટા ધ્યાન ધરત હે, પાત્ર પરત હે.
નિરખત નિસદિન શ્રી ધન સામતમાલા.
જય જય શ્રી રણછોડ છોગાલા દેવ દયાલુ ડાકોરવાલા. ૨
પાવન ડંકપુરી ભઇ કેસી, મથુરા ઓર અયોધ્યા જેસી.
સાધુ બ્રાહ્મણકા જ્યાં બાસા, કરત સદા એ વેદ વિલાસા;

કેતેક જ્ઞાની કેતેક ધ્યાની, કેતેક પઢે પોથી પુરાની.
કોઇ કોઇ ગાવે, તાલ બજાવે, અતિ સુખ પાવે, પ્રભુ રીઝાવે,
દેશ દેશકે ગામ ગામકે, ધામ ધામકે નર અરૂ નારી.
મિલત અપારી જોગ ધરાવે, હાર ચઢાવે પ્રેમ બઢાવે,
પ્રભુ જસ ગાવે આરતી સમે નાદ ધમધમે, ધરા ધમધમે.
પડતહે દડા માર ધડ ધડા, પડે હોય ખડા;
હોય જો બડા ખાત લથડા, જોરકર ધશે.
પ્રભુ મન હસે સોર કરતહે, ચોર ફીરતહે કંઠી ત્રોડે.
બાહુ મરોડે ગંઠી છોડે, રહત નહિ ભાન પ્રભુમે ધ્યાન.
ત્રોડલે કાન અહો ભગવાન, લોક હેવાન કરત બહુજાન;
વાર વાર પોકાર કરતહે કોઇ બુઢા કોઇ બાળા.
જય જય શ્રી રણછોડ છોગાલા દેવ દયાલુ ડાકોરવાલા. ૩
આસો માસ પૂર્ણિમા આવે, લોક અનેક તિહાં ચલી આવે;
ડંકપતીકે દરસન પાવે, ભાતિ ભાતિકે ભેક ધરાવે;
નાચે ગાવે તાન મિલાવે, અતિ સુખ પાવે.
મોદ બઢાવે પ્રભુ જશ ગાવે નગર નગરકે દેશ દેશકે ગામ ગામકે મિલે
મંડલી બેઠા કુંડલી ભજે જીગશ્રી, ઘ્રહિ ઘ્રહિ ઘ્રહિ ઘ્રહિ તાન મિલાવે.
મૃદંગ ગાજે ઝાંસી બાજે, બને કનઇયા;
તાથેઇ થેઇયા ભક્ત ભવૈયા નૃત્ય કરૈયા ગોપીકા રાસ.
બને ચોપાસ હરખ ઉલ્લાસ, પ્રભુ કે દાસ;
ધરત વિશ્વાસ હોત અઘનાસ, પુરે મન આસ કહે ભવ વાસ.
બસે સબ કહે પ્રેમ પુરવહે દાસકું દહે;
મહોત્સવ માન કરત સરમાન, દેત કછુદાન ધરત પ્રભુ ધ્યાન.

પ્રેમ રસપાન પ્રકટ હોય ગ્યાન, પાપ સબ નાસે;
હરિ ઉર વસે પ્રતિ સંવત અસ હોત અનંદા, વૈષ્ણુવ વૃંદા;
પ્રભુકા બંદા ભજે ગોવિંદા, કરૂણા કંદા.
બાલ મુકુંદા, યદુકુલચંદા પરમાનંદા;
જન ઉદ્ધારક, દુઃખ નિવારક અશરણુ શરણુ કૃપાલા;
જય જય શ્રી રણુછોડ છોગાળા, દેવ દયાળુ ડાકોર વાળા. ४

દાનવ ગુરૂકો બારહી આવે, વરઘોડાકો સાજ બનાવે;
હય હાથી રથ વાહન નાના, વાજે નાદ અનેક વિધાંના.
ઢોલ ઢમકે, ધડધમ ધમકે, તાંસા બાજે.
નોબત ગાજે ભુંગલ ભેરી, નાદફેરી, શંક ઓર રણુસંગ બજાવે;
લોક અનેક ગીત બહુ ગાવે, રંગ રંગકે ગ્રહે નિશાના.
છત્ર ચમર સબ વિવિધ વિધના, લક્ષ્મીજીકે મંદિર જાવે;
કરી આરતી ભોગ લગાવે, ફિરકે નિજમંદિરમાં જાવે.

સંપ્રદાયકા મંદિર જાંહિ, ત્રીકમરાય બિરાજે ત્યાંહિ,
તાકી શોભા કહિ નહિ જાઇ, દેખત જન મન રહે લોભાઇ;
તાકે સમીપ ધામ એક, સારા રઘુરામ.
મહા પુરૂષ ઉદારા પ્રકટે, નાગર ગ્યાતીમાંહ રાજક;
જસ કરતે ત્યાંહિ, સોસખું ત્યાગી, પ્રભુ અનુરાગી.
ભયે વિરાગી, અતિ બડભાગી, તજી સબ દંદા ભજત;
ગોવિંદા સચ્ચદાનંદા પરમસુખકંદા, નિરખી મુખચંદા,
કરત આનંદા, હેત સન્માન, ગ્યાનકોદાન અમરસપાન ધરત પ્રભુ ધ્યાન
ઓર ગોમતી જલબિચ ઠામા, સેવા દાસા સિદ્ધકોનામા;
ત્રીકમદાસ મહંતસુજાના ઓરબલદેરસંતગુણુવાનાદાનદયાદમશીલનિધાના.

તટપીછેબટજીકા આરા, ત્યાંહાં ગોવરધન નાથ ઉદારા;
આખી મંગલદાસ કહાવે, તહાં આખા સબ આખ લગાવે.
મહાવંત દામોદર ગુણવંતા, નિર્મળ સતા પઢે વેદાંતા;
સરમે નહાવે અતિ સુખ પાવે;
રાધાકુંડ રસિક જન રંજન, કલિમલ ગંજન દોષ વિભંજન.
તીરતીર દ્રુમ લગે મનોહર, સુમન બાટિકા;
બાગ બગીચા વારંવાર શ્રીડંકપુરીકો ધ્યાન ધરત જન, રહતમુદિતમન.
જન છોટમ સંસાર તાપકી મિટે સકલ દુઃખ ઝાલા
જયજય શ્રી રણછોડ છોગાળા, દેવ દયાળુ ડાકોરવાળા. ૫

કુંડળીયા છંદ.

ધામ બિરાજે ધરતીપર ડંકપુરીમે દેવ,
શિવ સનકાદિક સિદ્ધ મુનિ કરે નિરંતર સેવ;
કરે નિરંતર સેવ દેવ નિત્ય દરશન પાવે,
નરનારી જગલોક સબે મિલી મંગલ ગાવે.
કહે છોટમ કરજોડ નિરંતર નોબત બાજે,
ડંકપુરીમે દેવ ધરનીપર ધામ બિરાજે. ૧

સચ્ચા સમરથ સુમરીયેં રમાનાથ રણછોડ,
સુખદાતા સંકટ હરન પુરણ કરે મન કોડ;
પૂરણ કરે મન કોડ કમલ લોચન સુખકારી,
પુરણાનંદ દયાલ સદા સેવક ભયહારી.
કહે છોટમ કરજોડ નહીં કરુણામે કચ્ચા,
રમાનાથ રણછોડ સુમરિયે સમરથ સચ્ચા. ૨

રણછોડ રંગીલોરે નટવર નાગર છે. એ રાગ.

સુણજો જન સઘળારે, પુરાતન ગ્રંથ કથા;
સમજો નવ સાધેરે, જનમ વહી જાય વૃથા. ૧
કર્તારે કીધીરે, સૃષ્ટિ સઘળી જ્યારે;
નિરખી નર જાતીરે, પ્રથમ પ્રભુએ ત્યારે. ૨
પોતાના સરખારે, કર્યા ગુણવંત સહુ;
ઘણું જ્ઞાન અખંડિતરે, બુદ્ધિ બળ જેમાં બહુ. ૩
કરી અમર કાયા, નહિ દુઃખ દોષ કથા;
થાય છાછે તેવુંરે, દીસે બહુ ઉગ્ર દશા. ૪
જન જાણીને એ વારે, પ્રભુ જ્યાં પ્રગટ થયા;
શીખ દેવાને સારીરે, સ્તુતિ તણા શબ્દ કહ્યા. ૫
જોરી જારી કે ચામડીરે, હિંસા કોઇ ના કરશો;
જીભ્યાએ કરીનેરે, અસત્ય ન ઉચરશો. ૬
પાપ કર્મ આચરશોરે, તેથી સહુ પાપી થશો;
પુણ્ય કર્મ કરીને, રૂડા પુણ્યવાન હશો. ૭
પુણ્યનાં ફળ ઉત્તમરે, પાપ ફલ અધમ ઘણું;
પડે પાપે મહા દુખરે, પુણ્યે સુખ અમરતણું, ૮
નહી માને અમારૂંરે, વચન વિશ્વાસ ધરી;
અવતરશોને મરસોરે, દુખી થશે દેહ ધરી. ૯
એમ કહિ અવિનાશીરે, આપે અદલ થયા;
હુતા સજજન સાચારે, વચન સિર ધારી રહ્યા. ૧૦
આજ સુધી છે અમરરે, સદા દિવ્ય દેહ ખરી;
પાળી વચન પ્રભુનાંરે, રહ્યા ઠીક ઠામે ઠરી. ૧૧

ભોગ ભોગવે ભારેરે, અમરના અમર સદા;
કાંઇ પાપ કરે નહિરે, દેખે નહિ દુઃખ કદા. ૧૨
જુગ વીતીયા જ્યારેરે, પૂરા તે પવિત્ર રહ્યા;
જેણે પાતક કીધાંરે, તે તો બહુ પાપી થયા. ૧૩
ગયું જ્ઞાન પોતાનુંરે, અવિદ્યાતો ઉરમાં વશી;
પ્રભુ વચન વિસાર્યાંરે, રહી નહી ખબર કશી. ૧૪
મન કલ્પેલું થાતુંરે, તે તો સહુ અવળું ગયું;
મુખે બોલેલું ફળતુંરે, તે તો સહુ મિથ્યા ગયું. ૧૫
દરબુદ્ધિને દુરગુણરે, હૃદયમાં આવી વસ્યા;
ગયું સામર્થ્ય સઘળુંરે થઇ જડ જીવ દશા. ૧૬
અમરપદ ખોયુંરે, પડયા ભવની તલમાં;
દિવ્ય દેહ મટીનેરે, જઇ જનમ્યા મળમા. ૧૭
અતિ દુર્ગંધ કેરીરે, કરી નરની કાયા;
તેમાં જીવને વાસ્યારે, મુંકી મોહને માયા. ૧૮
દેહમાં જીવ આવીરે, પછી દેહ રૂપ થયો;
શુદ્ધ સ્વરૂપ પોતાનુંરે, તેને તો ભૂલી ગયો. ૧૯
દુઃખને સુખ માનીરે, કરે છે કુકર્મ ઘણાં;
કરે સારૂં કે નરતુંરે, પામે ફળ તેહ તણાં. ૨૦
કાળ ચક્ર નિરંતરરે, સર્વને સીસ ફરે;
જીવા પ્રાણીનું આયુષરે, અહોનિશ એજ હરે. ૨૧
પ્રાણ વાયુમાં પેસીરે, ભૂખને તરસ નડે;
મનમાંહિ ભરાયારે, શોકને મોહ છડે. ૨૨
જરા મૃત્યુ નિરંતરરે દેહને દૂર કરે;
કાળચક્રની સાથેરે, અમ ખટ ઉર્મિ ફરે. ૨૩

જેનો જન્મ થાય છેરે, પછી તેની અસ્તિ કહે;
પછી વૃદ્ધિને પામેરે, પછી પરિણામ લહે. ૨૪
વળતી ક્ષય થાતાંરે, છેક્ષો તેનો નાશ બને;
ખટ ભાવ વિકારોરે ખડ પીછે દેહ કને. ૨૫
દંડ પાપનો દેવારે, મરણુ દુખ માથે કર્યું;
જમરાયને સોંપ્યુંરે, જુવે તે ખોટું ખરૂ. ૨૬
દુખ દુષ્ટોને દેવારે, નિરમ્યાં દુખ નરક તણાં;
એક એકથી અધિકાંરે, કર્યાં દુખ કોટિ ઘણાં. ૨૭
પરધન પરદારારે, હરણુ કરે હરખ ધરી;
પડે તામિશ્ર નરકેરે, જ્યારે જન જાય મરી. ૨૮
પ્રાણુ લેઇ પતીનારે, જ્યારે પરનારી હરે;
મહા તામિશ્ર નરકેરે, જરૂમ જમદૂત ધરે. ૨૯
પરદારા આલિંગનરે, કરે જન જોર વડે;
જમ ઝાલી તેનોરે, ઘણો માગી ઘાટ ઘડે. ૩૦
જીવતા જીવ ઝાલીરે, પરાણે પ્રાણુ હરે;
તાતી ભૂમીમાં તેનેરે, જઇ જેમ હુત ધરે. ૩૧
અન્ન ઘાસમાં અગ્નિરે, ધરે જે મૂઢ મતી;
અસીપત્રની તેનેરે, પડે છે પીડા અતી. ૩૨
ઘર ગામ પ્રજાલેરે, અધમ નર અંધ થઇ;
ઘોર નરકમાં તેનેરે, નાખે જમદુત જઇ. ૩૩
હાકમના હિમાતીરે, પ્રજાને પીડે ઘણા;
કલ્પ કોટિક સુધીરે, સહે દંડ દૂતો તણા. ૩૪
ધનહારાને લોભેરે, અતિ અન્યાય કરે;

જમના દૂત ઝાલીરે, તેનું મુખ શ્યામ ભરે. ૩૫
દેવ વિપ્રની વૃત્તિરે, છેદે છળભેદ કરી;
દુઃખ દારૂણ વેઠેરે, ઠામે નવ બેસે ઠરી. ૩૬
દીનને દુખ દેતારે દયા દિલમાં ન ધરે;
જમ કિંકર તેનેરે કલપ લગી કષ્ટ કરે. ૩૭
વેરથી જીવ મારેરે, સાધુને સંતાપે;
દંદશુકના દુખમારે, પડે તેવે પાપે. ૩૮
વનિતા દ્વિજ બાળકરે, હણે જે હાથવડે;
કલ્પ કોટિક સુધીરે કુંભીપાક નરકે પડે. ૩૯
કુડી સાયદી પૂરેરે, કપટ કરી લેખ લખે;
ખગ આમિષ આહારીરે, અરણ્યમાં એને ભાખે. ૪૦
અપરાધી ઠરાવીરે, વળી તેની લાંચ ચહે;
અંધકૂપમાં એવારે, ઘણા દિન સુધી રહે. ૪૧
પ્રભુ આજ્ઞા ન પાળેરે, વચન જે વેદ તણાં;
થાય નાસ્તિક નિર્ફંદરે, સહે દુખ કોટિ ઘણાં. ૪૨
એવાં પાપ અપરમિતરે, કરે મદ મોહ વડે;
પશુ પામર થઇનેરે જુગોજુગ જીવ રડે. ૪૩
સજે સુકૃત સારાંરે, મળે દેહ દેવ તણો;
પાળે ધર્મ પોતાનોરે, સુખી હોય સહુથી ઘણો. ૪૪
દયા દીનતા રાખીરે, ભજે ભગવંત સદા;
દૃઢ ધર્મને ભક્તિરે, તજે નહિ તેહ તદા. ૪૫
અલ્પ આયુષ જાણીરે, કુકર્મ ન કરવું કશું;
એવું ઉરમાં ન આણેરે, નિશે નર તેજ પશુ. ૪૬
ઉપકાર પ્રભુનોરે, ભૂલીને જીવ ભમે;

ધણી વિમુખ થયાથી, ઘણા ઘણા દોષ દમે. ૪૭
રચના રચી જોયુંરે, વિચિત્ર એ વિશ્વતણી;
ભજ છોટમ તેનેરે જાણી એક સાચો ધણી. ૪૮

## રાગ કુમારની હોરી.

અભિ અંતર અનૂહદ, બજ રહ્યા હો.
હાંની હામેરે પ્યારે બાજત દશ વિધિનાદ;
અભિઅંતર અનહદબજ રહ્યાહો. ટેક.

પહિલા નાદ ઉઠતહે એસા, જ્યું ચીડિયાકા સોર બલજાઉં;
દૂજા નાદ એહીતેં દૂના, તીસરા હે ઘુઘરીયાકા ઘોર. અભિ. ૧
ચોથા નાદ શંખ જેસા, પંચમ વીણા સમાન બલ જાઉં;
છઠ્ઠા નાદ જ્યું તલ બજતહે, સાતમા હે મુરલી પ્રમાન. અભિ. ૨
બાજે મૃદંગ જ્યું નાદ આઠમા, નવમા નફેરી નાદ બલ જાઉં;
દશમા સિંધુ ગર્જના જેસા, અથવા ઘન ગરજે મહાદ. અભિ. ૩
પારવતીસેં મહાદેવે ભાંખી, નાદ ઉપાસના સાર બલ જાઉં;
એક એકકો લછન ફલકો, તાકું કહી દેહું બિચાર. અભિ. ૪
પહિલા નાદ સુને જબહિ, રોમાંચિત્ત હોય ગાત બલ જાઉં;
દૂજા સુને તબ આલસ આવે, તીજા તેં પીડા ઉપજાવત. અભિ. ૫
ચોથા નાદ માહિ ચિત દેવે, ઘુમન લાગે શરીર બલ જાઉં;
પંચમ નાદ સુને ચિત ધરકે, બરસેં અમૃત રસસીર. અભિ. ૬
છઠ્ઠા નાદકો ધ્યાન લગાવે, સો કરે અમૃત પાન બલ જાઉં.
સાતમા નાદ સુને કોય જબહિ, ઉપજે તબ અનુભવ ગ્યાન. અભિ. ૭
દૂર દેશકે બચન સુનતહે, જાતી તે મનકી બાત બલ જાઉં;
અંતરજામી હોય સબ જગમેં, તાતે કછુ છુપોના રહીત. અભિ. ૮

નાદ આઠમા જોમન ધારે, નાકું એસા હોય બલ જાઉં;
સકલ દેહકો નાદ સુનતહે સુક્ષમ ગતિ અતિ સોય. અભિ ૯
નવમા નાદ ધારણા ધારે, આપ અણુ સમ હોય બલ જાઉં;
સકલ લોકમે સો ફીરી આવે, તાકું ના લખી શકે કોય. અભિ. ૧૦
સબકી દ્રષ્ટિસેં હોય અગોચર, ધારે ચાહાયસો રૂપ બલ જાઉં;
સ્થુલ તેં સ્થુલ હોય છન માંહિ એસી હોય સિદ્ધિ અનુપ. અભિ. ૧૧
દશમા નાદ દુર રહે સબત, તાકો ધરે જો ધ્યાન બલ જાઉં;
વાસના બીજ સકળ જરી જાવે, હે:રહે બ્રહ્મ સમાન. અભિ. ૧૨
નવકું છાંડ ધરે જો દસમા નાદ ધારના કોય બલ જાઉં;
છોટમ સાહી પરંપદ પાવે, આવાગમન નહિ હોય. અભિ. ૧૩

રાગ ઘુમર.

પ્યારા પિઉ સંગે ખેલિયે હો.
હોમેરે પ્યારે પ્રિયતમ દેખી પાસ;
પ્યારા પિઉસંગે ખેલિહો. ટેક.
જ્યાં દેખું ત્યાં સન્મુખ ઠાડો. હાજર પ્રાણુ હજુર બલ જાઉં;
જાકે બોલસે બોલ હે મેરો, આનંદ આવત ઉર. પ્યારા. ૧
સ્થુલ સુક્ષમ અરૂ કારણુ કાયા, તાતેં ભિન્ન દયાલ બલ જાઉં;
સોમે મેસો એક મેકતા તાગી મેરો હે પ્રતિપાલ. પ્યારા. ૨
મેરી ઓર મેરે પીઉકી જાતી, તામે નહિ કછુ ભેદ બલ જાઉં;
અગણિત શક્તિવંત રહેયારે, તાતે બ્રહ્મ ગાવત બેદ. પ્યારા. ૩
મોસે બને નહિ રજ કણુ જેતા પિઉરજગ સરજનહાર બલજાઉં;
મે પરતંત્ર સ્વતંત્ર પીયાહે, અગણિત અંડાધાર. પ્યાર. ૪
મેં સુખ દુઃખ કર્મ ફલ ભોકતા, પિઉ ફલકો દાતાર બલ જાઉં;

મેં અવગુણુકો પાત્ર નિરંતર, પીઉજી હે ગુણુકો આગાર. પ્યારા. ૫
મેં આગ્યા આધીન પીયાકો, પિઉ મેરો સિરતાજ બલજાઉ;
જાદિનતેં મેરે પિઉકુ વિસાર્યો, તબતેં બડભયો હે અકાજ. પ્યારા. ૬
કાલ માયાને પરવસ કીનો, પાયો અતિદુઃખ ઓઘ બલ જાઉં;
દીન દયા ગુરૂ કર સાહ્યો, મીલાયો પિઉ સંગે જોગ. પ્યારા. ૭
અબ મે પિયાકું પલ ન વિસારૂં, નિશદીન ધારૂં ઉર બલજાઉ;
છોટમ પરમ દયાલ પિયાકો, પાયો હે સુખ ભરપુર. પ્યારા. ૮

---

ભજરે મન પુરન બ્રહ્મકું હો, હાંનીહો મેરે પ્યારે;
જાકો હે મહિમા અપાર. ભજરે મન પૂરન બ્રહ્મકું હો. ટેક.
જો મહિમાસે અધર રહતહે, અંડ અનંત અપાર બલજાઉં,
સો મહિમાસે રવિ સસિ ઉડ ગગન, પાની પવન નભ સાર. ભજ. ૧
એક પાદ હે વિશ્વ સકળમે, તીન પાદ દિવમાંહિ બલજાઉ;
અનંત પાદ હે ભિન્ન સકળસે, બ્રહ્માદિક ધ્યાવત નાહિ.
પૂરણુ માંહિ પુરનતા એસી, થાહન પાવે કોઇ બલજાઉં;
કોઇ બ્રહ્માંડ તિહાંસે ઉપજે, તાતે કછુ હાનિ નાહોય. ભજ. ૩
જ્યું સિંધુકો નીર જમાયો, સોહિ ગયો સબદેશ બલજાઉ;
સિંધુ નીર જયોકો ત્યોં રહેવે, ઘટે નહિ નિધિહુસે લેશ. ભજ. ૪
એ મહિમાકું અપાર કહતેહે, વિષણું વિરંચી મહેશ બલજાઉં;
ઓર જીવકો કોન ગજોહે, જાકો જસ ગાવત શેષ. ભજ. ૫
સાધક સિદ્ધ સાધના સાધે, કોટિક કલ્પ પ્રજંન બલજાઉં;
છોટમ પુરનના પ્રભુજીકી, તાકો નહિ પાવન અંત. ભજ. ૬

---

ભક્તિ બિન નર પશુ માનીએ હો, હોમેરે પ્યારે જોવો હોય શ્વક સમાન

ભક્તિ બિન નર પશુ માનીએ હો. ટેક.
રૂપ કલા ગુન ઓર ચાતુરી, નિદ્રાકાલ આહાર બલજાઉ;
કીટ પંખી નર પશુ સબમાંહિ, સરખાહે સકલ વિચાર. ભક્તિ ૧
ચાલ વેહેલી અલબેલી પ્યારે રાધે એ રાગ છે.
શીલવંતને મહંત સંત જ્ઞાતા, દયા દાન ધ્યાન જ્ઞાન ધરમદાતા.
ભલાજન ભૂતલ માંહી, કરે નહિ કલેશ કાંઇ
અહોનિશ આનંદ માંહિ, મગન ફરે માતા માતા કે સંતજ્ઞાતા;
સૌખ્ય વિષય કેરૂં, જાણે સ્વપ્ન તોલે.
સુખ દુઃખ દેખી, ધર્મથકી નહિ ડોલે;
જૂથા બોલ એતો, મુખેથી ન બોલે.
કુટિલ કાળ છે, કરાલ બહુ વિશાલ, જેવો વ્યાલ;
ઉગ્ર ઝાલ, સહુને ફાલ વૃદ્ધ બાલ, સહુને સાલવ્યારે;
સર્વને દેખે છે નિત્ય ખાતા, ખાતા કે સંત જ્ઞાતા ૧
અલ્પ જીવવું, આ જગત માંહિ એવું;
પંકજ પત્ર ઉપર, પાણી ટકે તેવું.
ઝડપ જાય, ઝાકળ બિંદુ મોતી જેવું;
તજી વિલાસ, રહે નિરાશ માયા પાશ કરે નાશ.
તજે ત્રાસ, હરિનાદાસ, હરિ વિશ્વાસ. હરિ પ્રકાશ રહે;
નિત્ય બ્રહ્મ સ્વરૂપ હૃદે ધ્યાતા ધ્યાતા કે સંત જ્ઞાતા. ૨
તે ધન ધાન્યને, આપે પરોપકારે;
સદાચરણુ કરી, જીવને સુધારે.
તત્વજ્ઞાનથી તરેને, સહુને તારે;
વેદસાર, છે કર્ત્તાર. એ વિચાર, વારંવાર.

મરે માર, ભવનો પાર, તજી વિકાર, પામ્યા પાર;
એવાં ભક્ત કેરાં, ધન્ય માત તાત તાતાકે સંત ગાતા. ૩
મોહ ઉધમાંથી, જોયું જેણે જાણી;
કામ ક્રોધ લોભ, હર્ષમાન ત્યાગી.
પાળી ધરમ સત્ય, બ્રહ્મ પ્રીતી લાગી;
પ્રભુ શું પ્રેમ, કુશલખેમ, પાલ નેમ, તજી વહેમ.
જાણે કેમ, સમજીયા એમ, કરે તેમ, જીતે એમ, સરજનહારના;
ગુણાનુંવાદ ગાતા ગાતા કે સંત ગાતા. ૪
પુણ્યવંત પ્રાણી માંહે, પુરૂષ નારી;
સારવેદનું સિદ્ધાંત, લે વિચારી.
અક્ષય સૌખ્યના, તે થાય અધિકારી;
હરિ હરિ જાપ ટાળે તાપ, ન રહે પાપ, પણ પ્રતાપ.
સુધરે આપ, ધુનામાદ, કરે બાળ શુદ્ધ આપ થઇ;
વિષ્ણુ પદે જાતા જાતાકે, સંત ગાતા. ૫
મહા વાકય કેરો, અર્થ ગ્રયો જેણે;
ધર્મ બ્રહ્મ કેરો, પંથ ગ્રહ્યો તેણે.
પરબ્રહ્મ સાથે, મેળ કર્યો એણે.
ટળ્યું માન, કરે ગાન, બ્રહ્મ ધ્યાન, એક તાન;
શુક સમાન થયું ગ્યાન, સુધાપાન હેત ભાન તજી છોટમ.
બ્રહ્મરાતા રાતાકે સંતગાતા.

## જેમાં ચેતન પુરૂષનું રાજ અનોપમ કાયા નગરી.

કર્મ કોટને હાડ પાંજરૂ નાડી બંધે જડિયો,
માસ રૂધિરનું લેપન કીધું ઉપર ચામે જડિયોરે. અનોપમ. ૧

એ નગરીને નવ દરવાજા પ્રધાન મનને બુદ્ધિ;
એક એકથી વિરૂદ્ધ વરતે નહિ શરીરની શુધિરે. અનુપમ. ૨
એકનું કહ્યું ન માને બીજો ન લહે સારી નીતિ;
કામાદિક શત્રુ પેસીને કરે ભુપને બીતિરે. અનોપમ. ૩
પ્રધાન લોભી થયા લાલચી પુરમાં પેઠા પાપી;
કામ ક્રોધને લોભ મોહની સેના સઘળે વ્યાપી. અનોપમ. ૪
નવે દ્વાર બંધ કરી રહે રાજા જાગ્રત જ્યારે;
કામાદિક પુરમાં ના પેસે નિર્ભય રહે નૃપ ત્યારેરે. અનોપમ. ૫
નવે દ્વાર ઉઘાડાં મુકે રાગ પ્રથમ જાય ;સી;
તેની સાથે બીજા ખલનાં થાણાં જાય છે બેસી. અનોપમ. ૬
મન શત્રુંનો થાય મલતીઓ સકલ ઇંદ્રિ ગણ સાથે;
અમલ બધે ચોરોનો બેસે કોય રહે નાહ હાથે. અનોપમ. ૭
રાગ વાધતાં ક્રોધ વધે છે મોહ વધે છે તેથી;
મોહ વધેથી સ્મૃતિ થાય છે બુદ્ધિ રહે નહિ એથી. અનોપમ. ૮
બુદ્ધિ જાતાં જ્ઞાન જાય છે જ્ઞાન જતાં ગતિ જાશે;
કહે છોટમ ભગવતને ભજતાં રાગ ટળે સુખ થાશે. અનુપમ. ૯

## તુંતો હરિ ભજ વિલમ ન કરેરે. એ રાગ.

તુંતો સરજનહાર સમરરે માણીગાર મનુવા. ટેક.
કોટિકવાર ધરી તે કાયા, દામ ચામમેં દીલ લલચાય;
ગુણસાગર પરબ્રહ્મ ન ગાયા, તારો વીતીગયો અવસરરે માણીગર મ. ૧
એ સંસાર સકલ દુખ દરિયો, મોહમાન મમતા જલ ભરિયો;
વારમવાર અવતર્યો મરિયો, પ્રભુ નામ નાવ ગ્રહી તાર્યોરે. માણીગર મ. ૨
કાલ કરાલ રહે સિર ભમતો, વિષય વિલાસમે તું રહે રમતો;

જ્ઞાન પંથ તુજને નથી ગમતો, તુને તેનો નથી કાંઇ ડરરે. માણીગર મ. ૩
તૃષ્ણા વિષયની જો નથી મળતી, જડ અભિમાન ગ્રંથિ નથી ગળતી;
ત્યાં લગી ભક્તિ તને નથી મળતી,તું તો જ્ઞાનવાન ગુરૂ કરરે. મા. મ. ૪
નામ રૂપ વર્જિત અવિનાશી, સાક્ષીરૂપ સકળ ઘટવાસી;
આવે અનુભવ દૃષ્ટિએ ભાસી, તું તો તે પ્રભુમાં મન ધરરે. માણીગર મ. ૫
તણખા અગ્નિ તણા હોય જેવા, જીવઅંશ જગદીશના તેવા;
તે તજી મૂઢ ભજે અન્ય દેવા, ભજ છોટમ વિશ્વંભરરે માણીગર મ. ૬

તું તો ધર્મ પંથે મન ધરરે પરપંચી પ્રાણી. ટેક.

ધર્મ સ્વર્ગનાં દ્વાર ઉઘાડે, પાપ કર્મ તે નરક પમાડે;
કરૂણાસિંધુ વિના કોણ કહાડે, તું તો દુર્જન સંગથી ડરરે. પર ૧
મનુષ્યાજન્મ સર્વથી મોટો, ખલમલ રૂપ થયો બહુ ખોટો;
લાભ ગમાવી લીધો ટોટો, હવે ઉત્તમ વ્રત આચરરે. પર. ૨
ધર્મ બીજ સુમતી શુભ ધરણી, સીંચો સદા જલ કરી શુભ કરણી;
આપે અધિક ફળ વેદમાં વરણી, તું તો ઉજવળ અંતર કરરે. પર. ૩
ધર્મ ઉપર દૃઢતા બહુ જેને, ધર્મ સહાય કરે નિત્ય તેને;
કલિના દોષ ન વ્યાપે એને, એતો વશ કરે વિશ્વંભરરે. પર. ૪
ધર્મનો મર્મ મહાજન જાણે, પામર નરતો પેટ ભરી માણે;
દુષ્કૃત કરી હરખ બહુ આણે, કરે તાડન જમ કિંકરરે. પર. ૫
ધર્મ હીણ જે જનનીએ જાયા વીંછી સાંપ સમાન જગાયા;
પશુ પામર સમ પુરૂષ ગણાયા, એતો નરને આકારે ખરરે. પર. ૬
ધર્મ હીણને પીડા પડે છે, દેવ પિન્ડ ગ્રહ ભૂત નડે છે;
રાંક થઇ બહુ જન્મ રડે છે, ઝાલી દંડે છે જમ અનુચરરે. પર. ૭
સત્ય દયા તપ દાન કહાવે, ચારે ચરણ ધર્મના ગાવે;

એટલા ભાગ્યવંતને ભાવે, કહે છોટમ મળે ગિરધરરે. પર. ૮

રાગ હાલાર

હરે મન ભમરાજીરે આપારે વાડીમાં ભલાં કમળ રચાણાંજી,
તેની સોભા તણો નહિ પાર, ફોગટ ફુલડાંયે મત ફરો.
તમે પરખી લ્યો પત્ર હજાર, ગુરૂ ગમ ગોતી ગગન ચડો;
તમે મહા પદ પળશોજી. ૧
હાંરે મન ભમરાજીરે, ગગન દેવલ માંહે ગરજે નગારાંજી;
ગાજે ઝાંઝ ઝાલર ઝણુકાર, ન ભેદ નાદ તમે ના સુણો,
તમે સાંભળો શબ્દ ઓંકાર, મન ભમરા હાં ગુરૂ ગમગોતી;
ગગન ચડો તેથી મહાપદ મળશોજી. ૨
હાંરે મન ભમરાજીરે, ગગન ગપામાં જશે જલહલ જ્યોતીજી;
વળી વરશે છે. અમરત ધાર, સહજ સાગર તમે ઝીલજો;
કરો સદગુરૂ શબ્દ વિચાર ગુરૂ ગમગોતી;
ગગન ચડો તમે મહાપદ મળશોજી. ૩
હાંરે મન ભમરાજીરે, ગુરૂને પરતાપે પીઓ પ્રેમ રસ પ્યાલાજી.
તમે સમરી લ્યો સરજનહાર, છોટમ જોગ જુગત થકી,
તમે પામશો ભવનો પાર, ગુરૂ ગમગોતી.
ગગન ચડો તમે મહાપદ મળશોજી.

ખ્યાલ.

નિર્મળ રૂપ નિરંજ નિર્ગુણ, નારાયણ બહુ નામીજી;
સદાચિદરૂપ સનાતન, સુખમય સકળ લોક કહે સ્વામીજી. ટેક.
જોતિરૂપ જગતપતિ જદુપતિ, અખિલ લોક અભિરામાજી;
કમળનયન કેશવ કરૂણા કર, સુખ સાગર ધનસામાજી. નિર્મળ. ૧

મુરલીધર માધવ મધુસૂદન, મોહન મંગળકારીજી;
કરૂણાસિંધુ કૃષ્ણ કરૂણામય કર કૌમોદકી ધારીજી. નિર્મળ. ૨
રાજીવલોચન રામરમાપતિ, રઘુપતિ પરમાનંદાજી;
ગોપીજન વલ્લભ ગુણસાગર, મહા પ્રભુ બાળમુકુંદાજી. નિર્મળ ૩
અસરણા સરણ અધમ ઉદ્ધારણ, અકળ રૂપ અવિનાશીજી;
અગણિત નામ અનંત રૂપ ગુણ, જન છોટમ ઉપાસીજી; નિર્મળ. ૪

ગરબી.

કોઇ જાગોરે સાર શબ્દ સદગુરૂનો લ્યો જાણી;
શું ઉંઘો છો વૈદિક શાબ્દિક, પંડિત અણુક પુરાણી. ટેક.
મહા મંત્ર ગાયત્રી જે ગાતા, એ વેદ તણી કહિંયે માતા;
એનો જાણી લ્યો ઓંકાર પિતા કોઇ જાગોરે. ૧
જે ગુહ્ય થકી મહા ગૂઢ અતિ, તેને જાણે વિરલાજો;
જોગી જતી જનો અતુલિત મહિમા, અગાધ અતી. કો. ૨
જીહાં ઉઠેલ હરી ચિદ અરણુવતી, તિહાં પ્રકટ ધ્વની છે પરણુવની;
ત્યાં વાણી વિરાજે, વર્ણવની. કોઇ. ૩
એકાવન અંગુલ છે એમાં બાવન અક્ષર બાંધ્યા તેમાં;
મૂળ ગાયત્રીનું છે એમાં. કોઇ. ૪
તે વેદશાસ્ત્રનું સાર છે, તે પંચ તત્વની પાર છે;
તિહાં બેઠા બોલણહાર છે. કોઇ. ૫
તિહાં અનહદ વાજા વાજે છે. બહુ નાદ અનોપમ ગાજે છે;
તિહાં જળહળ જ્યોતિ વિરાજે છે. કોઇ. ૬
જિહાં અમૃત ધારા વરસે છે, કોઇ પ્રેમીજન તિહાં પરસે છે;
તિહાં દેવ નિરંજન દરસે છે. કોઇ. ૭

કહે છોટમ વેદ વિચાર કરી, રહે દેહ વિષે વાસુદેવ હરી;
ભરપુર રહ્યો બ્રહ્માંડ ભરી, કેઇ જાગોરે ૮

છે ધિક તેને ધણી તજીને, ધ્યાન અન્તરનું ધારે;
પરમેશ વિના નરકાદિકથી, એને કોણ ઉગારે. ટેક.
જોને છીપ રહે છે સાગરમાં, નવ પિએ નીર રતનાગરમાં;
જેની સુરત સ્વાતીના જલધરમાં. છે ધિક. ૧
જેણે પલક એકમાં ખલક કરી, રહ્યા પિંડ બ્રહ્માંડે અંશ ધરી;
શું ભટકે તેને ભૂલી ફરી. છે ધિક. ૨
જેના ભયથી સહુ દેવ ડરે, તેની આજ્ઞાવશ થઇ કાર્ય કરે;
અંતરમાં એનું ધ્યાન ધરે. છે ધિક. ૩
કહે છોટમ તે સુખ ખાંણ છે, તે પ્રેમી જનના પ્રાણ છે;
જ્ઞાની જન એના જાણ છે. છે ધિક. ૪

રાગ મેવાડો.

અદભુત લીલારે મારા નાથનીરે વપુ ધરી કીધાં પરમ ચરિત્ર;
ગુણગણ ગાતાંરે અતિ સુખ ઉપજેરે,સુણતામાં પ્રાણી થાય પવિત્ર અ.૧
પ્રલયનું પાણીરે નૃપને દેખાડિયુંરે, મનુ તણું રક્ષણ કીધું ત્યાય;
મચ્છારૂપ ધારીરે નિયમ ઉત્તારિયારે, ધર્મને થાપ્યો ધરણીનાંથ. અ. ૨
સિંધુ મથી સુધારે પાઇ સુર સર્વનેરે, કૂર્મનું રૂપ ધર્યું કર્તાર
મંદિરને ધાર્યોરે પ્રભુએપીઠમાંરે, ચૌદ રત્ન ત્યાંથી કહાડયાં બહાર.અ.૩
અવની ઉધારીરે હણી હિરણ્યાક્ષનેરે વરાહનું વપુષ કીધું ત્યાંહ;
આણી જળઉપરરેરથાપીતેનેસ્થિરકરીરે, મનુતણી પ્રજા વસાતે માંહિ.અ. ૪
પ્રલ્હાદની પીડારે પ્રભુએટાળી પ્રીતિથીરે, સ્થંભમાંથા પ્રગટ્યા નરહરિ નાથ;
હિરણ્યકશિપુ હણિયોરે, દુખ ટળ્યું દાસનુંરે, જોઇ જોઇ હાખ્યો

સુરનો સાથ. અદભૂત. ૫
વપુ ધરો વામનરે છળ્યો બળિરાયનેરે, ત્રણ ક્રમ અવની જાચીતતકાળ;
વિક્રમ થઇનેરે લીધા ત્રણે લોકનેરે, પછી તેને ચાંપ્યો લેઇ પાતાળ અ. ૬
પરશુ ધરીનેરે સહુ ક્ષત્રિ હણ્યારે, નક્ષત્રી તે કીધી એકવિસવાર;
પરશુરામ રૂપે પ્રભુ પોતે થયારે, ઉતાર્યો છે અવનીકેરો ભાર અદ. ૭
રઘુવર સાપેરે રાવણ રોળિયોરે, પહિલી બાંધી સિંધુ ઉપર પાજય;
સખા કરી સુગ્રીવરેસોધીઆણી જાનકીરે, વિભીષણનેઆપ્યુંલંકાનુંરાજય;
અદભુત. ૮
કૃષ્ણજીને રૂપેરે ગિરિ કરમાં ધર્યોરે, કીધો વળી કંસાદિકનો કાળ;
ગોપીજન સંગેરે રાસરંગે રમ્યારે, હણ્યા પછી દંતવક્ર શિશુપાળ. અ.૯
બુદ્ધા રૂપ ધારીરે વિધિ નંદી વેદનીરે, હિંસાવાળો ધર્મ કર્યો ઉત્થાપ
જીવદયા ઝાઝીરે સહુ વિધિમાં બનીરે પ્રાણી મારે તેને કહ્યું બહુ પાપ અ.૧૦
કળિ તણે અંતેરે કલંકી પ્રકટ થશેરે કરશે પછી મ્લેચ્છ તણો સંહાર;
છોટમનો સ્વામીરે સત્ય વરતાવશેરે થાશે સહુ જગમાં જયજયકાર અ.૧૧

---

અદભુત મહિમારે હરિ અવતારનોરે, સદગુણ સાગર પરમ પવિત્ર;
જન સુખદાયકરે લાયક લોકમાંરે, ચારે યુગમાંહે સરસ ચરિત્ર. અ. ૧
વેદ સર્વ વેહેંચીરે જુગતી જૂદી કરીરે, લિધા નીચિ વ્યાસ તણો અવતાર;
બ્રહ્મ સુ આદિરે ગ્રંથ કર્યા ઘણારે, એથી સહુ જીવનો થાય ઉદ્ધાર અ. ૨
પૃથુ નૃપ રૂપે પાળી વસુધરારે, ધાન્યવંતી કીધી સકળ રસાળ;
વિધ વિધ ધાતુરે ધન ઉપજાવિયાંરે, જનસુખદાયક પરમ દયાળ. અ. ૩
હરિ રૂપ ધરીરે દુખ હર્યું દાસનુંરે, વાળિખિલ્ય રૂપી ઉગાર્યો નાથ
ગડપદ માંહેરે રાખ્યા બુડતારે, હેતે કરી ગૃહ્યા રુવેને હાથ. અ. ૪

સનકાદિક સગળારે ગયા બ્રહ્મા કનેરે, પુછ્યું તેણે ચિત વિષયનું પ્રશ્ન;
ઉત્તર ન આપ્યોરે સમર્યા શ્રીહરિરે, હંસરૂપ ધરી કહ્યું શ્રી કૃષ્ણ. અ. ૫
દાનવોના ડરથીરે દેવ દુખિયા થયારે, થયા પછી મન્વંતરનારાજ
અસુર સંહારીરે સુર સુખિયા કર્યારે, કૃપા કરી સાર્યાં સર્વનાં કાજ અ. ૬
યજ્ઞ વિધિ સઘળીરે વિધિયે વર્ણવીરે, કર્યો ઘણો વેદ વિષે વિસ્તાર.
તેનું ફળ દેવારે તે રૂપે થયારે તેથી થયો યજ્ઞ પુરૂષ અવતાર. અ. ૭
હઠ જોગ સાધીરે સહુને દેખાડવારે, ધાર્યું રૂડુ રૂષભદેવનું રૂપ;
મહામુક્ત થઇનેરે વસુધામાં સંચર્યારે, તુછ કરી સિદ્ધિ ત્રિભુવન ભૂપ અ. ૮
હયગ્રીવ રૂપેરે હણ્યો મધુ દૈત્યનેરે, વેદ ધર્મ સ્થાપ્યો વિશ્વાધાર;
છોટમનો સ્વામીરે સમરથ છે સદારે; અતિ ઘણું કરે ચરિત્ર ઉદાર અ. ૯

---

વળી વળી મહિમારે મુખે શું વખાણીએરે અદભુત ઇશ્વર પરમ અનંત;
જન સુખ કાજેરે સ્વરૂપ ધરે ઘણાંરે, દેવાસુર આદિક ન લહે અંત વ. ૧
બપરમાને બોલેરે ધ્રુવ વનમાં વસ્યારે, શિશુરૂપ કષ્ટે પોતાની કાય;
વરદાન દેવારે વપુ ધરી આવિયારે, ધ્રુવ વરદાયક તે કહેવાય. વ. ૨
રોગથી પીડાતારે જોયા સહુ જંતનેરે, બ્રહ્માદિક દેવે કર્યો વિચાર;
ઔષધિયો નાખીરે મથિયો સમુદ્રનેરે, વૈદ્ય થયા ધન્વંતરિ અવતાર વ. ૩
ધર્મ પિતાથીરે બદરીપતી થયારે, તપ તણી કરી દેખાડી રીતી;
કામથી ન ડરિયારે આપી તેને ઉર્વસીરે, નરને નારાયણ પુરૂષ અજિત વ. ૪
દત્ત દિગંબરરે પરમ દયાનિધિરે. ગુણાતીત ગુરૂ તણો અવતાર;
પરમહંસ પોતેરે પુરૂષોતમ સદારે આવ્યા શરણે તેનો કર્યો ઉદ્ધાર વ. ૫
કપિલ કૃપાળુરે કર્દમ સુત થયારે, પ્રકટાવ્યું સાંખ્યું તણું સિદ્ધાંત;
તત્વ વિચારેરે તે ભવનિધિ તરેરે, જ્ઞાન દેઇ માતા કીધાં શાંત. વ. ૬

કરૂણાના સિંધુરે સનકાદિકો સદારે, બ્રહ્મચારી ભગવતના અવતાર;
બાળ સ્વરૂપેરે બહુ ગુણ આગળારે, અનુભવ જ્ઞાન તણો અંબાર વ. ૭
ઇશ્વરતા અદકીરે શ્રી કીરતી ઘણીરે વિમળ વૈરાગ્યને જ્ઞાન ઉદાર
ધર્મધુરંધરરે જો હોય જગતમાંરે; છોટમ તે ઇશ્વર અવતાર. વ.૮



રસિક રૂપાળુંરે સ્વરૂપ શ્રીરામનુરે, કોટિ કોટિકંદર્પ લાવણ્ય ધામ;
ચિન્હ રૂડાં ચરણેરેધાર્યાંત્રિભુવનધણીરે કરવાને ભક્તજનોનાંકામ.રસિ. ૧
મન મતવાલોરે હાથીનારે હાથમાંરે ધારે માટે અંકુશ કેરૂં ધ્યાન;
વારણ તે વારીરેરાખેસુખે વશકરીરે, નિશ્ચેકરીડરીને રહેછે નિધાન. ર. ૨
થકતા સંતાપેરે શીત શરીરનેરે, કંપાવે છે તે થકી જનની કાય;
અંબરતું અક્તિરે ધારેજ્યારેઉર વિષેરે,ભૂલી રીત્યે ભક્ત તણોભયજાયર.૩
પર્વતસોટારે જો હોય પાપનારે, જન મન વા વિષે વિકરાળ;
કુલિશને ધ્યાનેરે સહુ નિમૂળ કરેરે, વજ્રતો વિદારે દુખજ જાળ. ર. ૪
અંબાર ભક્તિનારે ગુણના નિધિ ઘણારે, કમળને ધ્યાને કરી રહે વાસ;
આખુ નખુટેરે સકળ સોહામણુંરે, પ્રીત્યે કરી વસેપ્રભુજનપાસ.રસિ. ૫
જવ ચિન્હ જોતારે રસવાધે ઘણોરે, સુમતી સુગતી સુવિદ્યાસાર;
ધ્વજ ઉરધારેરે ભયહરે ભવતણોરે, કલીનીકુચાલીનવ્યાપે લગાર ર. ૬
ધેનુંપદ અંક્તરે ધરે હરિચરણમાંરે, સુમે ભવસિંધુ તરે નિરધાર;
વાર ન લાગેરે દુઃખ સહુ વીસમેરે,એગાજેનો મહિમા અપરંમપાર. ર. ૭
શંખ કેરે ધ્યાનેરે સુખ ઉપજે ઘણુંરે, ચક્ર થકી ચિંતા ચુરણ થાય;
ખટરિપુ ખળનેરે, હરે મનમાં હસિરે, જડથકી સર્વ અવિદ્યા જાય. ર. ૮
સ્વસ્તિક શું મંગળરે ફળદાયક ઘણુંરે, ઉર કરે કોટિ કોટિક કલ્યાણ;
શ્રીપુકુળ જોતાંરેફળચારેમળેરે, ધર્મ અર્થ કામને પદનિરવાણ. રસિક. ૯

કળશ સુધાનોરે ભક્તિ રસે ભર્યોરે, નયન નેપુટે કરે જે પાન;
ભક્તિનેવધારેરે હરે ત્રય તાપનેરે,ધારેજયારે અર્દ્ધચંદ્રનું ધ્યાન.રસિક.૧૦
વિષય ભુજંગમરે ડસે નહિ દાસનેરે, ધરે જ્યારે ધારણા થઇને સ્વતંત્ર;
માટે રાખ્યારામેરે. નિજપદને વિષેરે, અષ્ટખટ ત્રિકોણ ઉત્તમજંત્ર.ર. ૧૧
મીન બિંદુ જોતાંરે, મહિમા વધે ઘણોરે, અતિભલો ઉત્તમ એજ ઉપાય;
દઢ થઇધારેરે જ્યારે જન ધારણારે,તેહથકી વિશ્વ સકળ વશ થાય. રસિ૧૨
સંસાર રૂપારે સાગર ઘોર છેરે, તેમાં કેમ જનથી પાર જવાય;
માટે ઉર્ધ્વ રેખારેસેતુ સમાનછેરે, ધ્યાનધરી સુખે પારંગત થાય. ર. ૧૩
ઇંદ્ર ધનુ અંકતરે પદ્મપદમાં ધર્યુંરે, દઢ થઇ ધારે જો તેનું ધ્યાન;
શત્રુનાસંતાપેરેઆપેસુખઅતિ ઘણુંરે,માની જનકેરૂં હરે અભિમાન.ર. ૧૪
એવાં ચિન્હ ઉત્તમરેઉભય ચરણવિષેરે, તે થકી જાણિયે પુરૂષ વિશેષ;
છોટમ કાયસજ્જનરે ધારે તેનીધારણારે,અષ્ટસિદ્ધિ દાયક એઉપદેશ. ર. ૧૫

## રાગ પ્રભાત.

વીતી ગઇ રાત્ય પ્રભાત પ્રીત્યે થયો, જળહળ પ્રકટિયો હંસ;
જ્યારે ત્રણ્ય ભૂવન વિષે તેજ ફેલી રહ્યું, સર્વજગજગથયુંતેજવારે.વી.૧
જીવ શશિજ્યોતિસમીપરમસવિતા વિષે, તુચ્છ દુર્ગુણથયાંઅસ્ત તારા;
સદગુણ કમળને વિમળમાનવિશે ખીલતા, સંત દેખાય સારા. વીતી. ર
કામને ક્રોધ મદ ચોર નાશી ગયા, અંધ રૂપ ઉલુક સઘળા છપાયા;
જન સહુ જાગિયા ઉંઘમેલાગીયા,ધીરેથઇધર્મનેપંથ ધાયા. વીતી. વી. ૩
સ્થાવર જંગમ સર્વ શોભી રહ્યું, એ વિના દેવ નહિ અવર દુજો;
છોટમ ચૈતન સુર્ય સદોદિત, સર્વ પરપંથ તજી તેજ પુજો. વીતી. ૪

## તિથિયો.

પ્રથમ નમુંપરબ્રહ્મ આદિઅનાદિરે,જેણેભાખ્યોવેદિકધર્મલહે બ્રહ્મવાદિરે;

તેમાંથીલઇ સાર તિથિઓએ‌ાલુંરે, સહુ સંગતણોવિસ્તારસઘળોખોલું રે
અમાસે આ શાશ્વતઅવિનાશીરે,તેનિજમહિમા મંડળમાંહિ નિત્યનિવાસીરે;
જેનેરૂપરંગનહિરેખ નિર્ગુણ નામીરે,જે સાંખ્યતત્વથીશેષ રહે સહુસ્વામીરે
પછીપડવે પુરૂષ એક પ્રકટયોત્યાંથીરે, જેને અવયવ અંગઅનેક કારણમાંથીરે;
જેનું સુહઅશીર્ષા નામવેદવખાણેરે, તે સકળ કળાગુણ ધામજ્ઞાની જાણેરે ૩
એણે બીજી ઇચ્છાનારીશક્તિનીપાવીરે,તે સંગેવિલસીવિહાર સૃષ્ટિ ઉપાવીરે;
જે પ્રભુની ઇચ્છા એજ માયા કહિયેરે, એ માયાથી મહતત્વઉપનું લહિયેરે ૪
એનું બુદ્ધિ બીજું નામસાંખ્યમં કહેછેરે, સહુનિશ્ચયનું નિજજકાર્યકરતુંરહેછેરે;
એ બુદ્ધિથીઅહંકાર ઉપનો એવોરે, એ ગર્ભરૂપિયુંકાજ કરેછે કેવોરે. ૫
એ માગાગુણથી મિશ્ર થયેલો રહેછેરે,એનાથીઆ સંસાર થયેલો કહેછેરે;
જેત્રીજેત્રિગુણવિસ્તાર કહિયેતેથીરે, એમઅન્યોઅન્યઅપાર ઉપજેએથીરે ૬
હવે તામસથી પંચતત્વ માત્રા મળતીરે, એમ થયાં તત્વ તે ભિન્ન વિધવિધ વળતીરે;
ચોથે ગગનથીચારઅનિલનેઅગ્નીરે,તેથીજળધરણીવિસ્તારધારણજગનીરે. ૭
એમાં શબ્દસ્પર્શરસરૂપ ગંધકહાવેરે, એઅન્યોઅન્ય અનુસ્યુતમધ્યેરટાવેરે;
હવે રાજસની દશવિધ ઇંદ્રય કહાવેરે, ત્યાં દશદેવપ્રસિદ્ધ રહ્યા છે આવીરે
છઠે મુખકર પાદ ગુદ ઉપ થાનેરે એકકર્મ ઇંદ્રિયની જાગ્ય બીજી જ્ઞાનેરે;
જેકાનનયને નાક જીવડાં જાણોરે, તે જ્ઞાન કરે પરિપાક પંચ પ્રમાણોરે. ૮
આકાશાદિક પંચ ભૂતો કહેછેરે, એથી શબ્દાદિક માત્રાય સુક્ષમ રહેછેરે;
વળી દશઇંદ્રિય કહેવાયઅંતકરણોરે, એ ચોવીસેનો ઠાઠ સાંખ્યમાંવરણ્યોરે.
સાત્વિગુણથી ચાર અંતકરણોરે, જેણે થાએ વિવિધવિચાર વાણી વરણોરે;
ચિત બુદ્ધિ મન અંકાર ત્રણેરેરે; એ ચોવીશનો વિસ્તાર ત્રૈગુણકેરોરે. ૧૧
આ ઠામે એ ઠાઠ ચૌદ લોકરે, જે નિરમા છે એ નાદ કર્તા કેરોરે;

એમાં સ્થુલ સુક્ષ્મજે દેહ કારણુ કહિયેરે, એ વિચારતાં વેદેહ થઇનેરહિયેરે૧૨
નામે નિરંજનરાય દરસે જ્યારેરે, એ દેહ સકળ સમુદાય શોધે ત્યારેરે;
હવે ચૌદે ઇંદ્રિય દેવ વસિયા વાસેરે, તે કરે સર્વદા શેવ પ્રભુની પાસેરે
એમે દશ મુકામ પ્રગટ દીસેરે, વળી ચાર દેવનો ઠામ અંતર વિષેરે;
મેઢ પ્રજાપતિરાય ગુદે જમજાણુારે,વળી વષ્ણુ વસિયા પાપ વેદ પ્રમાણુારે.
એકાદશીએ ઇંદ્ર પરઠા પાણુરે, એગની ઓપે મુખમાંહી વદતા વાણુરે;
કરણુ તણો દિગપાળ નેત્રે ભાનુરે, નાસા ઇંદ્રિય પ્રતિપાળ અશ્વની માનુરે.
બારસે રસના વાસ વરૂણુ વિલાસીરે, બુદ્ધિએ બ્રહ્માપાસ મન શશી વાસીરે;
ચિત વસિયા વાસુદેવશિવ અહંકારેરે,એમકરેસર્વદાસેવ, નિજનિજઠામેરે.
તેરસે એક તાર ઓંકાર આપેરે, તે પોખે ચેતન સાર,નખસિખવ્યાપેરે;
સ્થુલ સુક્ષ્મ બે દેહ, પદર નવનોરે, તે મધ્યે આત્મા જે પ્રેરકસહુનોરે.
ચૌદસે જે વ્યાપ્ત સોહં સારોરે, તે જપે અજંપા જાપ બોલણુહારોરે,
જેને સદગુરૂ મળ્યા હોય સત પ્રમાણુેરે, બીજા અન્ય બચારા કોયજંન
ન જાણુેરે. ૧૮
પુનમે તે પદ આદિ નાવે વાણુેરે, તે સદગુરૂનો પરસાદ મહાજન માણુેરે;
જો કૃપા કરે ગુરૂરાય સાચા સ્નાઇરે, નહિ અવર કોય દાતાર આ જગમાંહિરે.
એ સોલ તિથીનું સાર ઉરમાં આણુેરે, જન છોટમ તે નિર્ધારમહાપદમાણુેરે;
એ સીખે સાંભળે ગાય, પૂરણુપ્રીત્યેરે તે નરહરિરૂપે થાયરૂડીરીત્યેરે. ૨૦

રાગ વસંત

જાગ્ય જાગ્યરે જીવ અભાગી, જોને મૂળ વિચારી;
કયાં થકી આવ્યોને કયાંહિ જાવું, શાની છે કાયા તારી. જાગ્ય. ૧
શું કરવાનું ને શું કીધું, શું સમજ્યો દેહધારી;
જન્મ ધરી જગદીશ ન જાણ્યો, જીતી બાજી હારી. જાગ્ય. ૨

કોટિ કુકર્મ કરી થયો નીચો, નરક તણો અધિકારી;
ઘોર અજ્ઞાન અવિદ્યા નિંદ્રા, મોહ નિશા અંધિયારી. જાગ્ય. ૩
સંશય મનોરથ સ્વપ્ન ઘણેરાં, ઝંખે સુત વિત નારી;
અહમપણામાં આપ ભૂલાયું ભય પામ્યો: અતિભારી. જાગ્ય. ૪
વેદ વેદાંત વદે છે એવું, કહે છે સંત પોકારી;
છોટમ શબ્દ સુણીને જાગ્યા, તે નરની બલિહારી. જાગ્ય. ૫

રાગ વસંત.

કાયા વાડી કરી કરતારે, માંહિ મુકયો જીવ માળીને;
ગગન ઝરૂખે રહીને ઝાંખે, સુરત વડે સંભાળીને. કાયા. ૧
મૂળ પ્રકૃતિ ભૂમિ ભલેરી, ચેતન જલમાંહિ વાળીને;
ત્રિગુણ બીજ વાવિયાં તનમાં, સિંચે સરવ સંભાળીને. કાયા. ૨
ચોવિસ તત્વ બની છે શાખા, જો જો નજરે ન્યાળીને;
ઉપ શાખાને પત્ર અનેરાં, દીપાવે છે ડાળીને. કાયા. ૩
વાણી વિચિત્ર કુસુમ બહુ રંગે, ચિતમાં જોજો ચાલીને;
જન છોટમ જગદીશને પુજે, ધન્ય ધન્ય તે ગુણશાળીને. કાયા. ૪

રાગ વસંત.

સોહં હંસા હોળી રમે છે, ચિત ચિદ શક્તિને સંગે;
સભર સુરોવર અધર સુન્યમાં. ત્યાં થકી આપ ઉમંગે. સોહં. ૧
અક્ષર સ્વરની તાલ અનોપમ, કર લીધી ઓંકારે;
મન બહુ ભેદ રચે તે મધ્યે, વાણી વિચિત્ર ઉચારે. સોહં ૨
ભેરી મૃદંગ શંખ શરણાઇ, મધુરી મુરલી વાજે;
અનહદ નાદ નિરંતર સહેજે, ગગન મંડલમાં ગાજે. સોહં ૩
સુરત નિરત સોહાગણ સંગે, ઝંખે ત્રિવેણી તીરે;

ચંદ્ર સૂરજ પિચકારી ઉરાડે, પંચ રંગ ભરી નીરે. સોહં. ૪
શંકર શેષ સુરેશ વિરંચિ, સર્વ કરે છે સેવા;
પ્રેમે પુષ્પ લઇ નાથ વધાવે, પામે મહારસ મેવા. સોહં. ૫
બેહુ ભક્ત મળ્યા ત્યાં ભેળા, રૂસિ મુનિને મહા જોગી;
સનકાદિક સુક દેવ સરીખા પ્રેમ અમીરસ ભોગી. સોહં. ૬
કોટિક કવિજન કીર્ત્તિ કરે છે, વિધ વિધ વ્યાસ વખાણે;
મંદ મતિ જન છોટમ તેનો, મહિમા તે શું જાણે. સોહં. ૭

રાગ વસંત.

ખેલ વિચારીને જે જન ખેલે, તે નરને સુખકારી;
મહા અઘરી માયાની બાજી, તેમાં ગયા ઘણા હારી. ટેક. ૧
નીતિ વિવેક વિચાર સંઘાતે, રમતાં ઘણો રંગ વાધે;
સજ્જનતા સહુ લોક વખાણે, જય પામે જગ બાધે. ખેલ. ૨
અધમ કર્મ અવિચાર અનીતિ, અધરમ ઉરમાં ધારે;
અખિલ લોકમાં અવજસ, તેનો દુષ્ટ કહી ધિકારે. ખેલ. ૩
ઉત્તમ વિદ્યા અમૃત સરખી, પ્રેમે પુષ્ટિ કરે છે;
વિખ રૂપી છે સર્વ અવિદ્યા, ખાતાં ખચિત મરે છે. ખેલ. ૪
નરદેહ પામી નીતિને રાહે, નરહરિને જે ગાસે;
જન છોટમ દુનયાંની બાજી તે જન જીતી જાસે. ખેલ. ૫

રાગ હોરી.

હરિ હરિ નામ જપોહરદમસે, ઓહર ગયોએસો દાવ ન આવે.હરિ. ૧
દીનદયાળ દયા કરી દીનો, એસા દેહ ફેર કહાંસે પાવે. હરિ૦ ૨
સરજનહાર સદા સુખકારી સો પ્રભુકો ગુન કાહો ન ગાવે. હરિ૦ ૩
ગર્ભ કુતે પ્રતિપાલ કરી હે, ખાન પાન તેરે કાજ બનાવે. હરિ૦ ૪

ચેતન નહિ અચેત અભાગી કાળ નગારા સીસ બનાવે. હરિ. ૫
આયા અચાનક પકર જાયગો જેસે મજ બગરી ગિલી જાવે. હરિ. ૬
કુટુંબ કબીલા દેખ રહેંગે કોય સંગ તબ તેરી ન આવે. હરિ. ૭
સદગુરૂ હેત પરમ ઉપકારી છોટમ મોક્ષકો ગેલ બતાવે. હરિ. ૮

## રાગ હોરી.

સોહં સંગે ધુમ મચાવી ગુરૂજ્ઞાનધ્યાન લહેરાઇસોહંસંગધુમ મચાઇ.ટેક.
ઇંડા પિંગલા દોનું સાધકે સુક્ષ્મણા સંગ મેલાઇ;
અજપા જાપ જપો નિસવાસ ત્રિકુટી ધ્યાન લગાઇ.
સુરત ધરી દેખો ભાઇ સોહંગ સગ ધુમ મચાઇ. ૧
મુલ ઉપસ્થ મણીપૂર અનાહત વિશુદ્ધ આજ્ઞા ચક્રજાઇ;
સકળ દેવકું જાપ સમરપો સહસ્ત્ર દલે ચિત લાઇ.
દેખલો જયોતિ જગાઇ સોહંગ ધુમ મચાઇ. ૨
અનહદ ઘોર ગરજના અદભુત અનંત રંગ રહો છાઇ;
ઝાંઝ ઝાલરી વીણા વાંસરી ભેરી શંખ શરણાઇ.
સુરત તિહાં જાઇ લોભાઇ સોહંગ સંગ ધુમ મચાઇ. ૩
સરવાતીત સદોદિત પુરણ સુદચિત જન સુખદાઇ;
જન છોટમ સદગુરૂ કરૂણાસે સો પદકી ગમપાઇ;
જોગકી જુગત બતાઇ સોહંગ સંગ. ૪

## રાગ ધુમાર.

હરિ સંગે હરિ ખેલીયેકો હો મેરા પ્યારે અંગે ઉમંગ;
રંગરેલ હરીસંગે હોરી ખેલીએહો. ટે.
જાકી ઇચ્છા તેં જગત હોતહે ભિન્નભિન્ન બહું ભાતી બહુ જાઉં;
અતિ વિચિત્ર કછુ કહી નવ જાવે લક્ષ ચોરાશી જીવજાતિ. હરિસંગે.૧

એક એક કામ કિયે અધિકારી, ઐસે સરજે દેવ બલ જાઉં;
ઓર જીવકું કરમ લગાયો, તાતે જાનત એવ. હરિસંગે ૨
પ્રથમ ભયે સોઇ ઇસિ સકલકે, દીનો અખિલ જગરાજ બલજાઉ;
દુજે ભયે સો સેવક તાકે, કરત હુકમ લેઇ કાજ. હરિસંગે. ૩
બીજ સકલકું વિરંચી બોલે, વિષ્ણુ પાલનહાર બલજાઉ;
કઠિન કામ દી નેત્રી જાકું, શિવ રૂપે કરત સંહાર. હરિસંગે. ૪
ચંદ સુરજ દો દીપ ધરતહે. પંખો પવન ઉડાય બલજાઉ;
ખાન પાન સબ અગ્નિ પચાવે, સારદા જસ નિત્ય ગાય. હરિસંગે. ૬
સ્થાવર જંગમ વિશ્વ ચરાચર, સાહેબ સરજંન હાર બલજાઉં;
વિશ્વ સકલ વેરાટ ઉદરમે, ભયો હે અનંત અપાર. હરિસંગે. ૭
અષ્ટ સિદ્ધિ નવ નિધિ કિંકરી, સો ઇશ્વર નિરધાર બલ જાઉં,
ભોટમ પુરણ બ્રહ્મ પ્રભુ હે, તાકો નહી અંતને પાર સોહંસંગે હોરી
ખેલીએ હો. ૮

## રાગ વસંતનું પદ.

મહા મંત્ર સદચિદ નામનો, તે તો સરવે જનના કામનો;
તેણે પરચે મળે નિજ ધામનો, મહા મત્ર સદગુરૂના નામનો. મહા. ૧
તેણે બાવન અક્ષર થાય છે, તેથી નામ સર્વ લેવાય છે;
ગુણી ગાન તાનમાં ગાય છે. મહામંત્ર. ૨
સત જાણીને શીવ સરખા જપે, થઇ જોગારૂઢ તપમાં તપે;
તેનો પ્રલયે કાળે નવ ખપે મહામંત્ર. ૩
રહ્યા વિષ્ણુ વિરંચિ વિચારમાં, સત શબ્દ તણા આધારમાં;
સહુ સરજે પાળે સંસારમાં. મહામંત્ર. ૪
જપે શેષ સદા સુદ્ધ ભાવથી, ધરે અંગ અધરતે પ્રતાપથી;

કોટી સંત તર્યા નામ નાવથી. મહામંત્ર. ૫
એવો અતુલિત મહીમા અપાર છે, કોય સમજે તેને સાર છે;
જન છોટમનો આધાર છે. મહામંત્ર. ૬

રાગ વસંત.

લલિત વસંત લીલારસ સાગર, અકળ પુરૂષ અવિનાશી,
સર્વાતીત સકળ ગુણ પુરણ, સાક્ષિ સર્વ ઉર વાસી. લલિત. ૧
સગળે નયન કાન મુખ નાસા, સગળે પંરપદ રાજે;
કોટીક અર્ક રોમની ઉપમા, કહેતાં કવીજન લાજે. લલિત. ૨
એક એક શક્તિ બ્રહ્માંડ શ્રજે, એવી અનંત શક્તિ મતિ કહાવે;
ઉપજે ખપે સહુ આપ ઇચ્છાએ, આપે જાય ન આવે. લલિત. ૩
સાંખ્ય વેદાંત મીમાંસા પાતાં, જલ ન્યાય વિશેષી વખાણે;
સહુનું એક સિદ્ધાંતજ આવે, સરવે નિગમ પ્રમાણે. લલિત. ૪
એક એક અંગે સહુનું સાચુ, સહુ મળી પૂર્ણ કહેવાયે;
૭ પ્રમાણ એમાં નવ ચાલે, વેદ વડે વર્ણાય. લલિત. ૫
કોય નિર્ગુણ પરબ્રહ્મ વખાણે, કોય સગુણ કહી સેવે;
છોટમ એવી અદભુત લીલા પાર ન પામ્યો દેવે. લલિત. ૬

રાગ હોરીના ખ્યાલ.

ઘટમે નટવર ગીરધારી, ચિદ શક્તિ રાધિકા પ્યારી. ટેક.
કાયા કુંજગલી વંદ્રાવન, પ્રાણ પુરૂષ રખવારી;
ધાર ધાર સબ દેવ ખડેહે, બિચમે કમળ ફુલવારી.
ઓર બહુ રંગ અપારી. ઘટમે. ૧
ઇતિમે ગંગા ઇતમે જમુના, બિચમે સરસ્વતી સારી;
તિહાં રહી કાન્હ બજાઇ બંસરી, આઇ ધસી વ્રજનારી.

ખેલ ભયો અદભુત ભારી. ઘટમે. ૨

ચિત ચંદન શુદ્ધ ભાવ અરગજા, પ્રેમ પુષ્પ ભરી થારી;
સામા સામ સંગ સખી ખેલે, તીન ભુવન જયકારી.
સમજ લો વિચારી વિચારી. ઘટમે, ૩

જો કોઇ જાને વસંતકા ખેલ, ન સો સમઝે વિધિ સારી;
છોટમ પ્રેમ ભક્તિ વસ માધવ, જો પાવે નરનારી.
ધન્ય તીનકી બલીહારી, ઘટમે. ૪

## હોરી.

ઘનસ્યામ વસંત વિહારી, મન મોહન મંગલકારી. ટેક.
દિવ્ય સ્વરૂપ અનંત શક્તિધર. અમાત સખિનકો યારી;
નિરાલંબ નિર્લેપ નિરંતર, ભોગીને બ્રહ્મચારી.
અજબ ગતિ નાથ તિહારી. ઘનસ્યામ. ૧

નિર્ગુન સગુન આપ ઇચ્છાસે, ત્રિભુવન તંત્ર પસારી;
સરજે પાળે ઓર સંહારે, જાકી કળા કછુ ન્યારી.
એસો હે દેવ મુરારિ. ઘનસ્યામ. ૨

દશ વિધિ સર્ગ પ્રથમ ઉપજાએ, સ્થાવર જંગમ ઝારી;
દ્રુમ વિરૂધત્વક સાર ઔષધિ, લતા વનસ્પતિ ભારી.
વાસના ન્યારી ન્યારી, ઘનસ્યામ. ૩

લીલા લાલત ખેલ નિત્ય નઉતમ, મુનિ મન મોહનકારી;
જન છોટમ વાકે ચરન કમળપર, વારંવાર બલિહારી.
ધ્યાન ઉર લીજે ધારી. ઘનસ્યામ. ૪

## રાગ હોરીનો ખ્યાલ.

ગાજત ગેબ ગગનમે નગારા, બાજત ગેબ ગગનમે;

મેરા મનવા સુનએ મગનમેં નગારા બાજત ગેબ ગગનમે. ૧
પંચરંગ ઉડન પિચકારી, ઉલટ સુલટ છન છનમે;
ઝલા બિંબ બહુ હોત ઝબુકા, જેસે બિજરીયા ઘનમે. નગારા બાજત.
તરવેનીમાં તાર મિલાઇ, દેખોજી અપને તનમે;
અપના સાહેબ આપમે પેખે, કાયકું ફિરે બન બનમે. નગારા બાજત. ૩
મલિન વાસના કોટિ કર્મકી, જારોની બ્રહ્મ અગનમે;
પ્રેમ અમીરસ પીઆ પીયાલા, મસ્ત રહો નિજ મનમે.નગારા બાજત૪
તીન લોક પઉપમા નહિ જાકી, એસો સુખહે ભજનમે;
જન છોટમ સદગુરૂ કરૂણાસે, લગ રહ્યા ચિત્ત ચૈતનમે. નગારા બાજત૫

---

ગયા દિવસ ન આવે ફરી ફરીને, સુજની ભજ બ્રહ્મ હરીને; ટેક ૧.
આખો જન્મ તેં એળે ગુમાવ્યો, કોટિક કુકર્મ કરીને.
હજુએ વિચાર થતો નથી હઇએ, મમતામાં જાય મરીને;
ફોગટ ભવ ફેરા ફરીને. સુજની ભજ બ્રહ્મ હરીને.
પતિવ્રતની પેરે ધર્મ પાલજો, વિશ્વપતિને વરીને;
વેદવિરૂધ વાત નવ વદિયે, દીલમાંહિ રહેવું ડરીને, ઠીક પ્રભુ વચને ઠરીને સુ. ૨
પદ્મ પત્રપર પાણીનું, બિંદુ ક્ષણમાં જાય ખરીને;
એમ કાયા તે કાળ જાણજે, ચટપટ જાય ચરીને; ભાળી જોને દ્દષ્ટિભરીને સુ. ૩
શુદ્ધ બોધ સદ ગુરૂનો સમજી દ્દઢ થવું ધ્યાન ધરીને;
છોટમ જન્મ એમજ સુધારે, તો ભવજલ તરીને સુખે સહુ કાજ સરીને. સુ. ૪

રાગ હોરી.

જાગી જ્યોતિ અગમ ઘર હોરી, સુરત તિહાં જાકર ખેલે મોરી; ટેક
શબ્દ ગુલાલ લાલ ભયો બાદર, ગગન ગરદ ચહુંઓરી;

નઉતમ નાદ નિસાન બજતહે, રંગ રેલ નહિ થોરી. સુરત. ૧
કોય સખી તિહાં ગાન કરત હે, કોય રહી રંગ ઘોરી;
કોય સખી તિહાં ધ્યાન નહિ ધારે, કર્મ વાસના છોરી. સુરત. ૨
કોય સયાની પ્રેમસે નાચે, કોય તપે તપ ભોરી;
કોય ગ્યાનસે ગરક રહત હે, અચલ ઠરી એક ઠોરી.
કોયક ગાય સુજસ બહુ તાકો, ગ્રંથ ગીત પદ જોરી;
છોટમ પાર ન પાય પ્રભુકો, એસી અકલગતિ તોરી. સુરત. ૪

## પદ રાગ વસંત.

દેખો દેખોરે આ ઘટકો ખેલ, જામે દીપ જલે બિન બાતી તેલ. ટેક.
જિહાં અનહદ નાદ બજે અપાર, માહિ મુરલી મૃદંગને શ્રંગસાર;
ખટ ચક્રમે બાજત પ્રવણતાર. દેખો દેખો. ૧
જિહાં સોહં હંસા રમત રંગ, લિયે પાંચ પચીસ પ્રકૃતિ સંગ.
જાકો રૂપ નહિ આકાર અંગ. દેખો દેખો. ૨
તિહાં કલ્પ વૃક્ષ થકી બની હે બાગ, સબદેવ કરતહે રંગ રાગ;
કોઇ ગુરૂ મુખી સમજે ગુરૂકો ભાગ. દેખો દેખો. ૩
તિંહાં શિવ સનકાદિક ધરત ધ્યાન, અતિ પ્રેમ સુધારસ;
કરત પાન કહે છોટમ, એ સત ગુરૂકી સાન, દેખો. ૪

## રાગ હોરી.

સખીરે ખલક ખેલ સબ જિનહિ રચ્યો હે સો અપના કર્તાર. ટેક.
સ્થાવર જંગમ જાતિમે, દેખો ભેદ અનંત અપાર;
જલચર થલચર ઓર ગગન ચર સરજ્યોહે સરજનહાર;
સખીરે ખલક ખેલ સબ જિનહી રચ્યો હે સો અપના કર્તાર. ૧
ક્ષવેલીમાંહી અદભુત લીલા, કોઇ ન પાવે પાર;

સ્વાદ સુગંધ રંગ બહુ કીના, ધન ધન જગતાધાર. સખીરે ખલક૦ ૨
જતું આનંત જાતિ જલમાંહિ, ભિન્ન ભિન્ન આકાર;
એ કરતારકી અપાર કુશલતા, નિશ્ચય કરો નિરધાર, સખીરે ખલક ૩
જથા જોગ્ય સબકુ કરી દીના, ઉદર ભરન હિત આહાર;
છોટમ એસે પ્રભુકું છોડકે, ઓર ભજે સો ગમાર.
સખીરી ખલક ખેલ સબ જિનહી રચ્યો હે સો અપના કર્તાર. ૪



( છોટમ કૃત ભાગ ૨ જો સમાપ્ત. )

## અથ અંકાવળી.

એક પ્રભુને આરાધીએ, એ છે અકલ અખંડ;
એક પલમાં ઉતપન્ન કરે, કોટી અગણિત બ્રંડ. એક. ૧
બીજ વીશે બહુ ચાતુરી, પુરૂષ પ્રકૃતિ વિભાગ;
એમાં બેઉના અંશ છે, મેલા કરીને ભાગ. એક. ૨
ત્રીગુણ તેથી ઉદે થયા, જુદાં લક્ષણ જણાય;
ચોવીસ તત્વો તેહનાં, રૂડી સૃષ્ટિ રચાય. એક. ૩
ચારે અંતઃકરણ સાત્વકી, મન બુદ્ધિ ચીત અંહકાર;
દશે ઇંદ્રીને દેવતા, રાજસ ગુણથી નીરધાર. એક ૪
પંચે માત્રાઓ તામસી, પ્રગટ્યાં પંચમાં ભૂત;
પીંડ બ્રહ્માંડ બે તે વડે, ચેતન એમાં અનુસુત. એક. ૫
છડગે અંગે છે ઉરમીઓ, ક્ષુધા પીપાસા પ્રાણ;
હરખ શોક મનને હશે, શીજો તાતો દેહ જાણ. એક ૬
સાતે સ્વરમાં બોલે સહુ, અગણિત શબ્દ ઉચ્ચાર;
પોખે પરા વાણી વાચાથી, ચારે અનીરધાર; એક ૭

આઠે આવરણુથી આતમા, અળગો જાણી લ્યો એમ;
તેને સમજે સંશે સમે, પ્રગટે પુરણ પ્રેમ. એક. ૮
નવ ગ્રહ તેતો છે વાસના, નવે તત્વોનો દેહ;
ઉંચે નીચે દાંમે પડે, સુખ દુખ દાયક છે તેહ. એક. ૯
દશે દીગપાળ શેવા કરે, દેહ દેવળમાં દેવ;
એથી ઉતમ ફળ આવશે, છોટમ સજને તું એવ. એક. ૧૦
એકાદશી વ્રત એહ છે, જાણે ઇશ્વર એક;
બીજી બાજુ સઉ કાળની, અંત એકનો એક. એક. ૧૧
દ્વાદશ અંગુળ દેહમાં, પોખે પુરૂષ પ્રસિદ્ધ;
તેને જીવનથી જાગુતા, સાધે તેહો અસીદ્ધ. એક. ૧૨
તેરશ દુરલભ દેવને, જાણે શંકરને શેશ;
શુકસનકાદિક સીતળ થયા, હરી હરી ભજતા હમેશ. એક ૧૩
ચૌદ લોકમાં ચેતના, સઘળે એક સ્વતંત્ર;
અક્ષર ઉપજે સહુ એ થકી, તે છે તારકમંત્ર. એક ૧૪
પંદર તત્વનું પીંજરૂં, એ છે સ્થુલ શરીર;
દશે ઈંદ્રી નભ એહમાં, ક્ષીતી જળ પાવક સમીર. એક. ૧૫
સોળ કળાનો જે પુરૂષ છે તે તો લીંગ શરીર;
કરમે સુખ દુખ ભોગવે, અજરા અમર છે વીર. એક ૧૬
સતર ઉપર સુરતા ધરો, એ છે અખંડ ધામ;
સશીસુર જે ભાસે નહી, મહા મુકતેનો મુકામ. એક. ૧૭
અસ્ટાદશે પુરાણુમાં, ચારે વેદનો ભેદ;
જાણે ગુરૂગમ જેહને, સંશે થાય ઉછેદ, એક. ૧૮
ઓગણીએતો એ આતમા, સો તો સરવેની પારથ;

હું તો બેને હાથે ગ્રહુ, સંમજો એ અનુસાર, એક ૧૯
વીસ વસા આ વીશ્વમાં, શીરનું કેશ વિલાસ;
છોટમ વિશ્વ જેણે રચ્યું, તેનો કરજ્યો વિશ્વાસ. એક. ૨૦
એક વિશેષણ એટલો, બાજી બાજીગર માંય;
ખેલ કરેને ખુશી રહે, એથી અકંકુ નહીં કાંય. એક. ૨૧
બે બગડે જો બાવી થશે, બગડે બુદ્ધિને દેહ;
સુધરે તારે સુખ ઉપજે, ઉરમાં જાણી લે એહ. એક. ૨૨
તે વીશેની ત્રસ્ન તજો, પ્રભુપર રાખીને પ્રીત;
પર ઉપગારે જે વરતસે, રૂડા જનની એ રીત. એક. ૨૩
ચોવીસ તત્વનો પીંડ છે, તેમાં સુક્ષમને સ્થુલ;
ત્રણે ગુણથી તે ઉપજ્યાં, ઇચ્છા માયાથી મુળ. એક. ૨૪
પચીસમી અર્ધ માત્રીકા, તેનો સઘળો પરિવાર;
પીંડ બ્રહ્માંડ તે વડે, વીધીએ કીધો વિચાર એક. ૨૫
છવીસમો સુખ આતમા, વરણુર કીધું વેદાંત;
તેને સમજે સુખ ઉપજે, ભાગે મનતીરે ભ્રાંત. એક. ૨૬
સતાવીસમો એ સત છે, સરવે પ્રહેરો છે સોગ;
સત થકી સુખ ઉપજે, તેને જાણે જન કોય. એક. ૨૭
અઠાવીસમો આનંદ છે, અણુરી અજણગી એક;
જીવે જીવ આનંદથી, જોજો કરીને વીવેક. એક. ૨૮
ઓગણત્રીસમો એ સદા, સદ ચીદઘન ચતુરસુજાણ;
જીવન છે સરવે જીવનું, વેદે કીધું વખાણ. એક. ૨૯
ત્રીસે અંક તપાસતાં, ત્રીગુણ ઉપર શુન્ય
છોટમ શુન્ય વીશે રહી, બોલે શબ્દની ધુન્ય. એક. ૩૦

એકત્રીસે અજે લખ્યું ગણ્યું સતિઓનું સાર;
ભાષણ બ્રાહ્માજીએ કર્યું, થયા વેદ તે ચાર; એક. ૩૧
બત્રીસ લક્ષણ નર વિશે, ઉતમ ધર્મ આચાર;
ચઉદે વિદ્યા ચોસઠ કળા, વેદે કીધો વિસ્તાર. એક. ૩૨
તે તરી જાય સંસારથી, સમજે સાચું સીધાંત;
ભુલવણીમાં ભમે નહિ, ભાગે મનની ભ્રાંત. એક. ૩૩
ચોતરીએ ચીત ના ચળે, સમજે ચેતનની ચોજ;
લાગે નીશદીન લક્ષમાં, સમી જાય મનના મનોજ. એક. ૩૪
પાત્રીસે પદ પ્રીછીયા, શંકર શનકાદીક શેશ;
નારદ દત કપીલથી, આવ્યો ચાલ્યો ઉપદેશ. એક. ૩૫
છત્રીસ તત્વોથી શેશ છે, સદચીદ આનંદ તો કંદ;
તેને ભજતાં ભવ ભય ટળે, ફરી ના પડે ભવફંદ. એક. ૩૬
સાડત્રીસે સાધન કરે, તેને સીદ્ધ કહેવાય;
કલ્પ કરે બહુ જુગવાં, અમર કરવાને કાય. એક. ૩૭
આડતરી જાય એટલો, સેજે વરતે તે સંત;
આંતે સાધે જો ખેચરી, દેખે ખેલ અનંત. એક. ૩૮
ઓગણચાળીસે એહનો મહીમા જાણે મહાદેવ;
સાધે જઇને સ્મશાનમાં, ઇશ્વર પદનો અહંમેવ. એક. ૩૯
ચાલી જોયું છે ચીતમાં, આત્મા તત્વ અનુપ;
છોટમ પારવતી પ્રીછવ્યા, ભોળા શંકર ભુપ. એક ૪૦
એકતાળીએ ઉરાડીઆં, વડનાં સઘળાં વીહંગ;
ઇંડાં સેવાઆં શુકનાં, ઉતમ થઇ રહ્યાં અંગ. એક ૪૧
બેતાળીએ બચ્યાં સહુ, ઉડી ચાલ્યાં આકાશ;

વળતું એક વંચી ગયું, પામ્યું પંખ પ્રકાશ. એક. ૪૨
તેતાળીએ તો તેહને, સારી આવી છે સાન;
એટલે ઉભીઆને આપીયું, શીવે સોહનું ગ્યાન. એક. ૪૩
ચુવાળીએ ચેતી ગયો, ઉત્તમ પામ્યો ઉપદેશ;
વનિતા હતી જ્યાં વ્યાસની, તેમાં કીધો પ્રવેશ. એક. ૪૪
પીસતાળીએ તે પીંડમાં, વરસ વીત્યાં છે બાર;
કથા સાંભળતાં કોડથી, અંતર કીધો ઉચ્ચાર. એક. ૪૫
છેતાળીસે તું કાં છપ્યો, બાહાર નીકળને બાળ;
ભાવે તુજને ભણાવીએ, રૂડી વિદ્યા રસાળ. એક. ૪૬
સડતાળીસે શુકે કહ્યું, મુજને માયાની બીક;
માટે અહીં રહું એકલો, ઉદર ગુહા છે ઠીક; એક. ૪૭
અડતાળીસે આગી દરો વ્યાસે માયા તે વાર;
બાળક બાહાર આવીયા, નાશી છુટ્યા નીરધાર. એક. ૪૮
ઓગણપચાસે એહની, પુંઠે વ્યાસ પળાય;
સાદ કરે શુકદેવને, બોલે વૃક્ષ બંધાય. એક. ૪૯
પચાસે સુત પ્રીછજે, સમજી લેજે સુજાણ;
છોટમ કોટી સાધન કરે ગુરૂ વના ન મળે કલ્યાણ. એક. ૫૦
એકાવનમાં તે એકલો, જઇ ચઢ્યો જનકને ઘેર;
નીચે તેતો નીરભે થયો, પ્રીછી લીધી સહુ પેર. એક. ૫૧
બાવન અક્ષરથી બાહારો, ભાસ્યો બ્રહ્મ અપાર;
સુક તો સમજી સીતલ થયા, આવ્યા પીતાને દ્વાર. એક. ૫૨
ત્રેપન માહે તેણે સમે, વ્યાસે ભણાવ્યા વેદ;
પ્રીતી ઉપજી પુરાણમાં, ભણીઆ ભાગવતનો ભેદ. એક. ૫૩

ચોપનમાં જઇ ચેતાવીઓ, ભાવે પરીક્ષત ભુપ;
સાત દીવસમાં સંશે ગયો, તેને કીધો તદરૂપ. એક. ૫૪
પંચાવનમાં પોતે ગયા, ત્યાંથી વ્યાસના વંન;
આચારજ એવે દાંતના, જાણી લેજ્યો સહુ જન. એક. ૫૫
છપનકુળ જદુ વંશમાં, ઓધવ જ્ઞાની ઊદાર;
કૃપા ક્રસ્ને કરી ઘણી, સમજ્યા તત્વ વિચાર. એક. ૫૬
સતાવનમાં સંગ્રામથી, અરજુન થયો ઉદાસ;
ગીતા ગોવંદે ત્યાં કહી, પ્રકટયું રૂપ પ્રકાશ. એક. ૫૭
અઠાવંનમાં અજપાસથી, નારદ પાંમ્યા છે નીધ્ય;
વળતી સમજાવ્યા વ્યાસને, ચાર શ્લોક પ્રસીધ. એક. ૫૮
ઓગણસાઠે એ જ્ઞાન નથી, સરીયો સાધુનો અર્થ;
રસ્તે રઘુ ગુણ રાયને, ભાવે ભેટયા ભરથ. એક. ૫૯
સાઠે વરસે વસુદેવને, મળીયા નારદ મુન્ય;
છોટમ શ્રી હરિ ઓળખ્યા, પ્રગટયા પુરણ પુન્ય. એક. ૬૦
એકસઠે એક પ્રભુ તણી, આજ્ઞા પાળે સહુ દેવ;
એને ડરે ડરતા રહે, કરે સરવદા સેવ. એક. ૬૧
બાસઠયે બાહાર ભીતરે, પ્રભુ કેરો પ્રકાશ;
રવી શશી પાવક વીજળી, કરે એથી ઉજાસ. એક. ૬૨
ત્રેસઠે તેના ભય થકી, ડરતો રહે કાળ;
વાયુ વરૂણ આદે સહુ, ડરે દસ દીગપાળ. એક. ૬૩
ચોસેઠે ચૌદે લોકમાં, એક પ્રભુનો આધાર;
પ્રથવી સરીખાં આ પોલમાં, ધરે ઇંડ અપાર. એક. ૬૪
પાંસઠ પ્રથવી જે પોખવા, રચ્યો જળધર જેહ;

હરીનો હુકમ સીરપર ધરી, તજતો નથી તેહ. એક. ૬૫
છાસઠે સીધુ તજે નહી, પ્રભુની મુરજાદ;
આજ્ઞાએ આધીન સહુ રહે, જમ રાયની આદ. એક. ૬૬
સડસટે સદચીદ રૂપને, કળી ના સકે કોય;
સુક્ષમથી એ સુક્ષમ ઘણો, મોટા મોટાથી સોય. એક. ૬૭
અડસઠ તીરથથી ઘણો, પાવન પુરૂષ પુરાણ;
અદભુત સામ્રથ એહમાં કર્યું વેદ વખાણ, એક. ૬૮
ઓગનોતેર અગનાંની, આવણુ સકતી કેહેવાય;
ભારત જુનું નામ રહે, તેનો સર્પ લેહેવાય. એક. ૬૯
સીતેર સુધી સંખ્યા થઇ, સુન્ય સંધાથે સાત;
છોટમ પુરણ બ્રહ્મની, વદી વેદમાં વાત. એક. ૭૦
એકોતેર કુળ ઉધરે, જેના કુળમાં હરી દાસ;
નીતી ભક્તી નીરમળ મતી, ઉત્તમ જ્ઞાન અભ્યાસ. એક. ૭૧
બોતેર કોઠાઇ દેહમાં, નાડી બોતેર હજાર;
જુદી જુદી ક્રીયા કરે, જોતાં ન જડે કરતાર, એક. ૭૨
તોતેરમાં જે તપાસીએ, હરીએ તત્વનો તોલ;
કહી રહી સઘળાં કારજ કરે, કહી રહી બોલે છે બોલ એક. ૭૩
ચુવોતેર તો ચીતનો જ્યારે થાય નીરોધ,
સાધે સુંદ્રા જે સાંભળી, પ્રગટે બુદ્ધિમાં બોધ. એક. ૭૪
પંચોતેરે પ્રપંચથી. અળગો આતમા દેખાય:
તેતો આપ છે આપણું, જાણી અહંક્રતી જાય. એક. ૭૫
છોતેર તો છળતા તજી, હરીને સોંપે સુભ કર્મ;
પળ એક પ્રભુને ભુલે નહી, એતો ઉત્તમ ધર્મ. એક. ૭૬

સીતોતેર સુખ દુખમાં, સમતા રાખે જે મન;
સહન કરે ગુણકાળના, એવા નરને ધન ધન. એક. ૭૭
ઇઠોતેર આનંદમાં, નિસદીન વરતે નરજેહ;
વ્યસન રાખે વિદ્યા તણું, સજંન નરસું સ્નેહ. ૭૮
આગ્યા શીરપર ઇશની, ધારી કરવું સહુ કામ;
પૈસો વાપરીએ પુન્યમાં, જેથી રીઝે ઘનશ્યાંમ. એક. ૭૯
એંશી કુંભક અહોનીશે, કરી સાધે જે પ્રાંણ;
છોટમ થાયે ત્રયમાસમાં, નાડી શુધી નીરવાણ. એક. ૮૦
એકાશીને એ જાનવી, એજ ગયાને કેદાર;
પુરણ સાધે જે પ્રાણને, દરસે દીવ્ય દેદાર. એક. ૮૧
બ્યાસી માંહે બે નાડીઓ, તેમાં સુરજને ચંદ;
મધ્યે સુક્ષમણ માંનીએ, તેમાં બાળમુકંદ; એક. ૮૨
ત્યાસી માંહે તે તત્વનું, ધારે નીશદીન ધ્યાંન;
મધ્ય મારૂં તજે કોકરે, પ્રગટે ગુરૂજીનું જ્ઞાન. એક. ૮૩
ચોરાશીએ આસનતણો, પ્રથમ કરવો અભ્યાસ;
કાય કંચન જેવી રહે, થાયે વ્યાધીનો નાશ. એક. ૮૪
પંચાશીમે જે પ્રાણીની, ધારે ધારણા જેહ;
આસન વાળી એકાંતમાં, અચળ કરવો નીજ દેહ. એક. ૮૫
છાસી ઉપર સુરતા ધરી, ચીતવો ચારે દિલમાંય;
છસે જાપ અજપાતણા, તેને સોંપવા ત્યાંય. એક. ૮૬
સીત્યાસીએ છ પાંખડી તેનો કરવો તપાસ;
છ હજાર ત્યાં સોંપવા, તેમાં બ્રહ્માનો વાસ. એક. ૮૭
અઠયાસીએ ધ્વે આઠનું, નીરખો નાભીની માંય;

અર્પે જાપ ત્યાં એટલા, વીરનું લક્ષ્મી છે ત્યાંય. એક. ૮૮
નેવાસીએ નીશ્ચે કરો, રૂદીએ પાંખડી બહાર;
રૂપ નીહાળી રૂદનું, અર્પો ખટ હજાર. એક ૮૯
નેવું માંહે નીશ્ચે કરી, અરપો સહસ્ત્ર જાપ;
છોટમ સોળ છે પાંખડી, એમાં જીવ છે આપ. એક. ૯૦
એકાણુંએ એક ચીતથી, ધારો દ્વેદલમાંય;
સકતી સચીદાનંદની, જયોતી જળહળ ત્યાં. એક. ૯૧
બાણુંએ બહુ તેજમાં, વાગે અનહદ નાદ;
અમ્રત વરસે આનંદમાં, મનના મટસે વીખવાદ. એક. ૯૨
ત્રાણુંએ તેમાં દેખીએ પંકજ પત્ર હજાર;
દેવ નીરંજન તેહમાં, અક્ષર બોલે ઓંકાર. એક. ૯૩
ચોરાણુંએ ચીદરૂપને, જોતાં ચીત લોભાય;
તુરીયા રૂપ તેને કહે, અતી આનંદ થાય. એક. ૯૪
પંચાણુંએ તે પારયથી, આવે અરણુવની લેહેર;
પ્રેમી પીએ છે તેહને, જેને ગુરૂની મહેર. એક. ૯૫
છાનું તે તો રહે નહી, ઉગે અનુભવ સુર;
પોચે વીદેશ વાસના, જુગ જુગ સુધી જરૂર. એક. ૯૬
સતાઅચું ને બ્રહ્માંડમાં એકજ દેવ અખંડ;
જડ મતી તે નથી જાણુતા, પૂજે બીજાં પાખંડ. એક. ૯૭
અઠાણુંએ આનંદથી, ભજવો એક ભગવંત;
એણે સરજેલા છે સહુ, સ્થાવર જંગમ જંત. એક. ૯૮
નવાંણુએ નીરણો કરી, જો જો નામને રૂપ;
અંતે રહેવાનું એક છે, સરજનહાર સરૂપ. એક. ૯૯

સોએ સુંધી સંખ્યા થઇ, આગળ એકનો એક;
છોટમ તેને સત જાણજો, વીધીએ કરીને વિવેક; એક. ૧૦૦
સંવત ઓગણી ત્રેવીસે, પોસ પેહેલેરો પક્ષ;
દ્વીતી આ સોમે પુરો થયો, છોટમ સમજે કોય દક્ષ. એક. ૧૦૧

## રાગ કરખો.

ઝંડા રોપ્યા જરાકી ફોજ, જોબન કાંહા જાય રહ્યા. ટેક
કાળા કેશ પલટ ગયારે, ભયા સપેત નીશાન;
કરણ કહા સુણતાં નહીરે, ભાગ્યા દંત દરવાન. જોબન. ૧
હાથ પાવ ઢીલા હુવારે, નીરખ શકે નહી નેન;
કટી લટકી અટકી ગતીરે, બોલે અરધા બેન. જોબન. ૨
હૃદએ હીમત ના રહેરે, હોત ગરીબી હાલ;
જોર કહાં જાતા રહ્યારે, બુદ્ધિ ભઇ જ્યું બાલ. જોબન. ૩
લાજ ઘટી ત્રસના બઢીરે, મદ મચ્છર નહી માંન;
લોલુપતા લાગી ઘણીરે, સટક ગઇ સુત્ર શાંન. જોબન. ૪
બુઢાપા બુરા બહુરે, અંગ રંગ ઉડ જાય;
છોટમકો સાંમ્રથ પ્રભુરે, સરજનહાર સહાય. જોબન. ૫

ઇતિશ્રી છોટમકૃત કીરતન માળા ભાગ બીજો સમાપ્ત.



# छोटमकृत कीरतनमाला.

# ભાગ ૩ જો.

---

રાગ ગઝલ.

કર્તા કાયમ કર્તા કાયમ, ઓર સબ ફાની બાજી. ટેક.
નિગમ આગમ કહે જાગી, કતે બાંકુરો ન કથે કાજી;
મતા મુની ઓર મુલ્લાકા, રહેગા નામ અલ્લાકા. કર્તા.
જમી અસમાન પવન પાની, અરસા અજીમકી નીશાની;
રહેગા નહીં ખલક ખાસી, સુપન ગત નીંદકી જેસી. કર્તા ૨
ભજો કર્તાર પરમ ભાગી, હરદમ હરનામ જપો જાગી;
કહે છોટમ બેસી સાચી, કરાંમત ઓર સબે કાચી. કર્તા. ૩

ગજલ રાગ ઉપર પમાણે

ભજો ભગવંત ભજો ભગવંત, ભવોભવ કાયકુ ભટકો. ટેક
રગત ઓર બિંદકી કાયા, પંચમહાભુત બંધાયા;
પરમ દુરગંધકા ડેરા, મુઢ કહે રૂપ એ મેરા. ભજો. ૧
લહે નહી આપકા બાપા, જપે જન ઓરકા જાપા;
બુઝા નહી બોલને હારા, લિયા અભિમાનકા બારા. ભજો. ૨
પ્રભુકા રૂપ ના જાન્યા. અસત જડ સોઇ સત માન્યા;
દેહ અહંકારમે અટકયા, કલ્પભર ભુતમે ભટકયા. ભજો. ૩
અહો સતિ દેવકી સરના. મિટે ભવ આવના મરના;
કહે છોટમ સુનો ભાઇ, સીખો ગુરૂદેવકુ જાઇ. ભજો.

ગજલ રાગ ઉપર પ્રમાણે.

દેખો દરીઆવ દેખો દરીઆવ, લેહેરામે લાભ લેનાહે. ટેક.
અવીચલ એક હે વારી, બિંદ બહુ ભેધકી સારી;
પોખે સબ જુકતસે ઝાંના, ઉપાવે ઓષધી નાના. દેખો. ૧
જેસે એક સુત્ર હે સોય, વસ્ત્ર બરૂ ભાતીકે હોય;
એસા ખુદ ખેલ હે ખાસા, રચા સબ લોક તમાસા. દેખો. ૨
પરાકે પાર હે પ્યારા નિરંજન આપે હે ન્યારા;
કહે છોટમ એસી જાની, હરદમ હરી નામ જપો પ્રાની. દેખો. ૩

ગજલ રાગ ઉપર પ્રમાણે.

ખોજો ખાવન ખોજો ખાવન, તનમે કયા તમાસાહે ટેક.
ગગન ઘનઘોર નગારાહે, નફેરી નાદ અપારાહે;
બીના જ્યાં નીર મોતી હે, બીના રવીચંદ જ્યોતીહે. ખોજો. ૧
બીના મુખ ગીત ગાતાહે, જીભ બિના પાન પીતાહે;
ખેલે બીન પાવ ખલક સારી, બિના કર તાન બજે તારી. ખોજો ૨
બીના દ્રગ દેખના સારા, પરિમલ નાક બિન પ્યારા;
નહી જ્યાં રૂપ કે કાયા, નહી હે મનકે માયા. ખોજો. ૩
ગુરૂગમ્સે સુઝે સારા, સકલમે ખેલને વારા;
કહે છોટમ અજબ બાજી, ગુરૂ બિન ના લહે કાજી. ખોજો. ૪

પદ રાગ. કૃષ્ણને કરવું હોય તે કરે; એ રાગ.

રોમે રોમે ચડે, રામરસ રોમે રોમે ચડે;
પીતાં પુરણ અનુભવ પ્રગટે, અનંત નેત્ર ઉઘડે;
દ્વાદસ અંગુળ ભરી પીએ તે. નવી શ્રષ્ટાને ઘડે. રામરસ. ૧
સુંઘે તેને સ્વરૂપ દરસે, પાછો ભવ ના પડે,

આપે નિર્ભય સઘળે વર્તે, જો જીવ્યાએ અડે. રામરસ. ૨
અજર ખુમારી અદભુત ભારી બ્રહ્મ વીસે જઇ ભડે,
પીંડ બ્રહ્માંડની પાર રહ્યા તે, હંસ થઇ નીમડે. રામરસ. ૩
મરજી વાતે માહારસ માંણે, તેથી નહી કોઇ બડે.
જન છોટમ એવા જન મળતાં, ભાગ્ય ભલાં ઉઘડે. રામરસ૦ ૪

## રાગ પ્રત. વેલાવલ.

ઓજીવ બ્રહ્મ ઊપાસના, તજવી નહી તાહારે,
બ્રહ્મ ઊપાસન જે તજે, તેને કોણુ ઊગારે. ઓ જીવ. ૧
જેનો પ્રકાશ પડયા થકી, જન બોલે છે વાણી;
બોલ્યમાં જે નથી આવતો. તેને બ્રહ્મ લ્યો જાણી, ઓ જીવ, ૨
નાવે જે મનના વીચારમાં, જેવડે મન વીચારે,
બ્રહ્મ તેને તું જાણજે, એણે અનુસારે. ઓ જીવ. ૩
નેત્ર જુવે સહુ રૂપને, જેની સત્તા પામી;
નેત્રે જોયો નથી તે જતો, એવો અંતર જામી. ઓ જીવ. ૪
શ્રવણ સુણે જેના વડે, શબ્દ જેટલા આવે;
શ્રવણ સુણી તેને ના શકે, તેને બ્રહ્મ કહાવે. ઓ જીવ. ૫
સ્વાસ લેતો નથી પ્રાણથી, અવીનાસી એવો;
સ્વાસ લેવાય છે જે વડે, બ્રહ્મ જાણોને તેવો. ઓ જીવ ૬
સરજેલી વસ્તુ જેટલી, નામરૂપ વીજાતી;
તેનુ ઉપાસન પરહરી, ભજો બ્રહ્મ સજાતી. ઓ જીવ. ૭
વીજાતીમાં વીકાર છે, તે માટે તજીએ;
છોટમ નીર્ગુણ બ્રહ્મ છે તેને ભાવે ભજીએ. ઓ જીવ. ૮

## કીરતન.

પ્રેમ અમીરસ પિયો પિયાલા, રાંમ નામ નિર્બાની હો;
પરા પારસે પાર પરત હે, ગુરૂ ગમ સમઝે જ્ઞાની હો. પ્રેમ. ૧
સ્થુલ સુક્ષમ કારણુ માહા કારણુ, તાપર લક્ષ નિરાશી હો;
પિંડ બ્રહ્માંડ એક રસ અનુસ્યુત કોઊ૪ વિરલે જાની હો. પ્રેમ ૨
મકરીતાર જ્યુ બાહર પસારત, પુનિ નીગલ ગત તાની હો;
તેસે માયા હોત હરીસે, પુનિ હરિ માંહિ વિલાની હો. પ્રેમ. ૩
બીન સ્રતિ ગુરૂ કોઇ પાર ન પાવત તર્ક કરે અનુમાંની હો;
છોટમ એક બ્રહ્મ જગ કારન, સ્રતી ગુરૂ કહત બખાની હો. પ્રેમ. ૪

## રાગ ગરબી.

હરી ભજનથકી છોટા હોય તે સહુથી મોટા થાય છે. એ રાગ.

સદગુરૂ મળતાં ભવ બંધનની ભ્રાન્તી સરવે જાય છે;
માહા વાકય તણો, લક્ષ લહ્યાથી જીવ શીવ એક થાય છે, ટેક.
સુપનામાં સીંહ જુવે જયારે, તંન કંપે છે તેનું ત્યારે;
જાગ્યાથી સહુ જુઠુ ધારે. સદગુરૂ ૧
જો જ્ઞાન રજ્જુ તુનથી જેને, ભયકારી ભુજંગ લહે તેને;
દીપકથી દુખ મટે એને. સદગુરૂ. ૨
મુખ દીસે દરપણમાં જાણું, પછી સંપુટથી હોય બીડાતુ;
નથી બંધનથી મુખ રોધાતું, સદગુરૂ. ૩
જે બુદ્ધિમાં અજ્ઞાન રહે, તે ચેંતનનુ પ્રતીબીંબ ગ્રહે;
તેને જીવ રૂપ સદ ગ્રંથ કહે. સદગુરૂ. ૪
જો મુલ સહિત અજ્ઞાન ટસે, તો બિંબ વીશે પ્રતીબિંબ મલે;
કહે છોટમ બ્રહ્મમાં જીવ ભલે. સદગુરૂ. ૫

## રાગ ધોળ.

સદગુરૂ શબ્દે જોયું જોગી, મોહ નિદ્રાને ત્યાગીરે;
માહે નીદ્રાને ત્યાગીરે, ભ્રમણા તો ભાગી સર્વે મન તણીરે;
ત્રણે લોકનાં તીમીર ટળીયાં, ઘેન પળાયુ જાયરે;
ઘેન પળાયુ જાયરે, સુન્ય મંડળમાં ઉગ્યો સાચો દિન મણીરે. ૧
સ્થાવર જંગમ થયું સચેતન, પશુ પંખી નરનારીરે
સંન્યાસી સંસારી સમરે હરી હરીરે. ૨
સીદ્ધ બુદ્ધ ને જોગી, ભોગી પંડીતો પૌરાણીરે, પંડીતો પૌરાણીરે;
આપ આપણાં સાધન સાધે ફરીફરીરે. ૩
કાળ નીસાનો ડર નહીં જેને, એવા વીરલાસંતરે, એવા વીરલાસંતરે;
આદી મધ્યને અંતે એકજ આતમારે. ૪
છોટાલાલ વરણવે વાણી, વીરણુ કૃપાએ જાણીરે, વીરણુ કૃપાએ જાણીરે
શબ્દ તણી સમસાએ નાવે વાતમાંરે. ૫

## રાગ ગરબી.

ભજન થકી ભય ભવનો, ભાગે, તારેતાર કરતાનું લાગે;
અનુભવ જ્યોતી રૂદે જાગે, ભજન થકી ભય ભવનો ભાગે. ટેક.
કારતકે કરમ ઘણા કાપે, અમર મંત્ર સદગુરૂજી આપે;
જાગે જોત અલખ તણે જાપે. ભજન. ૧
માગશર મુખે બાંધો મનને તપાસીને શોધી જુઓ તનને;
ચાલે તેતો જોરે એ ચેતનને. ભજન. ૨
પોસે સહુ પાર રહો પ્રેરે, નથી નાથ અલગો જુવોનેરે;
હરિના જન હોય તેહેરે. ભજન. ૩
માહા એ માહા પદ મોટું માટે, હોરી લેવું સદગુરૂને હાટે;

સાટવીએ તન મનને સારે. ભજન. ૪
ફાગણે તો ફુલેથી ફલ લાગે, તરૂપત્ર જુનાં શરવ ત્યાગે;
જેને રૂદે ભક્તી એવી જાગે ભજન. ૫
ચૈતરે ગીત રહે ચળતુ, માહાલે મન ગુરૂ શબ્દે મલતું;
વશ પછી શું કરવું વલતુ. ભજન. ૬
વૈશાખે ચ્યાર વદે વાણી, અક્ષર સ્વર ઉચારે આંણી;
જુકતે તેનો કરતા લેરો જાણી. ભજન. ૭
જેઠે એ જોગ કર્યો જેણે, ત્રીલોકીનુ સાર; લણું તેણે;
અલોકીક લાહવ લહો એણે. ભજન. ૮
અષાડે તે આવે નહી એવા, માંણ્યા જેણે માહા રસના મેવા;
જનક શુક શેષ કપીલ જેવા. ભજન. ૯
શ્રાવણે ઓ શીવ જાણે સાચા, વદે જે જીભ વિના વાચા;
કલ નવ જાણે તે જીવ કાચા. ભજલ ૧૦
ભાદરવે ભરમ ગયો ભાગી, લક્ષ માંહે સુરત રહી લાગી;
આ પોપુ મુકી મઇ આથી ભજન. ૧૧
આસો હંગ હંસ મલા આપે પરમગુરૂ કેરે પરતાપે;
જાગ્રત જન છોટમ એ જાપે. ભજન. ૧૨

રાગ કાનડો.

દેખો દેખો દુનીકે દોસ્ત, ગરજકે યાર બને. ટેક.
પરી ગરજ તો પાવ પરેગા, સરી ગરજ તો સલામ. ગરજ. ૧
સ્વારથ છાંડી ભજે કોઇ સૂરી, પતન પુવ જ્યું રામ. ગરજ. ૨
કછુ ન ચાહે ઓર કરે બંદગી, સોહી ભગતનીહ કામ. ગરજ. ૩
છોટમ રામ સાહબ તબ રીઝે, હરદમ લોહક નામ. ગરજ. ૪

## રાગ ગરબી.

આનંદ શાગર બ્રહ્મ અપરાધીએ, એવું વેદ વચન નીરધારજો;
આનંદમાંથી સહુ જગ ઉપજે, જીવે આનંદે સંસારજો. આનંદ ૧
અંત્યે આનંદમાં શરવે સમે, તે આનંદ અચલ કેવાય જો;
અણુને આદે તે બ્રંહ્મા લગે, સહુમાંશારખોઆનંદ થાયજો. આનંદ. ૨
આનંદ વીષયોમાં જે જે કહે, જેતે ગુરૂની ગમ ના હોયજો;
જડ વીષયોમાં આનંદ ના રહે, આનંદ ચૈતન મધ્યે જોયજો. આનંદ.
વીષય વીષે જે આંનંદ થાય છે, તેનો જોજ્યો કરી વીચ્યારજો;
ભમતી વતી હોય છે જીવની, દેખી વીષય ઠરે છે ઠારયજો
તેમાં પડે પ્રતીબીંબ બ્રહ્મનુ, તેમાં છે આનંદ નીરધારજો. આનંદ ૪
સુકા અસ્ત વીષે જયમ શ્વાનને, ખાતાં મુખનું લોહી લપટાયજો;
ત્યમ ત્યમ ખાય ઘણું ખાંતેકરી, કારણુ પોત્યેના પ્રીછાયજો. આનંદ. ૫
એમ વીષયમાં આનંદ જે કહે, તે નર શ્વાંન સમા કેહેવાયજો;
વિષયો નિંદ્રામાં રેહેતા નથી, પણુ આનંદનો અનુભવ થાયજો. આ. ૬
એથી સેહેજ શમાધીને વિષે, ઉપજે આનંદ કેરા ઓધજો;
એવો અક્ષય આનંદ માણુવા, સદાય કરવો શાચો જોગજો. આનંદ.૭
આનંદ વીષયોનો શધળો વદે, ઇદ્રાદીક અજપદ કૈલાશજો;
છોટમ બ્રહ્માનંદ જેને મલ્યો, તે તો ન કરે કોઈની આશજો. આનંદ. ૮

## ગરબી.

હું હું ને સોધી કાઢો. શજ્જનો, હુતો નહી મન બહ્વી ચીત હંકારજો
કાન નેત્ર નહી રશના નાસા દ્વારજો. હું હું ને, ૧
હું નહી મુખ કર પગ પાયુ ઉપરથ જો,
માંશ ત્વચા નહી રોમ રૂધીરે અસ્થજો હું હુંને

હુંનહીપ્રથવીજલઅગ્ની આકાશજો, વાયુ થકીપણુ અલગે માહારોવાસજો;
હું હુંને. ૩
હું નહી શબ્દ સ્પર્શ રૂપરશ ગંધજો, એ સરવેનો નહીં મારે સં ધજો;
હું હુંને. ૪
હું નહી શાત્વીકરાજશ ગુણનુંરૂપજો, હુંસરવેનો સાક્ષી અમળઅનુપજો;
હું હુંને. ૫
હું નહી ચોદે ઇંદ્રી કેરા દેવજો; મોટા મુનીવર ન લહે માહારો ભેદજો;
હું નહી સ્થુળ સુક્ષ્મનેકારણુ દેહજો, જાગ્રતસુપન શુશુપ્તીનાયાએહજો;
હું હુંને. ૭
હું નહીવીશ્વને તૈજસ પ્રાગ્નાહાંજો, હુંસરવેથી અલગોને સત મંયજો;
હું હુંને. ૮
જન્મમરણુનેપાપ પુન્ય નહી કાંયજો, પંચકલેશપણુ પોચે નહી મુજમાંયજો;
હું હુંને. ૯
અંતરમાં અહંમમતા ઊંપજે જેહજો, છોટમ શક્ષીકેરપ્રતીબીંબ તેહજો;
હું હુંને ૧૦

રાગ બેહાગ

સમર્થ સરજનહારરે, મન સમરય સરજનહાર ટેક.
આકાશથી જે રહે આઘો, પચીશ કેરી પાર્ય;
તે પ્રભુ કરતા સૌર્વના જ્યાંહાં શમે ઑંકાર. રે મન. ૧
જેની ઇચ્છા વડે ઉપજે, બ્રહ્માંડ કોટી અપાર;
ઇચ્છા વડે પોખે પાળે, વળી કરે શંહાર. રે મન. ૨
અનંત શક્તિ અપાર મહીમા, વેદ કરે ઉચ્ચાર;
તત્વમસ્તનો અર્થ જોતાં, જડે તેનો હાર. રે મન. ૩

આકાશમાં જેમ શબ્દ વ્યાપક, તેમાં અક્ષર સાર;
અક્ષરમાં અક્ષરાતીત વ્યાપક, છોટમ તે કરનાર. રે મન. ૪

રાગ પ્રભાત.

પ્રાત: સમે સમરી લે પ્રાણી આત્મા અવીચળ જાણીરે;
હ્રદય કમળમાં હોરી રહ્યો છે, સચ્ચીત સુખની ખાંણીરે. પ્રાત. ૧
જાગ્રત સ્વપ્ન સુષુપતી માંહી, સાક્ષી રહે છે સરખોરે;
પરમહંસ ગતીરૂપ તુરીયા, તે જ્યોતીને પરખોરે. પ્રાત. ૨
મન વાણીથી એ છે અળગો, ત્યાં નવ પહોચે વાણીરે;
વાણી તો છે ગુણની ફુરણા, તેને ન સકે જાણીરે. પ્રાત. ૩
નેતી નેતી નીગમ વદે છે, દેવ તણો છે દેવરે;
અજ અચ્યુતને સૌથી અલગો, જાણે વીરલા ભેવરે. પ્રાત. ૪
તમથી પાર્ય અરક સમ ઉજવલ, પૂર્ણ સનાતન કહીએરે;
પુરષોતમ છે પરમ પ્રકાશીક, તે સ્વરૂપને લહીએરે. પ્રાત. ૫
જેને જોતાં જગત ન દીસે, મીથ્યા સરખુ ભાસેરે;
છોટમ સુરજ પ્રકાશ થયાથી, રજ્જુ ભુજંગમ નાસેરે. પ્રાત. ૬

પ્રભાત રાગ.

મોહ નીશા ગઇ સદગુરૂ મળતાં, સમજણ સુરજ ભાષ્યોરે.
વિધવિધ વર્ણ વીહંગમ બોલ્યા, પુર્ણાનંદ પ્રકાશોરે. મોહ. ૧
દેવ તણા સહુ દ્વાર ઉઘાડીયાં. અનહદ ડંકા વાગ્યારે;
દુરગુણ ચોર છપાયા દેહશ. સદગુણ સજજન જાગ્યારે. મોહ. ૨
બોધ કમલ ખીલ્યાં બહુ રંગે, કલિમલ કુમુદ મિચાયાંરે;
શીલ સંતોષ ક્ષમાદીક જાગ્યા, ગ્નાન ગંગમાં ન્હાયાંરે. મોહ. ૩
પુર્ણ પ્રકાશ સુર્યનો પેખી, ગર્જ મચળ ગળીરે;

છોટમ અનુભવ આંખ્ય ઉઘાડી, માહા પ્રભુજીને મળીયાંરે. મોહ. ૪

કુંડીયા.

માને નહી જે માનવી ઇશ્વરનોઉપગારગુણહરામીજગતમાંપામેદુઃખ અપાર.
પામે દુખ અપાર, માર તે જમનો મળશે;
પાપ કરમના દંડ કેમ બીજાથી મલસે, છોટમ શરજનહાર;
વીના નવ ભજીએ કોને, ઇશ્વરનો ઉપગાર માંનવી જે નવ માંને. ૧
શરજનહારે શરવથી, દીધો ઉત્તમ દેહ;
તેના ગુણ ગાતા નથી, જીવ કૃતઘ્ની જેહ
પ્રપંચી જનને પુજે, તત્પદનો જે લક્ષ; બુદ્ધી હીણા નવ બુઝે,
છોટમ શ્રુતિનો સાર વીવેકી પુર્ણ વિચ્યારે, દીધો ઉત્તમ દેહ
સરવથી સરજનહારે. ૨

રાગ ખ્યાલ.

ગફલતમેં જન્મ ગમાયા,નીજ ધરમ ગરમ નહી પાયારે.ગફલતમેં. ટેક.
કુડ કપટ છલ દંભ અનીતી, ભરી કુકરમસે કાયા;
પરદારા પરધન મન જંખત, જુઠે ધંધે ધાયારે. ગફલતમેં. ૧
દુરબલ દીન દેખી કોઇ જનકુ, તે ધન ખુચી ખાયા;
નીરલજ નીચ કર્મ કરી નીશદીન, શુદ્ધ વીચારન આયારે.ગફલતમેં ૨
જુઠ જોર અહંકાર અધમતી, કુકરમ ખુબ કમાયા;
એક પલક સતસંગ ગંગમે, નીચ જરા નહી નાહ્યારે. ગફલતમે. ૩
એસે કોટીક લછન તેરે, ધીક જનુનીને જાયા;
દોશ કોશ ભરી શઠ જગમેં, જમકે હાથ બેકાયારે. ગફલતમેં. ૪
પશુ તે અધમ પ્રેત સમ પામર, ગુણ પ્રભુકા નહી ગાયા;
છોટમ સરજનહાર ભજેગો, સો જન જગમેં ડાહ્યારે. ગફલતમેં. ૫

ખ્યાલ.

કોઈ હોમો દુરમતી જનકી, નહી ખબર અપને તનકી. કોઈ. ટેક.
માંન ખરતુકા દેહ ભયા હે, કાંહાંસે ઉતપતી મનકી;
પાવ પલકમે વીખર જાવહે, જ્યુ બાદરીઆં ઘનકીરે. કોઈ. ૧
ગરવ ગુમાન કરત ધતનેપર, નીંદા ઉતમ જનકી;
બચન બાંનતે બેધ કરત હે, જેસી બાલ બીલકીરે. કોઈ. ૨
બાત ધરમકી ફીકી લગતહે, પ્યારી લગત ભીખયનકી;
છોટમ એસે પતીત જીવકુ, બીતી જાય દંડનકીરે. કોઈ. ૩

રાગ ધનાશ્રી.

નાથ કેસે ગજકો બંધ છોડાયો એ રાગ.

આલસમે દીન ખોયા, અમુલ્યક આલસમેં દીન ખોયા;
શુભ સાધન બીજ ન બોયા. અમુ. ૧
બીન ઉદ્યોગ રોગ ભયા તનમે, રંક હોય કે રોયા;
જ્યાકે ઉપાય અનેક ગ્રંથમેં, જતન બીચારી ન જોયા. અમુ. ૨
જન પ્રતીપાલ દયાલ પ્રભુમેં, પલભર ચીત ન પ્રોયા;
મોહ માંન મદ આદી માહાગદ, શતરૂ સદનમે સોયા. અમુ. ૩
ભકતી કરી ભગવંત ન ગાયા, બોજ ગરવકા ઢોયા;
આયા તેસા ગયા જગમાંહી, ફોગટ જન્મ બીગોયા. અમુ. ૪
આલસ માંહી ભયા અપરાધી, આપ પાપ નહિ ધોયા;
છોટમ ધ્યાન ધર્યો નહી પ્રભુકો, ગગન અમૃત નહી દોયા. અમુ. ૫

વસંત રાગનું પદ.

જગદીશ જડસે જીવમાં એવી સહજ શકતી છે શિવમાં. ટેક.
જેમ અગ્નીમથે અરણી વડે, થાય પ્રગટ પદાર્થમાં પડે;

એથી અળગો થાય તો ના જડે, જગદીશ જડશે જીવમાં. ૧
જેમ નાદ ભરેલું આકાશ છે, પણ વાજંત્રમાંહી પ્રકાશ છે;
એમ ઇશ્વરનો પણ વાસ છે, જગદીશ. ૨
જેમ ઝીણું વરાળ થકી કહું, એતો આકાશમાં રહે છે સહુ;
બને વાદલ તો એથી બહુ, જગદીશ. ૩
એવો અનુભવ ઉરમાં આણજ્યો, પ્રભુ અંતરજામી જાણજ્યો;
કહે છોટમ આહારસ માણજ્યો. જગદીશ. ૪

## રાગ ઠુમરી.

મન તેરા મરમ કોઇ ના લહોરે, ત્યાગી બને નહી રાગસે. મન. ટેક.
આગે આગે રાગ, પીછે પીછે પીછે ત્યાગીરે; રાગ ચલે બીનાપાગસે. મન. ૧
રાગ બીના કોઇ પાગ ન હાલેરે, ચલ્યો ન જાવે નાગસે. મન. ૨
રાગ બીના નર મૃતક કહાવેરે, પ્રભુ નમી લે જપ જાગસે. મન. ૩
છોટમ રાગ રસીક જન માહીરે, અલખ મીલે અનુરાગસે. મન. ૪

## ઠુમરા.

જન તેરી મુરખતા તો ના ગઇરે, ભુલ્યો ફીરત હે બેભાંમે જન. ટેક.
આપકુ ભુલ્યો નીજ બાપકુ ભુલ્યોરે, સમજે નહી ગુરૂ ગ્યાનમે જન. ૧
ભુલ્યો ગુરૂકુ પુછ ન આવેરે, મંત્ર કહત તેરે કાંનમેં. જન. ૨
કાંનમે કહ્યો પુની જાનમે નાચેરે, પીછુ બતાયો આશમાનમેં જન. ૩
છોટમ સોહુ કહત પોકારીરે, પ્રગટ પ્રભુ એહી ધ્યાનમેં જન. ૪

## ઠુમરી.

પ્યારા દેશી મીલે તો દીલકી કહુંરે, મેંતો બોલી કહું કાહા આંનસે.
પ્યારા ટેક.
પરદેશી મેરી બાત ન બુઝેરે, કાહા બક મરીએ અજાંનસે. પ્યારા ૧
દેશી હમારા દીલકીહી જાનેરે, પ્યારા લગે મોહે પ્રાંનસે. પ્યારા. ૨

દેશી બીના દીલ દીલગીર મેરારે, બાત કરૂં કોહો કોનસે પ્યારા. ૩
છોટમ જો કોઇ જુગ માંહી પાવેરે, સમજે ગુરૂકી સાનસે, પ્યારા. ૪

કુમરી.

બંસી બાજી ગગન તો, ગરજ રહ્યોરે, લાગી સુરત મેરી ધ્યાનમેં. બંસી ૧
ચંદા સુરજ દોઉ ચલત થીરાનેરે, મન મોહ્યો પરમ ગુરૂ ગ્યાનમેં. બંસી ૨
તક તક તીર પતાલકુ સાંધ્યોરે, જાય લગ્યો અશમાનમેં બંસી. ૩
છોટમ ચેહેજ સ્વરૂપ પ્રભુકોરે, પાયો પાયો સુભગ ગોહી સાંનમે. બંસી. ૪

રાગ ખ્યાલ.

અવસર આયા અહલ ગમાયા, મુલ મરમ નહી પાયાજી;
ફરી ફરી કુડ કપટ છલ બલસે, કુકરમ કોટી કમાયાજી. અવસર.
જુઠા બોલે જુઠા ચાલે જુઠે જપમર માયાજી;
જોગી જંગમ ઓર સેવડા, સાચા કોકુ નહી ગાયાજી. અવસર. ૨
આખ લગાઇ ધુની ધીકાઇ, જયું ત્યું જગત રીઝાયાજી;
કહે છોટમ કલીકાલ કઠણુકી, પડ ગઇ સબપર છાંયાજી. અવસર. ૩

ગઝલ.

આત્મા તત્વહે ઝીણું ન દેખ્યા દ્રસ્ટસે જાવે;
દેહમે ચેતના દેખી, ધીર કોઇ ધ્યાનમાં લાવે. ટેક.
ગગનમાં શબ્દ કો કરતા, પવનકો આપહે ધરતા;
તેજમેનુરહે જયાકા, કહે રસ નીરમે તાકા. આત્મા. ૧
ધરામે ગંધકુ ધારે, બાંટી તરૂ જાતીમે ડારે;
ખટે રસ સ્વાદ જો કાહાવે, પાન ફલ કુલમે લાવે. આત્મા. ૨
નીરંજન હે નીરાકારા, ખલકકા ખેલ રચે સારા;
છોટમ હે આત્મા સોઇ, એસા ગુનવંત નહી કોઇ. આત્મા. ૩

## ગીરધારી ગાને એ રાગ.

તારૂ ચપળ જીવન ચાલ્યું જાયરે, તું હરી હરી ભજને;
આળસ તજને, સારાં સાધન સજનેરે તું હરી હરી ભજને.
કાળ ભયંકર છે ઘણોરે, કરે ખલકની ખેહ;
ભંગ કરે બ્રહ્માંડનો તો, કોણ માત્ર તુજ દેહરે. તું હરી હરી, ૨
ત્રસ્ટીકાળે વાદળારે; વીચીત્ર રંગે થાય, ધન સાથે ઘુમે ઘણા પણ;
વેગથી વણસી જાયરે. તું હરી હરી. ૩
ઇંદ્રજાળ માયા વડેરે દીસે સઘળા લોક;
એવી માયા ઇશ્વરીરે, જ્ઞાન થયા પછી ફોકરે. તું હરી હરી. ૪
એવી વેલી અવનવીરે, ફાલે વચલે ભાગે;
મુળથકી સુકાતી દીસે, આગળ અંત ન લાગેરે. તું હરી હરી. ૫
આદીત અસ્ત થતો નથી પણ, અવની ઓથે રાત્ય;
નામ રૂપ સંસારના પણ વસ્તુ વીષે નહી ભાત્યરે. તું હરી હરી ૬
જડ ચેતન બે તત્વમાંરે, છે સંકેત અપાર;
છોટમ ભજીએ ભાવથીરે, સમરથ સરજન હારરે. તું હરી હરી ૭

## છંદ ભુજંગ પ્રયાત.

માહાદેવના દેવ મહી માત મારો, નથી કો પરીપુર્ણ તે જાણનારો;
વીધી સારદા શેષ જેવા ન જાણે, મતી અલ્પ તેમાં નવી શું વખાણે. ૧
સજેલી જનોમાંહી બુદ્ધી તમારી, કથે દેહના ધર્મ તે દેહ ધારી;
નીરાકારમાં એકલો લક્ષ રાખે, પછી આપનું રૂપ સાકાર ભાખે. ૨
માહારાજ તું મુળથી મીત્ર માહારો, ભુલ્યાં ભ્રાન્તીએ નાથના ઉપગારો;
વીષેમાં વહયો દેહને સત્ય માંની, સહી આપદાઓ નહી કાંય નાની;
જરા જન્મ ને મર્ણના ત્રાસ માંહી, કરી સાહય માહારી ઘણીવાર ત્યાંહી;
રહ્યો પ્રાણના નાથ તું નીત્ય પાસે, ઉગાર્યા ઘણા કસ્ટથી ગર્ભ વાસે. ૪

વળી માતના સ્તનમાં દુઃત્ર કીધુ, થયો પુષ્ટ પોઢા પ્રતીદીન પીધુ;
થયું શકતીવંતુ સહુ સ્થુળ જ્યારે, કુસંગે ભરયા કર્મના કોશ ત્યારે. ૫
માહા મોહ માયા પછી માંહ્ય પેઠી, નવે દ્વારમાં દુરગુણી ફોજ પેઠી;
મચ્યા કામ ને ક્રોધ લોભાદી વંકા, ન ધારે કદા ધર્મની કાંય શંકા. ૬
ભમ્યો ભુતસંગે પ્રભુ નામ ભુલી, ઘણા કાળ વીત્યા ગયું ગ્યાન ડુલી;
કૃપાળુ પ્રભુએ કૃપા દ્રષ્ટી કીધી, સખા બાળની આજ સંભાળ લીધી. ૭
વસાવ્યા વીવેકાદીને પ્રેમ આણી, સુણી તે સમે સત્ય આકાશ વાંણી;
ગુરૂ શબ્દનો સાંભળ્યો ઘોસ જ્યારે પળાયા રીપુ મોહના દુત ત્યારે. ૮
રૂદેમાં રહયો એક ઓંકાર ગાજી, વીધીએ ઘણા નાદની ધુન્ય વાગી;
રહી સુક્ષમણામાં માહા સીંધુ નાહયો, સદા ભોરમે પુર્વનો બીજ પાયો. ૯

સુખડા કયા દેખો દરપનમેં, એ રાગ.

એસી પ્રબળ બ્રહ્માકી માયા, જાકા છેડ અનંત બનાયા. એસી.
પ્રબળ બ્રહ્મકી માયા.
પંચ રૂપે ભઇ માયા, તાકી સરજી કાયા;
કાયામે મન રૂપે બેઠી તીનહી પુત્ર બહુ જાયા. એસી. ૧
કામ ક્રોધ મદ લોભ મોહ એ, મનકા પુત્ર કહાયા;
તીન લોકતી નહિં વશ કીના, દેવ ધનુજ નર રાયા; એસી. ૨
વાસ અગ્રકે સોમેં ભાગે, રૂપ જીવકા ગાયા;
સો માયામે લીન હોય ગયા, ખગ પંકે લપટાયા. એસી. ૩
અંધકાર જ્યું રવા સુન્યામે, એસી મીથ્યા માયા;
ભોરમ બ્રહ્મ ભજન બીન ન મીટે, સો ગુરૂ દેવ બતાયા. એસી. ૪

પદ રાગ ઘોળ.

અવળુ વક્ષ કોય જો જો નીહાળી, થડતો છે ઉચ્યુંને નીચી છે ડાળી;

ચાર ત્વચાઓ દીસે રસાળી તો, મુળ અદ્ધર આકાશમાંરે. ૧
મુળથકી ઊપ મુળ થયા છે, પંચ પ્રકારે અરૂપ રચ્યા છે;
આખા બ્રહ્માંડમાં ફેલી ગયા છે તો, વ્રક્ષ રહ્યું છે તે વડેરે. ૨
સાખાઓ નીચી ને ગુણુ સહુ ન્યાર, કોયક મોટા ને કોયક સાર;
પંખી વસે બહુ ચરવાને ચારાતો, પત્ર પુષ્પ બહુ વાસનારે. ૩
કડુવાને મીઠા વળી ફળ એને, મન મરકટ સુખ ખાય છે તેને;
આશા વેલી લપટે છે જેને તે, સંશેની જાળ છુટે નહીરે. ૪
ડાળે ડાળે સહુ દેવોનું થાણુ, મુળ વીશે પરબ્રહ્મ પ્રમાણું;
અરથ એનો જે ઉરમાં આણું તો, છોટમ ભેદ છે વેદનોરે. ૫

રાગ ગરબી.

મોક્ષ તણુા મારગરે સજ્જનસાંભળો, જડ ચેતનનોજોવો કરી વીચારજો;
તત્વજ્ઞાનતોતેજથયું કહેવાયછે, એથી ભવબંધન છુટે નીરધારજો. મોક્ષ. ૧
દેહાદીક જડ વસ્તુ અનાત્માજાણીએ, તે જડને માનેછે જેની આપજો;
રાગદ્વેસ બે તે માનેથી થાય છે, એમાંથી ઉપજે છે પુન્યજો મોક્ષ. ૨
દેહને અનુકુળ વસ્તુ ઉપર રાગ છે. પ્રતીકુળ વસ્તુ ઉપર રહે છે દ્વેષજો.
હીંસાચોરીજુઠય અનીતીઆચરે, મનથી પરનો દ્રોહ કરેહમેશજો. મોક્ષ. ૩
નીસીદ્ધ કર્મ કહેલાં જે જે વેદમાં, દોસવાન તે જન આચાર તોજાણજો;
પાપરૂપપ્રવૃતીએ કહેવાય છે, એઆચરતાં જીવ અધર્મી થાયજો. મોક્ષ. ૪
સરવ વડે પરજીવનું રક્ષણ જે કરે, જીભ વડે શુભ સાચુ ભાષણ થાયજો;
સરીર જીવપર મનથી જો ઉપજે દયા, સકલઇંદ્રિઓજતનથકીજીતાયજો. ૫
પુન્ય રૂપતો એજ પ્રવરતી જાણીએ, એથી આત્મા ધર્મવંત થઇ જાયજો;
ઉભય પ્રકારેજીવમરેને અવતરે, પાપ પુન્ય ભોગવવા દેહધરાયજો. મોક્ષ. ૬
મીથ્યા જ્ઞાનને દોસ પ્રવૃતિ જન્મ છે, દુખ સહીત એ પાંચરૂપ સંસારજો;
ઘડીયંત્રને પેરે જીવ ફરતો ફરે, સહીશકેનહીએવાં દુખ અપારજો. મોક્ષ. ૭

જન્મ પ્રવૃત્તિ દોષદુઃખને ટાળવા, વળી ટાળવા ઇચ્છે મીથ્યા જ્ઞાનજો;
તે ઉત્તમ આચારજને જઇ સેવજો, તત્વજ્ઞાનરૂપીદેશે:મહાદાનજો. મોક્ષ.૮
આરપ્રમાણુવડેઇશ્વર ઓળખાવશે, તે ઓળખતાં ટળશે જડઅભીમાનજો;
અહંસચ્ચીદાનંદ સ્વરૂપ લખાવશે,તેઓળખતાં થાશે નીરમળ જ્ઞાનજો.૯
જશે પ્રવૃત્તિ તેથીજન્મ થશે નહીં,જન્મ જતાંતો જાશે દુઃખઅત્યંતજો;
દુઃખ અત્યંત નીવૃત્તિએ તો મોક્ષછે,છોટમએમ વદે ગોતમભગવંતજો.૧૦

## અથ પચીકરણ ચોપાઇ

તત્વમસી માહા વાક્ય સાર, તેનો અર્થ રૂપ ઓંકાર;
જીવ ઇશ્વરને વિજો બ્રહ્મ, એક અક્ષરમાં સહુનો મર્મ. ૧
રૂડી રીતે જો સમજાય, જીવન મુક્ત તેજ નર થાય;
કરતા કેરી ઇચ્છા જેહ, માહા માયા કેવાયે તેહ. ૨
તે મધ્યે કેવલનો ભાગ એ ઇશ્વર છે સર્વાવાસ.
અક્ષર બ્રહ્મ છે તેનું નામ, એ ઓંકાર સકલ ગુણ ધામ. ૩
તેના પરડ્યા ભાગજ ચાર, તેથી શ્રષ્ટિનો વિસ્તાર;
ત્રણ ભાગમાં ચોદે લોક ચોથુ અક્ષર ધામ અશોક. ૪
માહી કારણ એને કહેવાય, તેથી કારણ શ્રષ્ટિ થાય;
અકાર ઉકાર ને ત્રીજો મકાર, એ કારણ જાણજો નીરધાર. ૫
ક્રિયા શક્તિ રાજસ ગુણ માય, આકાર બ્રંમા દેવત ત્યાંય;
જ્ઞાન શક્તિ સાત્યવીક ગુણસાર, વિશ્વનું દેવત રૂપ ઉપકાર. ૬
તામસ શક્તિ દ્રવ્ય મકાર રૂદ્રતણુ દેવત તે ઠારય;
કારણ શ્રષ્ટિ એ કેવાય, એથિ સુક્ષમ શ્રષ્ટિ થાય. ૭
તમોગુણ પ્રધાન શક્તિ જાય શબ્દ રૂપ થયો છે ત્યાંય;
તેમાં પડયો શુન્યનો ભાસ, શબ્દથી ઉપજ્યું આકાશ. ૮

શ્યાંમ રંગને ગોળાકાર, શબ્દ બીજ રૂપે આકાર;
શબ્દ માંહથી સ્પર્શજ થયો, તેથી વાયુ ઉપજી ગયો. ૯
શબ્દ સ્પર્શ બે વાયુ માંય, લીલો રંગ રહયો ત્યાંય.
ગુણ ઉપજાય વાયુ મોઝાર, તેથી રૂપ થયું છે સાર. ૧૦
શબ્દ સ્પર્શ રૂપ ત્રય મળી તેજ તત્વ પ્રગટ્યું છે વળી;
તેજ તણો છે રાતો રંગ, ત્રણે ગુણ છે તેની સંગ. ૧૧
શબ્દ સ્પર્શ રૂપ કેવાય, તેથી રસ ગુણ પેદા થાય;
રસથી જળ પ્રગટ્યું છે ત્યાંય, ચારે ગુણ છે તેની માંય. ૧૨
શબ્દ સ્પર્શ રૂપ રસ મળી, તેમાં ગંધ ગુણ પ્રગટયો વળી;
ગંધ થકી પ્રગટી છે ધરા, પાંચે ગુણ છે તેમાં ખરા. ૧૩
જળ કેરો છે ધોળો રંગ, પીળો છે પૃથ્વીને અંગ;
પંચ માત્રાને પંચે ભુત, કારજ કારણમાં અનુસ્યુત. ૧૪
પંચભુતને ભેગાં કરી અર્ધ ભાગ કીધા છે ફરી;
અર્ધ ભાગ મેળવી ચાર, પંચીકરણ કરયો વિસ્તાર. ૧૫
ચાર તત્વ આકાશમાં મળી, થયું આકાશ માહા ભુત વળી;
એમ વાયુ માંહે મળી ચાર, માહા વાયુ થયો નીરધાર. ૧૬
જળ અગની આકાશને વાયુ, તેજ તત્વની માહે સમાયું;
થયું તેજ માહા ભુત તેમ, જળ અવનીમાં સંજોગ એમ. ૧૭
પાંચે મળી રચ્યું વધરાટ, તેમાં ચઉદ લોકનો ઠાઠ;
રાજસ ભાગ પંચનો અહિ, કર્મ ઇંદ્રિયો પ્રગટી સહી. ૧૮
રાજસ ભાગ આકાશનો જેહ, વાચા ઇંદ્રિ કહીને તેહ;
રાજસ ગુણ જે વાયુમાંય, કર ઇંદ્રિ કીધી છે ત્યાંય, ૧૯
રાજસ ભાગ તેજનો લહી, ચરણ ઇંદ્રિ કીધી સહી;

જળ કેરો રાજસ ગુણ ગ્રહી, ઉપસ્થ ઇંદ્રિ કીધી સહી. ૨૦
રાજસ ભાગ પ્રથ્વીનો સાર, ગુદા ઇંદ્રિ કીધી નીરધાર;
ક્રીયા શક્તિ રાજસમાં ભરી, માટે કર્મ ઇંદ્રિયો કરી. ૨૧
જ્ઞાન શક્તિ કેવાયે જેહ, સાત્વીક ગુણમાં રહિ છે તેહ;
પંચભુતનો સાત્વીક અંશ, તેથી જ્ઞાન ઇંદ્રિનો વંશ. ૨૨
સાત્વીક અંશ આકાશની માંય, શ્રવણ ઇંદ્રિ ઉપજી છે ત્યાંય;
ભાગ વાયુમાં સાત્વીક તણો, ત્વચા ઇંદ્રિ તો તેની ગણો. ૨૩
સાત્વીક ભાગ તેજનો વળી, નેત્ર ઇંદ્રિ તેથી નીર્મળી;
સાત્વીક ભાગ ઉદકનો સાર, તેથી રસના છે નીરધાર. ૨૪
સાત્વીક પ્રથ્વીનો ગ્રહિ, નાસી ઇંદ્રિ તેની સહી;
જ્ઞાન ઇંદ્રિયો પંચે એહ, સાત્વીક અંશે થઇ છે તેહ. ૨૫
વળી પંચમાહાભુતો માંય, સાત્વીક ભાગ રહેલો ત્યાંય;
તેહ તણું અંતસકર્ણ રૂપ, જ્ઞાન ઘણું તે માંહે ઠરયું. ૨૬
અંતસકરણ એક છે સાર, વૃત્તિ ભેદે દીસે ચાર;
સંકલ્પ વિકલપ કરતા જેહ, મન વૃત્તિ કેહેવાયે તેહ. ૨૭
નિશ્ચે કરે બુદ્ધી નીરધાર, ગર્વ ઉપજે તે અહંકાર;
સમરણ કરનારૂં તે ચિત્ત, સઘળુ સાત્વીક ગુણનું વિત્ત. ૨૮
સાત્વીક રાજસ ભેળા કરી, તેના દેવર આ છે ફરી;
મનના થયા અધિષ્ટા શશી, બુદ્ધિ માંહ્ય રહ્યા ગુરૂ વસી. ૨૯
અહંકારના રૂદ્ર પ્રમાણ, ચીત તણો ક્ષેત્રજ્ઞ સુજાણ;
અંતસકર્ણ તણા એ સહુ, હાવે જ્ઞાન ઇંદ્રિના કહું. ૩૦
શ્રવણ તણો દેવ દિગરાય, નેત્ર તણા રવી દેવ સહાય;
નાસા તણો દેવ છે મહી, વરૂણ દેવ રસના સહી. ૩૧

વાયદેવ ત્વચાએ રહ્યા ગ્યાન ઇંદ્રીના એતો કહ્યા;
કર્મ ઇંદ્રિના કહું છું સાર, શાણા નર સમજે નિરધાર. ૩૨
મુખ ઇંદ્રિના પાવક કહ્યા, ઇંદ્ર દેવ તે હાથે રહ્યા;
ચરણ તણા છે વિષ્ણુ ભુપ, ઉપસ્થમાં બ્રહ્માનું રૂપ. ૩૩
ગુદા તણા કાહાવે યમરાય, કર્મ દેવ સઘળા કહેવાય;
પંચમહા ભુતનો રાજ ભાગ, દશ વાયુ સરજ્યા તે જાગ્યા. ૩૪
પ્રાણ વાયુનો હૃદયે વાસ, એથી હોય મુખને શ્વાસ;
અપાન રહે ગુદાને ઠામ, ત્યાગ કરે મલ મુત્ર તમામ. ૩૫
સમાનનો નાભીમાં વાસ, અંજન જલ પાચન કરે સમાસ;
ઉદાનનો છે કંઠે ઠામ, સ્વાસોસ્વાસ કરવાનું કામ. ૩૬
વ્યાન વસે છે સકલ શરીર, રસ પહોંચાડે એજ સમીર;
નાગ વાયુથી હોય ઉદગાર, કુર્મ નીમેશ કરે નીરધાર. ૩૭
કૃકલ વાયુથી છીંકજ થાય, દેવદત્ત બગાસું ખાય;
મડદાને ફુલાવે જેહ, વાયુ ધનંજય કહીએ તેહ. ૩૮
એ દશ વાયુ કેરાં કામ, સુક્ષમ દેહમાં તેનો ઠામ;
સુક્ષમ સ્રષ્ટિ કહેવાયે એહ, તેનું નામ છે સુક્ષમ દેહ. ૩૯
એતો અપંચીકૃત કહેવાય, તેથી પંચીકરણ રચાય;
પંચીકરણ સ્થુલ વેરાટ, તેમાં ચાર ખાણના ઘાટ.
ચઉદ લોક સુધી બ્રહ્માંડ, તેમાં જુદા જુદા ખંડ;
ભુર લોક પૃથ્વી કહેવાય, ભવર લોક અંત્રીક્ષ ગવાય. ૪૦
તે ઉપર સ્વર લોક મુકામ, મહર લોકનો તેપર ઠામ;
તે ઉપર જન લોક પ્રમાણ, તે ઉપર તપ લોક એ સાત પ્રકાર; ૪૧
સત્યલોક તપ ઉપર સાર, ઉર્ધ લોક એ સાત પ્રકાર;

પૃથ્વીથી નીચાં છે જેહ, સાત પાતાળ જાણવાં તેહ. ૪૨
અતલ વિતલને સુતલ નામ, તેની તળે રસાતળ ધામ;
વળી તલાતલ મહાતલ સાર, છેલ્લો પાતાળનો વિસ્તાર. ૪૩
લોક ચતુરદશ કહીએ એહ, એ ઇશ્વર કેરો સ્થુલ દેહ;
ચારે ખાણ ઇશ્વર સ્થુળ માંય, એથી બીજા રહે નહી કાંય; ૪૪
ભોગજોગ અન્નાદિક સાર, મનુષ્ય પશુ આદી અપાર;
સર્વ મળી ઇશ્વરનું સ્થુળ, હિરણ્ય ગર્ભમાં તેનાં મુળ. ૪૫
સુક્ષ્મ દેહ જીવ તણા અનેક, હિરણ્ય ગર્ભ ઇશ્વરનો એક;
શુદ્ધ સત્વગુણી માયા જેહ, કારણ દેહ ઇશ્વરનો તેહ. ૪૬
મલીન સત્વ અવિદ્યા ભર્યો, કારણદેહ જીવનો કર્યો;
સ્થુલ સુક્ષ્મને કારણમાંય, પંચકોશ જાણવા ત્યાંય. ૪૭
કારણ દેહ જીવ ઇશ્વર તણો, કોશ આનંદમય તેમાં ગણો;
વિજ્ઞાનમય મનોમય પ્રાણમય જેહ, સુક્ષ્મ દેહમાં વરતે તેહ. ૪૮
સ્થુલ દેહને દીસે ભલો, કોશ અન્નમય છે એકલો;
પંચકોશનો સાક્ષી જેહ રૂપ જીવનું જાણે તેહ;
પંચ કોશ સમષ્ટિ માંય, ઇશ્વર સાક્ષી કહીએ ત્યાંય. ૪૯
પંચ જ્ઞાન ઇંદ્રિ નિરાધાર, નિશ્ચે વર્તિ બુદ્ધિ તે કાર્ય;
કોશ વિજ્ઞાનમય તેનું નામ, હવે મનોમયનું કહું કામ. ૫૦
પંચજ્ઞાન ઇંદ્રિને સંગ, સંકલ્પ ઉઠે તરંગ;
કોશ મનોમય તે કહેવાય, ઘણા મનોરથ તેથી થાય. ૫૧
કર્મ ઇંદ્રિયો કહાવે પંચ, પંચ પ્રાણ તે સાથે સંચ;
કોસ પ્રાણમય કાહાવે તેહ, કોશ અંનમય તે સ્થુલ દેહ. ૫૨
અન્ન વડે દેહ વૃધિ હોય, માટે કોશ અનોમય સોય;
પંચ કોશથી આત્મા અલગ, ચેતનતા સરવેમાં સલંગ. ૫૩

છઠ હાથ પ્રમાણુ છે જેહ, સ્થુલ દેહ જાણવો તેહ;
ઇંદ્રિ ગોલક તેમાં રહે, બાહ્ય વિશ્વયને ઇંદ્રિ ગ્રહે. ૫૪
સકલ ઇંદ્રિયોનો વ્યાપાર, તેજ અવસ્થા જાગ્રત સાર;
આકાર માત્રા તેમાં રહી, નેત્ર સ્થાને વરતે સહી. ૫૫
વિશ્વાભીમાન વૈખરી વાંણ્ય, નખશીખ સુધી તેની જાણ્ય;
પંચ માહાભુતની વિકૃતી જેહ, પચીશ પ્રકૃતિનો સ્થુલ દેહ. ૫૬
એક એક ભુતની પ્રકતી પંચ, પંચભુતનો તેમાં સંચ;
આકાશમાં આકાશ તે જેહ, લોભ ઘણો ઉપજાવે તેહ. ૫૭
આકાશમાં વાયુનો ઠામ, તેથી તો ઉપજે છે કામ;
આકાશ માંહે પાવક મળે ક્રોધ ઉપજે તેણી પળે. ૫૮
આકાશમાં જળ જો જઇ ચઢે, મોહ ઉપજે તેના વડે;
આકાશ માંહે અવની જાય, ભયની ઉપજ તેથી થાય. ૫૯
પાંચ પ્રકૃતિ નભની કહી, હાવે કહું વાયુની સહી;
વાયુમાં આકાશ સમાય, તેથી શરીર પસારણુ થાય. ૬૦
વાયુ માંહે વાયુ મહી, તેથી હોય ચંચળતા વળી;
વાયુ માંહે અગ્નિ મળે, તેથી અતિ ઉતાવળો પળે. ૬૧
વાયુના ભેળુ જળ મળે, હોય ભ્રમણુતા તેણી પળે;
વાયુ ભેળી પૃથ્વી થાય, તેથી શરીર તે સંકોચાય. ૬૨
તેજ નાંહી આકાશ સમાય, તેથી નરને નિદ્રા થાય;
તેજ ભાગમાં વાયુ હોય, મિથુન કરમ ઉપજાવે. સોય. ૬૩
તેજ ભાગમાં હોયે તેજ, આળસ ઉપજાવે છે એજ;
તેજ ભાગમાં જળ છે જેહ, ત્રશા લગાડે તનને તેહ. ૬૪
તેજ ભાગમાં પૃથ્વી રહી, ક્ષુધા ઉપજે તેથી સહી;
જળ આકાશ થકી હોય લાલ, જળ વાયુથી રેત રસાળ. ૬૫

જળ આંમી સંજોગે રક્ત, જળમાં જળથી મુત્ર ઉત્પત;
જળ પૃથ્વી સંજોગે મેદ, પાંચ પ્રકૃતિ જળનો ભેદ. ૬૬
પૃથ્વી માંહે મેળવી વ્યોમ, તેથી ઉપજાવે છે રોમ;
પૃથ્વી માંહે વાયુ ભરી, તેથી સરવ નાડીયો કરી. ૬૭
પૃથ્વીમાં કરી તેજ સમાસ, તેથી તો ઉપજે છે માસ;
પૃથ્વી ભાગ વિશે જળ જેહ, ત્વચા શરીરે કીધી તેહ. ૬૮
પૃથ્વીમાં પૃથ્વી મળી વિસ્તાર; તેથી અસ્ત થયાં નિરધાર;
સ્થુળ દેહની રચના એહ, હાવે કહુંછું સુક્ષ્મ દેહ. ૬૯
સુક્ષ્મ દેહનો કંઠે ઠામ, સુપન અવસ્થા તેનું કામ;
ગુણસાત્વીક માત્રા ઉંકાર, વાણી રહી મધ્યમાં સાર. ૭૦
તૈજશ અભીમાનીને જોગ, ધવી વ્યક્ત છે તેમાં ભોગ;
ભુત અપંગીકૃત સહુ મળી, સુક્ષ્મ, દેહ થયો છે વળી. ૭૧
પંચ પ્રાણુ દશ ઈંદ્રી સાર, પંચ વિષય અંતઃકરણુ ચાર;
લિંગ શરીર કહેવાયે તેહ. એનું નામ વાસના દેહ. ૭૨
સુખ દુખ હરખ શોક સંતાપ, એને હોય પુન્યને પાપ;
સ્વર્ગે નરકે જાયે એહ, બંધ મોક્ષ પામે છે તેહ. ૭૩
હેવે કહુંછું કારણુ દેહ, તમો ગુણુ પ્રધાન છે જેહ;
કારણુ દેહતછે હૃદયા માય, પસ્યંતી વાણી છે ત્યાય. ૭૪
આનંદ ભોગ પ્રાગ્ના અભીમાન હોય, શશુપ્તિ અવસ્થા નિદાન;
મકાર માત્રા તેમાં રહી, એ સરવેતું કારણુ સહી. ૭૫
ચોથો દેહ માહા કારણુ નામ, બ્રહ્મરં તેમાં તેનો ઠાંમ;
અર્ધ માત્રા પ્રણુવનિ ત્યાંય, વાણિપરા રહિ તે માંય. ૭૬
તાંહાં અવસ્થા તુરીયા હોય, ગુણાતિત પદ કહિયે સોય;

પ્રત્યક્ષ આત્મા છે અભીમાન, શુધ સાત્વીક શુભ કેવળ જ્ઞાન. ૭૭
આનંદ ખાસ ભોગ છે ત્યાંય, જોગી રહે સમાધિ માંય;
અક્ષર બ્રહ્મરૂપ ઉદાર, તેમાં દિસે તેજ અપાર. ૭૮
નાના વિધિના વાજે નાદ, પામે કોયક ગુર પ્રસાદ;
કોટી જનમનાં સુકૃત હોય, તેનું દરશન પામે સોય. ૭૯
એમ તપાસી જોએ દેહ, જીવન મુક્ત જોગેશ્વર તેહ;
જે નરને નહિ તત્વ વિચાર, તે પામર ભટકે સંસાર. ૮૦
અન્ય ઉપાસન જે જન કરે, તે સરવે જનમે ને મરે;
જેને સદગુરૂ સાચા મળે, તે નર સાચે પંથે પળે. ૮૧
અક્ષરને આરાધે જેહ, બીજ વાસના બાળે તેહ;
અક્ષરાતીતમાં જઈ સમાય, માહા મુક્ત તેને કેવાય. ૮૨
માહા કારણથી કારણ થયું, તેથી સુક્ષમ નીપજી રહ્યું;
સુક્ષમથી પ્રગટ્યું છે સ્થુળ, પેલુ તે સરવેનું મુળ. ૮૩
સ્થુલ ને સુક્ષમનો આધાર, સુક્ષમ કારણથી નીરધાર;
કારણ છે માહા કારણ વડે, તેથી ચૈતન થઈ નીમડે. ૮૪
ત્રણી મળી ત્રીપુટી બંધાય, તેથિ જાણ્ય, આત્માને થાય;
કરણ ઇંદ્રિ અધ્યાત્મ સ્થુલ માંય, શબ્દ વિશય અધિભુતિક ત્યાંય. ૮૫
અધિ દેવત તેના દિગરાય, એ ત્રણે ત્રિપુટી કેવાય;
નેત્ર અધ્યાત્મ અધી ભુતીક રૂપ, સુર્ય દેવ અધિ દેવક ભુપ. ૮૬
ઘ્રાણ અધ્યાત્મ આધ ભુતીક ગંધ, કુમાર અશ્વની દેવ સમંધ;
રસના તે અધ્યાત્મ સહાય, તેમાં રસ અધિભુતીક થાય. ૮૭
વરણ દેવ અત્રિ દેવત માંય, એમ ત્રિપુટિ જાણો ત્યાંય;
ત્વચા ઇંદ્રિ અધ્યાત્મક નામ, અધિ ભુતીક સ્પર્શ તે ઠામ. ૮૮
વાયુ દેવ અધિ દેવ વિશેષ, ત્રિધા ત્રિપુટી હોય હમેશ;

વાણિ મધ્યમાં તેની હોય. સ્થુલ વઇખરી બોલે સોય;
જેવો જેનો મનોવિકાર તે ઘટ હોય તેવો ઉચ્ચાર. ૧૦૨
તેહ શાસ્ત્રને ગ્રંથ અપર, ત્રાણિનો સઘળો વિસ્તાર;
પરાપારય પદ પામે જેહ તે નર ફરી ધરે નહિ દેહ. ૧૦૩
કારણ સૂક્ષમ લીંગને સ્થુલ, મહા કારણ વર્ણિનું મુલ;
પરા પારથકિ ઉઠે તરંગ, તે બ્રહ્મ પામે માયા સંગ. ૧૦૪
ત્યાં અક્ષર ઉપજે, ઓંકાર, તેનો ત્રિધા થાય વિસ્તાર;
પસ્યંતિ મધ્યમાં વઇખરી, બાવન અક્ષર નિકલનરી. ૧૦૫
દેવ મનુશ સરખા જે દેહ, બાવન અક્ષર બોલે તેહ;
પશુ પક્ષીમાં બળે થાય, પુરા કોઇથી ના બોલાય. ૧૦૬
ભિન્ન સ્વરત્વના જે જે દેહ, ઇશ્વર સાથે એકતા તેહ;
પીંડ બ્રહ્માડમાં સલગ આકાશ, વાયુ એકતા સ્વાસોશ્વાસ, ૧૦૭
ઉદ્યમ શક્તિ તેજના એક, પ્રકાશ નેત્રનો જુવો વિવેક;
ત્રષા વિશે એકતા જલ સહિ, ક્ષુધાવડે છે એકતા મહિ. ૧૦૮
સ્થુલે સ્થુલ એકતા જેમ, સુક્ષમ શબ્દાદિક છે તેમ;
કારણ અવિદ્યાના ગુણ જેહ, પિંડ બ્રહ્માડમાં એકતા તેહ. ૧૦૯
જીવ જીવનું આપ ન લહે. એજ અવિદ્યા સઘળે રહે;
સુષુપતીમાં આનંદ જેહ, તુરીયા રૂપ જાણીયે તેહ. ૧૧૦
મહાકારણ માંહે એક તાર, એમ દેહનો કરો વિચાર;
સ્થુળ દેહ બ્રહ્માંડનો વંશ, એમ જીવ બ્રહ્માના અંશ. ૧૧૧
દેહ છતાં લય ચાલવે જેહ, જીવનમુક્ત થાય નર તેહ;
સોહં શબ્દ બ્રહ્માડમાં હોય, ઘટ ઘટ પ્રત્યે તે ગાજે સોય. ૧૧૨
તેમાં મનની એકતા થાય, પંચીકરણ પારય તે જાય.
લય ચિંતવન કહ્યું નિરધાર શેષ ઉચરે તેહજ સાર. ૧૧૩

બીજ સરવ ઓંકારના ઉર, તેમાં વ્યાપી રહે તે શૂર;
પૃથ્વી ગંધ વિષે લય થાય, ગંધ નીરમાં જઈ સમાય. ૧૧૪
નીર જાય છે રસમાં મળી, રસ અગ્નિમાં જાય છે બળી;
અગ્નિ રૂપમાં થાય સમાસ, રૂપ તણો વાયુમાં વાસ. ૧૧૫
વાયુ જઈ સ્પર્શમાં મળે, સ્પર્શ આકાશ વિષે જઈ ભળે;
શબ્દ વિષે મળી જાય આકાશ. શબ્દ તમોગુણમાં કરે વાસ. ૧૧૬
પંચ કર્મ ઇંદ્રિયો જેહ, દશ વાયુ કહેવાયે તેહ;
સર્વ રજોગુણમાં જઈ મળે, રાજસ તામસ સાથે પળે. ૧૧૭
પંચ જ્ઞાન ઇંદ્રિયો સાર, દેવ સહીત અંતઃકરણ ચાર;
સાત્વિકમાં લય પામે સહી, મળે સરવ ઉકારમાં જઈ. ૧૧૮
ત્રણે ગુણ સમેત ઑંકાર માયામાં તેનો એક તાર;
માયા કૈવલમાં લય હોય. વળી દ્વૈત રહે નહ કોય. ૧૧૯
જીવ ઈશ્વરનો ન રહે ભેદ, એમ વદે છે ચારે વેદ;
સર્વ પ્રપંચ જતાં જે રહે, છોટમ બ્રહ્મ તેને કહે. ૧૨૦
વૃક્ષ બીજમાં રહે છે જેમ, ઑંકારમાં સૃષ્ટિ સહુ તેમ;
અવ્યક્ત વૃક્ષ રૂપ ઑંકાર, ફળ રથાનિ બ્રહ્માંડ અપાર. ૧૨૧
ફળ ફળ પ્રત્યે જીવ અનંત, બ્રહ્મા આદે કિટ પ્રર્યંત;
સહુનું પોષણ ચેતન વડે, એમ વિચારે બોધે ચઢે. ૧૨૨
ચેતનનું ચેતન છે જેહ, કૃપાળુ કરતા કહીએ તેહ;
પંચીકરણનો કરે વિચાર, તેની બુદ્ધિ હોય ઉદાર. ૧૨૩
જીવ ઈશ્વરનું જડે નિદાન, તેથી હોય જથારથ જ્ઞાન;
મહા પુરૂષ જે જન થયા, એજ માર્ગે સઘળા ગયા. ૧૨૪
એ વિના બીજો અભ્યાસ, તે સઘળો માયાનો પાસ;
પીંડ બ્રહ્માંડનો કરે વિચાર, તેના પુન્ય તણો નહિ પાર. ૧૨૫

વાયુમાં કરી વાસ, પોષે સઘળા પ્રાણિ; ૫
જેમ પીત્રી ગાંધર્વ. મુની માનવની જાતી,
ગુરૂ સત્તાની સર્વ, ભેદ રચ્યો બહુ ભાતી,
અગણિત સરજ્યાં બ્રંડ, અંબર સરવને ધરીયા;
પ્રાણિના કરી પીંડ, વિધિએ સહુ વિસ્તરિયાં. ૬
ગુરૂ સત્તાથી સર્વ, જીવનું જીવન જાણ્યો;
ગુણનો મુકી ગર્વ, પ્રોઢ પ્રતાપ પ્રમાણ્યો;
મોટા ગુરૂ મહિમાય, દિલમાં ધરજ્યે એવી;
તેની તુલના થાય ઉપમા ન મળે એવી.
ટાળે સઘળા તાપ, ગુરૂ પદ પંકજ પરશે;
અંતરમાં નિજ આપ, દિવ્ય રૂપ તે દરશે;
ભાવ ભક્તિ સંજુક્ત, ગુરૂ આરાધન જેને;
કરે સરવને મુક્ત તે પદ કરતલ તેને. ૮
મળે લક્ષ્મી સાંમ્રાજ, લોક સરવ તે પુજે;
સુધરે સઘળાં કાજ, સકલ પદારથ સુઝે;
એવો ગુરૂ મહીમાય, દેરિ દિલમાં ધરજો;
છાંડી સરવ ઉપાય, ગુરૂ ઉપાસન કરજો. ૯
વેદ શાસ્ત્ર પુરાણ છે, ઇતીહાસ ઘણેરાં;
સુણતાં વિધી વિધી વાંચ્ચુ, ચીત ભમે જીવ કેરાં;
યગ્ન વ્રત તપ દાન, જપના જે જપનારા;
રહે અંતર અગ્નાન, મુઢે મુઢ બચારા. ૧૦
સહુમાં દૈવત એક, ગુરૂ બુદ્ધિથી નમીયે,
તન મન પ્રાણ સમેત, ગુરૂને અરપણ કરવું;

હર્ષે આણી હેત, આજ્ઞાએ અનુસરવું. ૧૧
સહિત સોલ ઉપચાર, ગુરૂની સેવા કરીએ;
સરસ સુમનના હાર, ધુપ દીપ સહુ સરીયે;
વાહન વસ્ત્ર સમસ્ત, ગુરૂને અરપણ કરવાં
દિવ્ય દિવ્ય બીજાં વસ્ત્ર, ભાવે ભુશણ ભરવાં. ૧૨
આસન સેજ્યા ઉપાન, છત્રાદીક સુખકારી;
ભાવે ભોજન પાન, દેહ ગેહને નારી;
ગુરૂને અરપી સર્વ, આધીન થઇને રહીયે;
તજી દેહનો ગર્વ, કરણા સઘલી સહીયે.
વારંવાર પ્રણામ, દીર્ઘ દંડવત કીજે;
કરીયે એવાં કામ, જેને ગુરૂનું મન રીઝે;
આપે લક્ષ અખંડ, અદભુત આનંદ આવે;
જે સરજે બ્રહ્મંડ તે, પ્રભુને દરસાવે. ૧૪
જે પદ અગમ અપાર, દેવ મુનીને દુર્લભ
તે દરસે નીરધાર, ગુરૂ સેવાથી સુર્લભ;
અનુભવ અર્ક પ્રકાશ, દેવા રૂદયે જેને;
કાપે કર્મના પાશ, સદગુરૂ કહીયે તેને. ૧૫
ગુરૂપદ રજકણ એક સ્નેહે સીરપર ધારે;
તિરથ કોટિ અનેક, કેરૂ ફલ હોય ત્યારે;
ગુરૂ ચરણોદક પાંન, પ્રીત્ય સહિત લે મુખમાં;
સકલ તીરથનું સ્નાન, તે ફલ પાંમે સુખમાં. ૧૬
ગુરૂ ઉચીષ્ટ પ્રસાદ, પુરણ પુન્યે પામે;
તે ગુરૂના ગુણાનુવાદ, કરતાં ભવ દુખ વામે;
જ્યાં ગુરૂનું આશ્રમ, તે સ્થળ જાણો કાશી;

ગુરૂ તે તારક બ્રહ્મ, વિશ્વેશ્વર અવિનાશી. ૧૭
ગુરૂ ચરણોદક ગંગ, અગણિત અઘહર નાશી;
અશિ અંગ કુસંગ, નિશ્ચે લેજો ધારી;
ગુરૂ ચરણનું ચિંન્હ તિરથ રાજ પ્રમાણે:
પ્રાગ રાજથી ભિન્ન અંતર કાંય ન આણો. ૧૮
ગુરૂ મુરતીનું ધ્યાન, ગુરૂ ગુરૂ નામ ઉચરીયે;
ગુરૂ ચરણોદક પાન, ગુરૂ આજ્ઞા અનુસરીયે;
વરણાશ્રમ અધિકાર, ગરવ કરવો છોડી;
ગુરૂ આગલ નમસ્કાર. રહેવું બે કર જોડી. ૧૯
વારમવાર પ્રણામ, કપટ તજીને કરીયે;
તજી ક્રોધ ને કામ, દૃઢ ભક્તિ ઉર ધરીયે;
ગુરૂની આગળ કાંય, અસત્ય ના ઉચરવું;
ગુરૂના આસન માંય, પગલું ધરતાં ડરવું. ૨૦
પાગ ઉપર ધરી પાગ, ગુરૂ આગલ જે બેસે;
ગુરૂ મુરજાદા ત્યાગ કરત સંકટ સેહેશે;
ગુરૂ વચનનો લોપ, કરતાં જે નવ ત્રાસે;
સહે દઈવનો કોપ, સુકૃત સઘળાં નાસે ૨૧
એકાક્ષર દાતાર, ગુરૂ ઇશ્વરનાં માને;
ધારે દેહ અપાર, ગરધવ શુકર શ્વાને;
ગુરૂ મહિમા કરી ભંગ, આપે આપ વખાણે
તેનું પિલે અંગ જમદા ઘાલી ઘાણે. ૨૨
ગુરૂ બરાબર આપ, માની લેજો મનમાં;
તેનાં પુરણ પાપ વસે વરૂ થઇ વનમાં;

આજ્ઞા થઈને જાણુ, ગુરૂના અવગુણ ગાશે;
તે પાપીના પ્રાણ, જમને હાથે જાશે. ૨૩
ગુરૂથી છાંના કર્મ કરશે નંદીક પ્રાણી;
ધિક ધિક તેનો ધર્મ, હોય પુન્યનિ હાણિ;
હું તુ કહીને વેણ, ગુરૂનિ સાંમુ બોલે;
કહે અઘટતાં કહેણ; તે નર ખરને તોલે. ૨૪
ગુરૂ સાંમો છલવાદ, જુગત્ય કરીને જીતે;
પડે ઘણો અપરાધ, ઘાણી વીપત્તી વીતે. ૨૫
દામમ ચાંમ પર પ્યાર, ગુરૂ ઉપર નહી એવો;
તે મતીમંદ ગમાર, જીવ આસુરી જેવો. ૨૬
ગીરજ્યા ગુરૂનું ગુણ, કોય આગળ ના કહીયે;
સારી હોયે સુઝજો, મન સમઝી રહીયે;
શુદ્ધ સુચિદાનંદ, વ્યોમતિત નિરંજન;
ટાળે ભવનો ફંદ, ભક્ત વછલ ભય ભંજન. ૨૭
જ્ઞાનશક્તિ આરૂઢ, તત્વ સકલ આ ગુસણ;
ગુણ જેના છે ગુઢ, રહિત મોહ મદ દુષણ;
કેવલ કરૂણા ધામ, કલ્પ તરૂ સમ કહાવે;
પુરણ કરે મન કામ, સઘળા શોક શમાવે. ૨૮
કાયા નગરી માંય ફોજ અવિદ્યા કેરી;
આવ્યુ ફેરવા ત્યાંય, પટ પટ લીધો ઘેરી;
મોહ લોભ અભીમાન કામ ક્રોધ મદ મચીયા;
ભુલી આત્મા ભાંન જીવ પ્રપંચે પચિયા. ૨૯
ખલ મોટા ખટ ચોર, ધરમ ધિરજ હરનારા;
જીવ તણું નહિ જોર ઘોર કરમ કરનારા;

જીવને નાંખી જાય, ગાંઠે તણું કરે આપે;
કાણુ કરે સંભાલ, તપે ત્રિવિધ તાપે. ૩૦
અગણિત જન્મ અપાર, ફરતો પાર ન આવે;
જો હોય પુંન્યનું જોર; તોજ મળે ગુરૂ આવી;
નાસે સઘલા ચોર, જીવને દે જાગવી; ૩૧
દેહ નગરમાં વાસ, હોય ગુરૂનો જ્યારે;
ટાલી મોહનુ વાસ, આપ અમલ બેસારે;
દશ દરવાજા માંય, ગુરૂની ચોકી બેસે;
આણ ફેરવે તાંય, પુરમાં ચોર ન પેસે. ૩૧
સત નામ સમસેરે જીવના કરમાં આપે;
હોશરૂપ દલજોર કરી, અવીધા કાપે;
સત્ય શિલ સંતોષ, પ્રબલ વિવેક પધારે;
નિતિ ભક્તિ ગ્નાન, વાસી સેહેર સુધારે. ૩૨
હોય ગુરૂનુ રાજ, દેહ નગરમાં જ્યારે;
સરિયાં સઘલાં કાજ, જીવ ના જાણ્યું ત્યારે;
રત્ન સાર સમ તેજ, વહતા જો હોય વાણિં;
ગુરૂ મલાયાની એજ, ઉપમા છે એ પાણિ. ૩૩
બોલે ઉતમ બોલ, અનુભવ જેમાં ભરાયા;
તેનો કરતાં તોલ, ગ્નાન તણો એ દરીયો;
બોલે વચન વિરૂધ. સત્ય ધર્મને ખંડે.
તે નહિ ગ્નાની શુધ, પેટભરે પાખંડ. ૩૪
ગુરૂમુખી સાજન માત્ર, હોય સહુના હિતકારી;
પરમ પુન્યનું પાત્ર, જેણે બુદ્ધિ સુધારી;

કુધરા નરના દાંન, ઉપર દીસે નમતા;
ઘટમા ન ટકે ગ્નાંન, સીલ સત્ય નહિ સમતા. ૩૫
એક ગુરુના શીશ, સુધારાનું ધરા કાહાવે;
સુંદરા સાંપે શીશ, વરતે ભક્તિ ભાવે;
ખલતાન વશે ખેડવ બગ્ર હંહને માને;
હરી શુ બાંધે હુંડવ, તુારા એ જની આંને. ૩૬
ગહિરજ્યા સમઝી એમ, આપ અંહઃ તજીયે;
પુરણ આણી પ્રેમ ભાવે ગુરુને ભજીયે,
હાવે ધ્યાંન અનુપ, કહુછુ દિલ આણિ;
ગુ દેહિ મમરૂપ, જુગતે લજે જાણી. ૩૭
મન વાંચ્છીથી પ.રવ, સુગમ ચરણ છે જેના;
શીવ શક્તિ મય સાર, રંગ અરંગી તેના;
આહાં ભુજની માંય, માહા મંગલ મય મુરતી;
ગુરુને ધારો ત્યાંય, સાંત્રિ ગગનમાં સુરતી. ૩૮
ચિંતા મણિનું દિવ્ય, સિંહાસન છે સારૂ;
તેમાં ગુરૂ સદધરવ, મન ધારે છે માહારૂ;
ચંદ્ર શીલા સમ દેહ, બે લોચન સુખકારી;
અદભુત મુરત્તિ એહ, મહિમા જેનો ભારી. ૩૯
ઉર ભુજ નયન વિશાલ, અભય માહા વર આપે,
નીજ જનના પ્રતી પાલ, કોટી જનમ દુખ કાપે;
કરૂણા સાગર નામ, મુખ પ્રસન છે જેહનુ;
પુરણ કરે મન કામ ધ્યાન ધરોજો તેનું. ૪૦
કંઠે, મણિ ના હાર સ્વેત સુનનનિ માલા.
શોભાનો નહિ પાર, બોલે શબ્દ રશાલ;

કેવલ જ્ઞાન સ્વરૂપ, ભદ્રા મુદ્રા ધારી;
માહા મનોહર રૂપ, ત્રિભોવનનુ તમ હારી. ૪૧
સકલ સિદ્ધિયો સાથ, કરે ગુરૂની સેવા
અખિલ ભોજનના નાથ, આનંદકારી એવા;
એમ નિત્ય અભ્યાસ, કરીયે દેહી જારે;
તેના ઘરમાં વાસ, કરે ગુરૂ ત્યારે ૪૨
ધ્યાતા ધ્યેય સમાન, થાશે એ અભ્યાસે;
ભુત ભવીસ વર્ત્તમાન, જ્ઞાંન થકી લેકે વાશો
કોટી જનમનાં કર્મ, બહુ સહુ પાતક બલશે;
આચરતાં એ ધર્મ જીવ બ્રહ્મમાં ભલશે. ૪૩
સકલ ધ્યાંનનુ મુલ ધ્યાંન ગુરૂનુ જાણો;
સકલ સીધી અનુકુલ, મોક્ષ તણુ સુખ માણો
મુકી સાધન માત્ર, ગુરૂ આરાધન કરશે;
પરમ મોક્ષનુ પાત્ર થઇ, ભવસાગર તરસે.
જેની કરૂણા લેશ હરી હરને જોજ છે;
ઉત્તમ એ ઉપદેશ, પુરણ પુંન્યે પ્રીછે;
ત્યાગી જોગી ગ્રસ્થ, નરકે અથવા નારી;
દેહ ધારી સમસ્ત, ગુરૂ સેવા અધીકારી. ૪૩
શીવ કરીને સ્નેહ, ગુરૂનો મહિમા ગાયો;
અજર અમીરસ એહ, પારવતીને પાયે;
ગુણ ગીતાનું સાર, ગાયુ ગરબા રૂપે;
જોશે કરી વિચાર, તે ન પડે ભવ કુપે. ૪૪
મહિમા અગમ અપાર, કોયસ કે નહિ જાણી;
જાંહાં નવ જાય વિચાર ત્યાંહાં કયમ પોચે વાણિ

સાગર કેરૂં તોય, ગાગરમાં રહે જેવું;
મન કલ્પે જે કોય, વાત બોલે તેવું. ૩૫
નેતિ નેતિ ઉચાર, નિગમ કરિને રહે છે;
તે ગુરૂ થઇ નિરધાર, આપ આપનુ કહે છે;
ગુરૂ બ્રહ્મમાં ભેદ, લેશ ન દિસે લક્ષે;
એમ વદે છે વેદ જોજ્યો અનુભવ ચક્ષે. ૪૧
અંશ બ્રહ્મના આપ, પડિયા માયા વમળે;
વિતે કોટીક કલ્પ, તોયે મુક્ત ન મળે;
કરૂણા કીધી આપ, દેહ ધરીને આપે;
ટાળે જીવના તાપ, મોહા ભવથી મુકાવે. ૪૭
નિત્યે ઉઠી પ્રભાત, ગુરૂનો મહિમા ગાશે;
છોટમ તે સાક્ષાત, નરહરી રૂપે થાશે;
મનવાંછીત ફળ માત્ર, સહેજે આવિ મળશે,
થાશે પુન્યનુ પાત્ર સુકૃત સઘળાં ફળશે. ૪૮
ઓગણીસે પચવિશ, જે સંવત સુખકારી;
પ્રભુને નામી શીશ, ગુરૂપદ ઉરમાં ધારી;
ચઇત્ર પાછલો પક્ષ. દશમી મંગળ વારે;
પ્રગટ કર્યો છે, લક્ષ ગુરૂ ગીતા અનુસારે.

સમાપ્ત.